# ખુશ ખબર

સંગીત સાથે દરેક ધર્મના ઉપર તથા સામાજીક તેમજ ઇતિહાસીક પ્રવચન કરનારઃ—

## વોરા ભોગીલાલ રતનચંદ
## રાજકવિ ધરમપુર સ્ટેટ.

જ્ઞાન સાથે ગમ્મત અને આનંદ લેવા માટે દરેક ધાર્મીક તેમજ સમાધિ મહોત્સવ પ્રસંગે યાદ કરો.

લખો યા મળો:—

**રાજકવિ ભોગીલાલ રતનચંદ વોરા.**

રતનપોળ, પીપળાવાળો ખાંચો,
અમદાવાદ.

સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલિ પુ. ૧

# અનોપમા દેવી

લેખક અને પ્રકાશક

**ભોગીલાલ રતનચંદ-રાજકવિ**

ધરમપુર સ્ટેટ.

રતનપોળ પીપળાવાળો ખાંચો-અમદાવાદ.

વિક્રમ સં. ૨૦૦૧ • વીર સં. ૨૪૭૧ • ઇ. સં. ૧૯૪૫

પ્રત: ૧૦૦૦

કીં. રૂા. ૫-૦-૦

# નિવેદન

અનોપમાનું પુસ્તક લખવા માટે–તેમજ ઈતીહાસીક સંશોધન પણ પુરતા સાધન દ્વારા બની શકે તે માટે મારા હ્રદયમાં વિચાર ઉદ્‌ભવ્યો જ તે વિચાર લગભગ ત્રણ વરસ તો મે આળસ અને પ્રમાદમાં જ વિતાવ્યા. આંખરે મારો વિચાર અમલમાં લાવવા માટે નક્કી કરી લીધું અને અનોપમાનું પુસ્તક જનતાના ચર્ણે ધરવા હું આજે ભાગ્યશાળી બન્યો છું. અનોપમાના પુસ્તકમાં મેં મારાથી બનતી તમામ શક્તિ ઈતીહાસીક દાખલાના પુરાવાથી જેટલી મજબુત બને તેટલી મજબુત રીતે શોધી આ પુસ્તકમાં પુરવણી પૂરી છે. તે છતાં કંઈ પણ દોષ હશે છતાં તે દોષ ન આવે તેની મેં પુરેપૂરી કાળજી રાખી છે. વાધેલા વંશમાંથી જેટલી હકીકતો આ પુસ્તકને ઉપયોગી થઈ પડે તેટલા સાધનનો મેં બન્યો તેટલો ઉપયોગ કર્યો છે.

વસ્તુપાળના રચેલા પ્રબંધમાં એક નવાઈ ભરી વાત લખવામાં આવી છે. વસ્તુપાળ તથા તેમના કુંટુંબીજનો શેત્રૂંજયમાં તેમજ ગિરનાર વિગેરેની યાત્રાએ જઈ પાછા આવતા ધોળકે આવ્યા. તેવામાં

ગુર્જર દેશાધિષ્ટાત્રી મહણદેવી વીરધવળને સ્વપ્નામાં દેખાવ આપી કહેવા લાગી કે—આ ગુર્જર ધરા વનરાજ આદિ ચાપોત્કટ (ચાવડા) રાજાઓએ ૧૯૬ વર્ષ રાજ્ય ભોગવ્યું ત્યાર પછી મુળરાજ, ચામૂંડરાજ દુર્લભરાજ ભીમ, કર્ણ, જયસિંહ કુમારપાળ, અજયપાળ. લઘુ ભીમ અને અર્ણોરાજ ચૌલ્યુક્યોએ ભોગવી. હવે તમે પિતા પૂત્ર બન્ને તેના ભોક્તા છો, માટે રાજાના અભાવથી આજે ગુર્જર ધરા વિચિત્ર સંજોગોમાં મ્લેચ્છોના ત્રાસથી પીડાઈ રહેલી છે. માટે તમે વસ્તુપાળ અને તેજપાળને મંત્રી બનાવો તો રાજ્યનો પ્રભાવ અને ધર્મ વૃદ્ધીનું બળ વધશે. હું તમારા પૂણ્ય બળથી આકર્ષાઈ છું. અને તમને ચેતવણી આપુ છું.

આ પ્રમાણે સ્વપનું વીરધવળને આવ્યું. તેવી રીતે તે જ પ્રમાણે લવણપ્રસાદ રાણાને પણ સ્વપનું આવ્યું. બન્ને બાપ દીકરાની એક જ સલાહથી પોતાના રાજગુરૂ સરસ્વતિના પુરૂષાવતાર શ્રી સોમેશ્વર પંડિતને બોલાવી બધી વાત કરી. ત્યાં પંડિતે પણ રાણાની વાતને પ્રોત્સાહન આપ્યું અને બન્ને ભાઈઓને બોલાવી મંત્રીપદ આપ્યું. બન્ને મંત્રીઓએ પણ પોતાની બુદ્ધી ચાતુર્ય વડે ગુજરાતને આબાદ બનાવ્યું. તેજપાળની અર્ધાંગના અનોપમાદેવી પણ બન્ને ભાઈઓના કાર્યમાં સલાહકાર રહેતી અને તેની સલાહ પણ હર વખતે ઉપયોગી નીવડતી. વસ્તુપાળે પોતે જે—જે અધિકારીઓએ પ્રજાનું લોહી ચુસવામાં બાકી રાખી નહોતી તે બધા પાસેથી રાજ્ય સત્તાથી લાખો દ્રમના દંડ કરી તીજોરી તર કરી સૈન્યનો જમાવ કરી દરેક રાજાઓને ગુજરાતની સત્તા નીચે લાવ્યો આ પ્રમાણે બન્ને ભાઈઓએ રાજ્યની સેવા બજાવી, તેમજ પ્રજાની પણ સેવા બજાવી. રાજપ્રીય અને પ્રજાપ્રીય થઈ પડયા હતા. વળી જ્યાં જ્યાં જેણે જૂલમ અને ત્રાસ વર્તાવ્યો હતો ત્યાં ત્યાં બન્ને ભાઈઓએ બહાદુરી બતાવી ગુજરાતની સત્તા સ્થાપી હતી.

કુમારપાળના રાજ્ય ઈતીહાસમાં લવણપ્રસાદ શ્રી ભીમનો પ્રધાન હતો. તેવું મેરૂતુંગે લખેલું છે તેને સ્વાધિન વ્યાઘ્રપલ્લી (વાઘેલ) હતું તેની રાણીનું નામ મદન રાણો હતું તેનો પૂત્ર વીરધવલ હતો. વળીચંદ બારોટની કૃતીમાં તેનું નામ વીર વાઘેલા અથવા વીરધવલંગ કરીને લખ્યું છે સન ૧૨૭૧ માં આબૂ ઉપર તેજપાળે દેરાસર બાંધ્યું. તેના લેખમાં વીરધવલનું તેના પિતાનું અને દાદાનું નામ લખેલું છે. ગુજરાતનું રાજ્ય નિર્ભય બનાવવા સારૂ અને ગુજરાતનું ગૌરવ વધારવા સારૂ વસ્તુપાળ અને તેજપાળ રાત દિવસ જંપ્યા નથી. આ વખતે વસ્તુ અને તેજના સલાહકાર જૈન આચાર્ય શ્રી વિજય-સેનસૂરી હતા. અને તેમની સલાહ દરેક રીતે ઉપયોગી થઈ પડતી.

---

નોંધ · વ્યાઘ્રપલ્લી અથવા વાઘેલ વંશ

| | |
|---|---|
| ધવલ | કુમારપાળની માશી સાથે પરણ્યો સન ૧૧૬૦-૧૧૭૦ |
| અર્ણોરાજ | સન ૧૧૭૦-૧૨૦૦ |
| લવણપ્રસાદ | ધોળકાનો મહામંડળેશ્વર સન ૧૨૦૦-૧૨૨૩. |
| વીરધવલ | ધોળકાનો રાણો સંવત ૧૨૭૬-૧૨૯૫-ઈ. સ. ૧૨૧૯-૨૦ |
| | થી ૧૨૩૮-૩૯ સુધી સ્વતંત્ર. |
| વીશલદેવ | સંવત ૧૩૦૦-૧૩૧૮-૧૮ વર્ષ રાજ્ય કર્યું. |
| અર્જુનદેવ | ,, ૧૩૧૮-૧૩૩૧-૧૭ ,, ,, |
| સારંગદેવ | ,, ૧૩૩૧-૧૩૫૩-૨૨ ,, ,, |
| કર્ણદેવ બીજો | ,, ૧૩૫૩-૧૩૬૧- ૮ ,, ,, |
| | ——— |
| | ૬૫ |

આ લેખ સંવત ૧૨૮૭–ફાલ્ગુણુ વદિ ૩ રવિવારનો છે. જુવો કીર્તિકૌમૂદી પરિશિષ્ટ બ.

વળી તેજપાળે ધુધલ જેવા ગોધ્રાના જૂલ્મી રાજાને સ્ત્રીના કપડાં પહેરાવીને પાંજરામાં પૂરી લાવ્યો હતો. અને તેની સાથે યુદ્ધમાં જીત્યો હતો. આખરે ધુધળ પોતે પાંજરામાં ને પાંજરામાં જ પોતાની જીભ કરડી મરી ગયો હતો તે ગોધરાથી પણુ અસંખ્ય લક્ષ્મી લાવી ગુજરાતનો ભંડાર તાજો કર્યો હતો.

વસ્તુપાળે પણુ સદીક મુસલમાન આરબ જેવા જબર જસ્ત વ્યક્તિ કે જેની સહાયતામાં શંખ જેવા ઘણા રાજાઓ હતા તેને અને શંખને અજબ શીક્ષા આપી. કરોડોની દોલત લાવી ગુજરાતના ચર્ણે ધરી હતી. શંખને મારવા માટે તેના અંગરક્ષક ભુવનપાળ કે જે એક વખત રાણા વીરધવળની અંગુઠી ચોરી હતી. તેવા ગોલાને પણુ મર્દ બનાવ્યો હતો. તેને બહાદુરી બતાવી તે વખતે વસ્તુપાળે પોતાની બહેન વયજૂકાનું સગપણુ તેની સાથે કર્યું ત્યાં તરતજ તે ભુવનપાલ લડતાં લડતાં મરણુ પામ્યો અને બ્હેન વયજૂ વિધવા બની. આવી આવી અનેક મુશીબતો આ બન્ને ભાઈ અને દેવી અનોપમાએ ભોગવી હતી છતાં પોતે અનીતીનું ધનનો જરા પણુ લોભ ન રાખતાં પોતે પોતાના સત્ય અને વહેવારથીજ ચાલતા હતા.

અનોપમાનું સગપણુ તેજપાળ સાથે કરવાની સલાહ તેજપાળની માતા કુંવરબાઈને જો આપી હોય તો તે આચાર્ય શ્રી વિજયસેનસૂરી હતા. અનોપમા ચંદ્રાવતીના શેઠ ધરણિગની પુત્રી હતી. ઘણી શાણી, ડાહી અને નીડર હતી પણુ જરા સુંદરતામાં શ્યામ હતી. આ વખતે અનોપમાએ પોતાના જીવનમાં ઘણા ઘણા સંકટો સહન કરી લેતી હતી તેની લગની આબૂ ગીરીરાજ ઉપર હતી કંઈક કરવું તેજ તમન્ના.

દોહો.

વન ગહવર ને વેંળિયાં, પલ્લવ મેવા થાય;
દૃષો પર્વત દ્રાક્ષ ને ખેતર બહુ શોભાય.
ભુમી પણ બની પત્રમય, એવી કોટની ભીંત;
જેઓ પરતાજો રહી, નાશ વરયો બહુ રીત.
દુર્ગ રાયણુ ત્યાં રહી, છેલ્લી કરે સલામ;
સૌ સુંદરતાનું બન્યું, એવું આબૂ ધામ.

આ સિવાય અનોપમાની ત્યાગવૃતિ કોઈ અજબ હતી. તેની ત્યાગવૃતિની જોડ જડવી મૂશ્કેલ છે. જ્યાં જ્યાં કામ પડે, યુદ્ધના મોરચા મંડાય, જ્યાં ખાંડાના ખેલ ખેલવાના હોય ત્યાં ત્યાં પોતે પોતાના વૈભવ વિલાસની પરવા રાખ્યા વિના પોતાના પતિ તેજપાળને મોકલતી અને ભાવભીની હસ્તી કીકીઓ શસ્ત્રો સજાવતી. આ સિવાય તેને લાવણ્યસિંહ નામનો કુમાર થયા પછી લગભગ યુવાન ઉમરમાંજ બ્રહ્મચર્યનું પાલન કરવાનો નીયમ લીધો હતો. શાથી કે પોતાની નણંદ બેન વયજૂકા વિધવા હતી તેથી તેનું વૈધવ્ય સાચવવા સારૂ પોતે પોતાના સુખનુ બલિદાન આપ્યું હતું. અને પોતાના પતિ તેજપાળને સુહડાદેવી નામની બીજી સ્ત્રી પરણાવી હતી. અને પોતે આબૂ દેલવાડાના મંદિર બનાવવામાં મશગુલ બની હતી. ગૃહસ્થાશ્રમના કાર્યમાં સામાજીક કાર્યમાં, રાજદ્વારી કાર્યમાં વળી ધાર્મિક કાર્યમાં પણ અનોપમાનો હીસ્સો ઘણોજ અગ્ર સ્થાને હતો, અને વસ્તુપાળ સરસ્વતિ પૂત્ર હોવા છતાં તે અનોપમાની આમાન્યા અને આજ્ઞા સંપૂર્ણપણે પાળતો હતો. એક વખત પોતાના પતિ તેજપાળ અને જેઠ વસ્તુપાળે જેતલઆની રાણીને વામાનસથલી ભાગવાનું વચન આપ્યું હતું તે વચન પૂરુ કરવાનું જોમ આવ્યું હોય તો તે અનોપમાએ આપ્યું હતું અને મામા સાંગણે કે તેમ તેના આખા કુટુંબે

જે ગુજરાત અને ધોલકા ઉપર પ્રજામાં ત્રાસ ફેલાવી કરે.ડાની મીલ્કત તેમ પોતાની બહેન જેતલદેવીના બધા દરદાગીના ઉચાપત કરી વામાનસ્થલી ભેગા કર્યા હતા તે વ્યાજ સાથે મંત્રી તેજપાળ અને વીરધવળ અને જેતલબાએ પોતાની બહાદુરી બતાવીને વામાનસ્થળી ઉપર અને આખા સૌરાષ્ટ્ર ઉપર ગુજરાતની સત્તા જમાવી હતી તેમાં અગ્રપણે હીસ્સો મંત્રી તેજપાળનો હતો; આ સિવાય સદીક અને શંખ ઊપર વિજય મળવાથી વસ્તુપાળને શેત્રુંજય તીર્થની સંઘયાત્રા કરાવવાનો વિચાર થયો તે વિચાર જો બંધ કરાવ્યો હોય અને નીડરતાથી સમજાવ્યું હોય તો તે અનોપમાજ હતી અને વસ્તુપાળે પણ તેની વ્યાજબી સલાહ માન્ય રાખી હતી. આબૂ ઉપરના મંદિરની પ્રથમ પ્રતિષ્ટા વીક્રમ સંવત ૧૨૮૭ ના ફાગણુ વદ ૩ ને રવીવારે શ્રી વિજયસેન સુરીશ્વરના શુભ હસ્તે કરાવી હતી. તે પછી તમામ દેરીયોની પ્રતિષ્ટા વીક્રમ સં. ૧૨૯૩ સુધીમાં થઈ હતી અને બાકીની વીક્રમ સંવત ૧૨૯૭ માં પ્રતિષ્ટા કરી હતી અને મંદિરનું તમામ કાર્ય સંપૂર્ણ પૂરું થયું. વળી વિક્રમ સંવત ૧૨૭૫ વર્ષમાં મંત્રી વસ્તુપાળ અને તેજપાળથી પ્રાગ્વાટ લઘુ શાખા પ્રગટ થઈ, એટલે તેમના સમયમાં પોતાની પોરવાડ જ્ઞાતિમાં દશા અને વીશા એવા બે ભેદ પડયા. વીશ વશાના ઉત્તમ પૂરી યોગ્યતાવાળા તે વીશા અને તેથી ઓછી યોગ્યતાવાળા તે દશા ( આ દશા વીશાના ભેદ અન્ય વણિક જ્ઞાતિઓમાં અને ગુજરાતમાં ધીમે ધીમે દેખાવ દેતા ગયા અને સંવત ૧૫૧૨ માં તો આ ભેદ દશા વીશાના જાણીતા થઈ ગયા ).

આ સિવાય બપ્પભટ્ટી ગુરૂની વાણીની કવિની શિક્ષા કેવી હતી. સંવત ૧૨૮૫ ની સાલમાં કાવ્યશીક્ષા નામના ગ્રંથના રચનાર શ્રી વિનયચંદ્રે પોતાના ગુરૂની કાવ્ય શક્તિ માટે નીચે મુજબ તેમણે વર્ણન કર્યું છે.

**नत्वा श्री भारतीदेवी बप्पभट्टि गुरांगिरा ।**
**काव्यशिक्षां प्रवक्ष्य भिनाना शास्त्र निरीक्षणात्र ॥**

તે વખતના ૮૪ દેશોની માહિતી આપેલી છે તે સૌરાષ્ટ્ર નવ હજાર ગામનો લાટદેશ, એકવીશ હજાર ગામનો ગુર્જરદેશ, સીતેર હજાર ગામનો હતો. આ પ્રમાણે સંવત ૧૨૮૫ ની સાલના ગ્રંથમાં લખેલું છે. અબજોની સંખ્યામાં લક્ષ્મીનો સદ્વય કરનાર ધર્મવીર ચતુરતાપૂર્વક નિર્દોષ ધર્માચરણો આચરી કલિયુગમાં પણ કૃત્યયુગને ઉતારનાર સર્વ દર્શનોને સન્માન અને સમભાવથી જોનાર કવિઓના આશ્રયદાતા, સુવર્ણ ધારાવર વરસાવી સમસ્ત યાચકોને સંતુષ્ટ કરનાર દાનવીર નરનારાયણાનંદ મહાકાવ્ય આદીશ્વર મનોરથમય સ્તોત્રો-સૂક્તિઓ રચનાર-વિચાર ચતુર વિવેક વાચસ્પતિ વિખ્યાત મંત્રીશ્વર વસ્તુપાળનું શત્રુંજયની તેરમી યાત્રા માટે પ્રયાણ કરતા માર્ગમાં વિક્રમ સંવત ૧૨૯૬ માઘ માસની પંચમી તિથિ રવીવારે પ્રથમ પહોરમાં ધર્મરાજ પૂત્રીશ્રી સદ્ગતિ સાથે પાણી ગ્રહણ થયું-સ્વર્ગમન થયું. વળી વિક્રમ સંવત તેજપાળનું ૧૩૦૪માં સ્વર્ગગમન થયું.

આ પ્રમાણે અનોપમાદેવીના પુસ્તકમાં મારી બુદ્ધિ અનુસાર જે જે માહિતી મારી શોધખોળથી જે જે ગ્રંથોમાંથી મળી તેનો પૂરેપૂરો અભ્યાસ કરી આપવામાં આવી છે. આ પુસ્તક લખવામાં નીચેના ગ્રંથોનો આધાર લઈ લખવામાં આવ્યું છે.

પ્રબંધ ચિંતામણી રાસમાલા, જૈન સાહિત્યનો સંક્ષીપ્ત ઈતીહાસ તેમજ શ્રીયુત મેઘાણી કૃત ગૂજરાતનો જય. વળી મેવાડ-ઉદયપુરના-ગવરીશંકર ઓઝાનો ઈતિહાસ. એ સિવાય આચાર્યોના કેટલાક ગ્રંથોના આધારો લીધા છે.

આ પ્રમાણે મારા વર્ષોના પ્રયાસથી મારી બુદ્ધિ અનુસાર

મારામાં જ્ઞાન અને વિદ્યાનો તદન અભાવ હોવા છતાં શાશ્વનદેવ અને સરસ્વતિની કૃપાથી અનોપમાદેવીનું પુસ્તક મેં જનતા આગળ રજુ કર્યું છે. વળી આ પુસ્તકમાં વાંચકને જ્યાં જ્યાં મારી ભૂલ તથા ઐતિહાસિક પ્રમાણોની શંકા જણાય તો મને વિગતવાર ખબર આપી મારી ભૂલ સુધારશે તો તેઓનો હું આભારી થઈશ અને ભવિષ્યમાં વાંચકોની લાગણીથી બીજી આવૃત્તિ બહાર પાડવાનો સંયોગ મળશે તો તેમાં સુધારો કરીશ. શાશ્વનદેવ સૌનું કલ્યાણ કરો.

લી. ભોગીલાલ રતનચંદ કવિ.



૨૫૨૩૭

# અગાઉથી ગ્રાહક થનારા ગૃહસ્થોની મુબારક નામાવલી.

## અમદાવાદ

૫૧ શેઠ ત્રીકમભાઇ મગનલાલ સુતરીયા
૪ ,, મણીલાલ મગનલાલ હપ્પા
૫ ,, અનુભાઇ ત્રીકમલાલ
૫ ,, જમનાદાસ સુરજમલ
૫ ,, બુદ્ધાલાલ શકરચંદ સુતરીયા
૫ ,, ચીમનલાલ મંગળદાસ
(ગુલાબચંદ નગીનદાસવાલા)
૫ ,, લાલભાઈ જોઈતારામ

## મુંબાઇ

૧૬ શેઠ જમનાદાસ મોનજી ઝવેરી
૧૧ ,, સકરચંદ મોતીલાલ મુલજી
૧૦ ,, દ્દોંગજીભાઇ વિકમશી ઘાટકોપર

## શીવગંજ (એરણપૂરા મારવાડ)

૧ આદર્શ જૈન વાંચનાલય હા. શેરીમલ
૨૫ શેઠ શામજી દીપાજી (હ. ચુનીલાલજી)

## પેટ્રન રૂ ૧૨૫-૦-૦ ના

### સરસ્વતિ સાહિત્ય રત્નગ્રંથાવલીના મેમ્બરોના મુબારક નામ

૧ નેક નામદાર શ્રીમંત મહારાજા શ્રી વિજયદેવજી સાહેબ બહાદુર
સંસ્થાન ધરમપૂર

૨ રા. રા. મે. ભોગીલાલભાઈ જે. મોદી શ્રી હજુર પર્શનલ
સેક્રેટરી ધરમપુર

૩ રા. રા. શેઠ ટોકરશીભાઇ મુલજીભાઈ ઘાટકોપર

૪ રા. રા. શેઠ મોહનલાલ તારાચંદ (રમણીકલાલ મોહનલાલની કું)

૫ રા. રા. શેઠ ભોગીલાલ મગનલાલભાઇ મહાલક્ષ્મી મીલ્સ
ભાવનગર

૬ રા. રા. શેઠ હીરાલાલભાઈ મોતીલાલ કરસનદાસ બુલાખીદાસ
મીલ્સ [પેટલાદ]

૭ રા. રા. શેઠ મોહનલાલ છોટાલાલ અમદાવાદ

૮ રા. રા. શેઠ મનસુખલાલ બેચરદાસ મુંબાઇ

૯ રા. રા. શેઠ જીવણલાલ લલ્લુભાઈ મુંબાઈ (પાંટણવાલા)

૧૦ રા. રા. શેઠ નગીનદાસ પ્રેમચંદ (મહુવાવાલા) મુંબઇ

૧૧ શેઠ જમનાદાસ હીરાચંદ સુતરીયા

૧૨ શેઠ બબલભાઈ કેશવલાલ પ્રેમચંદ મુંબાઇ

૧૩ શેઠ મેઘજીભાઈ સોજપાલ

૧૪ શેઠ રવજીભાઈ શોજપાલ

૧૫ શેઠ મુલચંદભાઈ બુદાખીદાસ

૧૬ શેઠ દુર્લભજીભાઈ ઝવેરચંદ

૧૭ શેઠ શાંતીલાલ મગનલાલ

૧૮ શેઠ ચંદુલાલ વર્ધમાન શાહ

૧૯ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી.

## ૫૦—૦—૦ પાંચ વર્ષના મેમ્બર

૧ શેઠ સોમચંદ શંકરલાલ (આગ્રા કચેરી ઘાટ)
૨ રા. રા. વસંતલાલ વૃજલાલ ગાંધી મુંબાઇ
૩ રા. રા. શેઠ લલ્લુભાઈ ગુલાબચંદ મુંબાઇ (જીવદયા મંડળી)
૪. રા. રા. શેઠ પરશોતમ માવજી હ. દલીચંદભાઈ
૫ રા. રા. ઇંદ્રવદન સાંકલચંદ અમદાવાદ
૬ રા. રા. કેશવજી મોનજી ખેતાણી (હ. છોટાભાઇ ગીરધરલાલ
૭ રા. રા. ખાન્તીલાલ અમરચંદ વોરા ભાવનગર
૮ રા. રા. શેઠ પોપટલાલ મોહોલાલ શાહ અમદાવાદ



## રૂ. ૧૦—૦—૦ મેમ્બર વાર્ષીક

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | માણેકલાલ મણીલાલ | અમદાવાદ |
| ૨ | ,, | આતમારામ નથુભાઇ | ,, |
| ૩ | ,, | કેશવલાલ હરીલાલ | ,, |
| ૪ | ,, | નેમચંદ હઠીશંગ | ,, |
| ૫ | ,, | મંગળદાસ ડાહ્યાભાઇ | ,, |
| ૬ | ,, | હીરજીભાઇ ઘેલાભાઈ | ઘાટકોપર |
| ૭ | ,, | ખીમજીભાઈ રાયમલજી | ,, |
| ૮ | ,, | ડુંગરસી મનસી | ,, |
| ૯ | ,, | ગુલાબચંદ ગફલભાઇ | ,, |
| ૧૦ | ,, | ધરમશી જેઠાભાઈ | ,, |
| ૧૧ | ,, | છોટાલાલભાઇ ગીરધરલાલ | ,, |
| ૧૨ | ,, | ભાખરીયા બ્રધર્સ | મુંબાઈ |
| ૧૩ | ,, | તુલસીદાસ વસંતલાલ | ,, |
| ૧૪ | ,, | કાન્તીલાલ એમ. ઝવેરી | ,, |
| ૧૫ | ,, | ટી. સી. બ્રધર્સ | ભાવનગર |
| ૧૬ | ,, | ધીરજલાલ અભેચંદ વૈદ | ઘાટકોપર |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ,, | ઝવેરી અમુલખ ભાઇચંદ | મુંબાઈ |
| ૧૮ | ,, | રા. રા. નવનીતલાલ માણેકલાલ અંધેરી પરીખ | |
| ૧૯ | ,, | શેઠ ચીમનલાલ મંગળદાસ | અમદાવાદ |
| ૨૦ | ,, | શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તારંગા હા. લખમીચંદભાઇ | |
| ૨૧ | ,, | શેઠ અમૃતલાલ જેશીંગભાઈ | અમદાવાદ |
| ૨૨ | ,, | શેઠ ચમનલાલ બાલાભાઈ | અમદાવાદ |
| ૨૩ | ,, | શેઠ બાબુભાઇ ભોગીલાલ સુતરીયા | |
| ૨૪ | ,, | શેઠ ભોળાભાઇ ભોગીલાલ સુતરીયા | |
| ૨૫ | ,, | શેઠ વાડીલાલ સોમચંદ | ,, |
| ૨૬ | ,, | શેઠ સારાભાઇ ડાહ્યાભાઈ હા. રમણભાઈ | ,, |
| ૨૭ | ,, | શેઠ પુંજાભાઈ ભુલાભાઈ શાહપુર | |
| ૨૮ | ,, | રસીકલાલ ચમનલાલ મોદી | |
| ૨૯ | ,, | શેઠ લલુભાઈ (મોહેલવાલા) | ,, |
| ૩૦ | ,, | શેઠ રસીકલાલ મોહનલાલ છોટાલાલ | ,, |
| ૩૧ | ,, | નવનીતલાલ મોતીલાલ | ,, |
| ૩૨ | ,, | મોરારજી ધારશી | દાદર-મુંબાઇ |
| ૩૩ | ,, | મોનજી જેવત | ,, |
| ૩૪ | ,, | કસ્તુરચંદ નાનચંદ | ,, |
| ૩૫ | ,, | ભવાનજી લખમશી | ,, |
| ૩૬ | ,, | ચંદુલાલ ટી. શાહ | |
| ૩૭ | ,, | રતીલાલ પોપટલાલ શાહ | |
| ૩૮ | ,, | વરધીલાલ વમળશી | |
| ૩૯ | ,, | નવનીતલાલ હરજીવનદાસ | |
| ૪૦ | ,, | શેઠ કાન્તીલાલભાઈ ફુલચંદ | |

# સમર્પણ–પુજય માતુશ્રી

## મંછા દેવીના ચર્ણે

માતા તારી મમતા અને માયા અને પુત્ર વાત્સલ્યતા તો મારાથી કોંચીત ભુલાતુ નથી. મારા પ્રત્યે તારો અનહદ પ્રેમ મને અહરનીશ યાદ આવ્યા કરે છે માતા મારા કમ નસીબે તું મને ત્રણ વર્ષનો મુકી સ્વર્ગની અધિકારીણી બની, તારા વ્હાલા પુત્રને પ્રભુના શરણમાં સોંપ્યો વ્હાલી માતા તારા સદ્‌ગુણોનું સંભારણુ પગલે પગલે તારા માતૃ વિયોગી પુત્રને કદી પણ ભુલાતુ નથી. માતા તારા વિયોગને આજે એકાવન વરસ પુરા થાય છે, માતા તું તારા પુત્રને જ્યાં હોય ત્યાંથી આશીર્વાદ આપી મારા કાર્યમાં સહાયક થજે અને આ મારી બાળક બુદ્ધીથી લખાએલું કાલી ઘેલી ભાષાનું અનોપમાદેવીનું પુસ્તક હું તારા ચર્ણોમાં સમર્પણ કરી માતા મારી પુત્ર તરીકેની ફરજ અદા કરૂ છું પ્રભુ તારા આત્માને સદા શાંન્તી આપો.

લી. તારો વીયોગી પુત્ર
**ભોગીલાલના**
પાએ લાગણાં.



# અનોપમા દેવી

## સ્તુતિ.

### મંગળાચરણ

સરસ્વતિ મયુર વાહન તારૂ, સરસ્વતિ મયુર.
હસ્ત વીણા ધારીણી તું તો, ગીત સદા તુજ પ્યારૂ;
અપુર્વ મધુરતા એ ગીતની, શાન્ત બને ચિત્ત મારૂ. સરસ્વતિ. ૧
તંત્ર રણિત સંગ ધ્વનિ ખીલવતી, પ્રફૂલ કરે જગ સારૂ;
મંનને સ્વરને રસને તું સ્ફૂરતી, ખીલવતી દીલ માહરૂં. સરસ્વતિ. ૨
દેજે રદયમાં સન્મતિ માતા, તુજ કૃપા વીણ જીવન અકારૂ;
સંજીવન કેરા તિમિર ટાળો, તુજ કૃપાથી સુખ મળનારૂં. સરસ્વતિ.૩
શરણે આયો તુજ ચરણુમાં, ચરણુ રજ શીર ધારૂ;
કહે ભોગીલાલ તુજ કૃપા વિના, સારા વિશ્વે અંધારૂ. સરસ્વતિ. ૪

### લાવણી

અશરણને શરણુ છે તારૂ, શરણાંગતને સહાય કરો;
અધમ ઉદ્ધારણુ ભવજળ તારણું, કીંકર કેરૂ કલ્યાણ કરો. ૧
સાહસ ઉપાડુ નારા ભરૂસે, મુજ બુદ્ધિનો વિકાસ કરો;
ભાવના ભાવુ શુદ્ધ હૃદયથી, પાપ રંકનાં દૂર હરો. ૨
અનુપમા દેવીનું ચરીત્ર, વિશ્વ જનતા ચરણે ધરૂ;
સહાયક થાજો તું જગતાતા, કદી ન તુજ નામ હું વીસારૂ. ૩
શાશનદેવ મુજ રક્ષા કરજો, મુજ હૃદય ધર્મ જ્યોત પ્રકટાવો;
પતિતપાવન છો મુજ સ્વામી, વિદ્યા મુજમાં વિકસાવો. ૪
આધિ વ્યાધિ ને ઉપાધિ, આપો આશિષ દૂર કરો;
યશ કીર્તી મુજ કાર્યમાં સાધુ, વિનંતી ભોગીની ધ્યાન ધરો. ૫

卐

# આભાર

સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રન્થાવલીની યોજનાનો પ્રથમ વિચાર મારા એક મિત્ર રા. રા. મણીલાલ મગનલાલ હપ્પા રાજનગર–નિવાસીએ આપ્યો. તેઓશ્રીની આપેલી સલાહ પ્રમાણે મેં શરૂઆત કરી અને ગ્રન્થાવલીની વરસમાં ત્રણ પુસ્તકો આપવાના નીયમ પ્રમાણે પ્રથમ પુસ્તક અનોપમા દેવીનું ચાલુ કર્યું. તે ચાલુ કરતી વખતે મારા અનેક સુખ દુઃખમાં સાથી બનનાર શેઠ ત્રીકમભાઈ મગનલાલ સુતરીઆ તથા શેઠ જમનાદાસ હિરાચંદ સુતરીયાએ પ્રથમ મને ઉત્સાહ આપી આભારી કર્યો. તે પછી રાધનપુર નિવાસી શેઠ શાકરચંદ મોતીલાલ મુળજીનાં ધર્મપત્ની અ. સૌ. બહેન સુભદ્રાબ્હેને સુંદર ભાવ બતાવી સહકાર આપ્યો. તે પછી ભાવનગર નિવાસી ભાવસાર ગં. સ. બ્હેન સંતોકબ્હેન કરશનદાસે સારામાં સારી બુકો લેવા માટે ઉદારતા બતાવીને સહકાર આપ્યો. તે પછી ધરમપુરના નેકનામદાર શ્રીમંત મહારાજા શ્રી વિજયદેવજી સાહેબ બહાદુર તથા શ્રી હજુર પર્શવલ મે. ભોગીલાલભાઇ જે. મોદી તથા શેઠ ભોગીલાલ મગનલાલ (મહાલક્ષ્મી મીલવાલા) તથા શેઠ મોહનલાલ તારાચંદ (રમણીકલાલ મોહનલાલની કું. વાલા) તથા શેઠ જીવણલાલ લલુભાઇ તથા શેઠ ટોકરશી મુલજી અને શેઠ લલુભાઈ ગુલાબચંદ ઝવેરી તથાં શેઠ જમનાદાસ મોનજી પાટણવાલા વિગેરેએ મારા પ્રત્યે જે લાગણી ધરાવી તથા શીંગજીભાઈ ત્રિકમસી ઘાટકોપરવાલા તથા નગીનદાસ મહુવાવાલા વિગેરે મારા અનોપમા દેવીના પુસ્તકમાં સહકાર આપી મને આભારી કર્યો છે.

વળી આ સિવાય પિતા તુલ્ય શેઠ ભગુભાઇ ચુનીલાલ સુત-

રીઆ ( આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ ) સાહેબ તથા શેઠ રવજી સોજપાલ તથા શેઠ મેઘજી સોજપાલ તથા શેઠ શાંન્તીલાલ મગનલાલ તથા શેઠ મુલચંદ બુલાખીદાસ તથા શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. તથા શેઠ ચંદુલાલ વર્ધમાન તથા શેઠ દુર્લભજીભાઈ ઝવેરચંદ તથા મેઘજી હીરજી જૈન પુસ્તક ભંડાર તથા તેના સંચાલક ભાઇ કુંવરજી હીરજી તથા ભાઇ છોટાલાલ ગોરધરલાલ (ઘાટકોપરવાલા) તથા શેઠ લલુભાઈ કરમચંદ દલાલ તથા ભાઈ દલીચંદ પરશોતમદાસ વીગેરે તથા અન્ય મિત્ર મંડળે જે મારા કાર્યમાં સહાયતા અપાવવા સારૂ જે મહેનત લીધી છે તેના માટે હું અંતઃકરણથી આભાર માનુ છું પરમાત્મા એ સર્વ ગૃહસ્થો તથા મિત્રમંડળને હંમેશાં દીર્ઘાયુ રાખો, એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

લી. આપનો

**ભોગીલાલ કવિ**



# મારી સાહિત્યના પ્રચારની ભાવનાને પૂરી કરવા પ્રભુ મને બળ આપો.

આ સંસારની શેત્રંજ ઉપર દરેક મનુષ્યની ભાવનામાં કંઇ પણ શુભ કાર્યો કરવાની લગની તો લાગેલી જ હોય છે પણ તે લાગણીઓ પોતાના પૂર્વ સંસ્કારના પરીણામ ઉપર બધી અવલંબી રહેલી હોય છે તેવીજ મારા જીવનમાં મને મારી જે જે શુભ ભાવનાઓ જ્યારે મારા હૃદયમાં જાગતી હતી તે તે વખતે મારી ભાવનાની તમામ જવાબદારી પ્રભુના શરણુમાં સોંપતો અને કાર્યનો આરંભ કેવલ પરીણામની આશા વગર ચાલુ કરતો હતો. આખરે તે કાર્યમાં પ્રભુની પ્રેરણાથી હું થોડી ઘણી પણ હું સફળતા મેળવતો હતો. સાહિત્યનો વિકાસ જનતામાં લોક ભાષામાં જેટલું અને તેટલું ઈતીહાસિક ભાવનામય સાદી અને સરલ ભાવનાવાળું પ્રચાર જેમ વધુ ને વધુ થાય તેજ મારા હૃદયનો ધ્યેય છે. અત્યાર સુધીમાં મારી કલ્પનાશક્તિથી અને બુદ્ધિ અનુસાર મેં લગભગ નવથી દશ પુસ્તકો પ્રભુ ભરૂશે જનતાના ચર્ણે ધર્યાં તે પુસ્તકોમાં મને મારા મિત્રમંડળ તરફથી સુંદર સહકાર પણ મળ્યો અને હું મારી ભાવના પૂરી કરવામાં થોડે ઘણે અંશે મજબૂત થયો. મનુષ્ય જો કર્તવ્યપરાયણ રહી જો પોતાનું કાર્ય ઉપાડે તો જરૂર તેમાં કુદરત સહાય કરે છે અને યશ મળે છે. મારી નાની ઉમ્મરમાં પણ મને ભાગ્યદેવીની અકૃપાથી મારી જીહ્વા તદ્દન બોલવામાં અશક્ત હતી. વિદ્યાદેવીને મારે બાર બાર ગાઉના છેટાં હતાં. નીશાળમાં હમેશાં ડાબા હાથનો પહેલો જ નંબર મારો પૂરાતો હતો. આવી મારી સ્થિતિમાં હું ઘણોજ હતાશ થતો અને આખરે જીવનથી કંટાળી પણ જતો. છતાં પુર્વ કર્મના

સંસ્કારથી મારી નિસ્વાર્થ ભાવનાના પરીણામે મારા ઉપર એકવીશ વર્ષે પ્રભુ કૃપા થઇ અને સરસ્વતી દેવીના પ્રતાપે કાવ્ય શક્તિ પ્રાપ્ત થઇ અને તે મળેલી કુદરતી શક્તિનો ઉપયોગ જનસેવા–સમાજસેવા અને મુંબાઈની જીવદયા મંડળીમાં કર્યો. પ્રજાએ મારી શક્તિ ઉપર ખુશી થઇ મને ઘણાજ સુવર્ણ ચંદ્રકો દ્વારા અને માનપત્રો સાથે પોતાનો બનાવ્યો. માટે મનુષ્યની પવિત્ર ભાવના ગમે તેવા સંજોગોમાં પૂરી થયા વગર રહેતી નથી. તે મારા અનુભવસિદ્ધની વાત છે.

આજે જૈન સમાજમાં ઘણા ધુરંધર વિદ્વાનો છે, સારા સારા શાસનસ્તંભ સમાન આચાર્યદેવો અને પંન્યાશો અને મુની મહારાજાઓ છે પણ દુખ એકજ છે કે આજે આટલા આટલા વિદ્વાનોનો સમૂહ હોવા છતાં જૈન સમાજમાં જ્ઞાન માટે તેમ ઈતીહાસીક ભાવના લોકોમાં સારા સારા મહા પુરૂષોના કર્તવ્યની કાયમતા કેમ રહી શકે તે ભાવનાનો આજે મોટા ભાગે અભાવ છે. સૌ કોઈ પોત પોતાનોજ વહિવટ અને પોતાની મહત્તા અને પક્ષાપક્ષના કાર્યમાં કેમ મજબુત બને તેમાંજ ઓતપ્રોત થઈ રહ્યા છે. આવી તેથી આજે સમાજ ભાવનાવાલી બનતી જાય છે તેની આજે નથી પડી. કહેવાતા વિદ્વાનોમાં કહેવાતા ચારીત્રશાળી મહાત્માઓમાં કે ધનવાનોમાં આજનો બાહ્યાઆંબર અને આગેવાની ભર્યો દરેક સંસ્થામાં લેવો અને પ્લેટફોર્મ ગજાવવામાં પોતાની મહત્તા અને શોભા સમજે છે. પણ સમય તો કર્તવ્ય યુગનો છે. આજે સમાજમાં નવીન રોશની જગાવવા ભાવના ઉદ્‌ભવી છે. તો સમાજ કેમ સેવાભાવી થાય. કેવી રીતે તે ધાર્મીકવૃતિ અને કર્તવ્ય પરાયણતાવાલી બને. દરેકના હૃદયમાં ભાતૃ ભાવના ઉત્પન્ન થાય તેવાં સાહિત્યોની અને પ્રચારકોની જરૂર છે. તે જો વાત આજના કહેવાતા શ્રીમંતો અને સંચાલકો જો મન ઉપર લઈને જો વિચાર કરે અને તેને અમલમાં મૂકવા પ્રેરાય તો જરૂર દસ વરસના આંદોલનમાં સમાજને કોઈ જુદી દીશામાંજ નવ-

ચેતનના સ્વરૂપ જેવા ભાગ્યશાળી બનીશું અને આપની પવિત્ર ભાવના મજબુત બનાવી શકીશું. પણ આજતો જ્યાં શબ્દોની મારામારી, પક્ષાપક્ષીની મારામારી, હોદ્દા લેવાની મારામારી જ્યાં હોય ત્યાં સમાજ કઈ જાતની આશા રાખે અને કઈ જાતની પવિત્ર ભાવનાવાળી બને, આજે સમાજનાં તમામ અંગ છીન્નભીન્ન થઇ ગયાં છે તે અંગને સારા વૈદ્ય કે સેવાભાવી ડોકટરની જરૂર છે, નહિ કે શોભાના ગાંઠીઆઓની જરૂર છે. વળી જો આ ઉપર સમાજના આગેવાનો શુદ્ધ હૃદયથી વિચાર કરી સમાજના કલ્યાણ અર્થે કદી નવીન દીશામાં પગલું ભરે તો જરૂર સમાજ તેઓશ્રીને આશીર્વાદ આપશે. તેથી પ્રભુ પાસે યાચુ છુ કે મારી પવિત્ર ભાવનાને પૂરી કરવાની શક્તિ મળે. ગમે તેવી આફતના સંજોગોમાં પણ મને મનોબળ મજબૂત કરવાનું બળ આપે. અંને મારાથી બની શકે તેટલી શક્તિ અનુસાર સેવા કરી શકું તેવી શરીરની આરોગ્યતા અર્પે એ જ ભાવના પ્રભુ મને મારી ભાવના પૂરી કરવા જરૂર બળ આપો એજ પ્રાર્થના.

લી. ભોગીલાલ કવિ,



નંબર

# સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રન્થાવલી

સવિનયક વિનંતિ સાથે જણાવતાં આનંદ થાય છે કે ઘણા મિત્રો અને સદ્‌ગૃહસ્થોના આગ્રહને વશ થઇ ઉપરોક્ત ગ્રન્થાવલીની યોજનાનું સાહસ ઉપાડયું છે, અને તે ગ્રન્થાવલી તરફથી એક વર્ષમાં એક હજાર પાનાનું વાંચન દરેક મેમ્બરોને વરસમાં ત્રણ પુસ્તકો મોકલવામાં આવશે અને તે પુસ્તકો દરેક જાતના ધાર્મિક, સામાજીક વહેવારીક તથા ઐતિહાસીક વિષયોથી ભરપુર હશે.

આ પુસ્તકો સારા સારા વિદ્વાન લેખકોની કસાએલી કલમથી લખાવવાનું નક્કી કરેલ છે, સાહિત્યનો સારી રીતે સુસંસ્કાર જીવનમાં ઉતરે તેવી સુંદર ભાષાથી જનતાના ચરણે આપવા ઠરાવેલ છે.

"શ્રી સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રન્થાવલી"ના મેમ્બરોનો વિભાગ નિચે મુજબ રાખવામાં આવેલ છે.

રૂા. ૧૨૫) આપનાર ગ્રન્થાવલીના પ્રથમના પેટ્રન ગણાશે અને તેમને કાયમ સુધી વરસમાં ત્રણ પુસ્તકો આપવામાં આવશે. પેટ્રનની રકમ પ્રથમથી લેવામાં આવશે.

રૂા. ૧૦) આપનાર વાર્ષિક મેમ્બર થઇ શકશે અને તેમને વરસમાં ત્રણ પુસ્તકો આપવામાં આવશે. ફીના રૂપીઆ અગાઉથી લેવામાં આવશે.

રૂા. ૩૦૦) ત્રણસો મેમ્બરો પુરા થવાથી ઉપરોક્ત ગ્રન્થાવલીનું કામ ચાલુ કરવામાં આવશે.

લાઇફ મેમ્બરની ફીના રૂા. ૫૦) રાખવામાં આવ્યા છે.

મને આશા છે કે આ મારા સાહિત્ય વિકાસના શુભ કાર્યમાં આપનો સહકાર જરૂર આપી મેમ્બર થશો એવી વિનંતી છે. પુસ્તકનું કદ ક્રાઉન સોળ પેજી સાઇઝનું દળદાર આપવામાં આવશે.

| મેમ્બરનું નામ / પેટ્રનનું નામ | ગામનું નામ | ઠેકાણું | રીમાર્ક |
|---|---|---|---|
| | | | |

આ સાથે મેંબર/પેટ્રન ની ફીના રૂા. મોકલ્યા છે.

પૈસા આપનારની સહી ________ પૈસા લેનારની સહી ________

સોલ એજન્ટ

**મેસર્સ મેઘજી હીરજી**
**જૈન પુસ્તક ભંડાર**
ઠે. પાયધુની, ગોડીજીની ચાલ
**મુંબાઈ.**

પત્ર વ્યવહાર

**ભોગીલાલ રતનચંદ રાજકવિ**
**ધરમપૂર સ્ટેટ**
ઠે. ઝવેરીવાડ, પટણીની ખડકી.
દવાખાનું—**રતનપોળ**
પીપળાવાળો ખાંચો—**અમદાવાદ.**

---

તા. ક.—પાંચ વરસના રૂા. ૫૦) આપનારને લાઈફ મેમ્બર ગણવામાં આવે છે.

# અનોપમાદેવી

## પ્રકરણ ૧લું

### ચંદ્રાવતી નગરીની જાહોજલાલી

સમય સમયની બલીહારીએ આજે આર્યાવર્તના ઇતિહાસોના સૂવર્ણ પાનાં ઉપર ઘણા ઘણા મહાપુરૂષો પોતાની કર્તવ્ય પરાયણતા બજાવી પોતે પોતાની અમરનામનાની ભેટ આજે પોતાની માતૃભૂમીના ચર્ણે ધરી હમેશને માટે વિદાય લીધી છે. ગુજરાતના છેડે અને મારવાડનું નાકું બન્નેની વચમાં એક અપૂર્વ નગરી શોભી રહી છે. તે નગરી લગભગ બારસેંના સૈકાથી અપુર્વ સમૃદ્ધિવાન હતી. તે નગરીના રાજા મહારાજાઓ પણ પરમાર વંશના હતા. અને પરમારોની રાજ્યધાનીથી નગરી અનેક વૈભવથી ઘણી જ દેદીપ્યમાન હતી. તે નગરીમાં ગુજરાતનો મહાપ્રતાપી ગુર્જરેશ્વર ભીમદેવના મહામંત્રી વિમળશાહે પણ ચંદ્રાવતી નગરીની અપુર્વ શોભા વધારી હતી. હતી તેના કરતાં પણ ઘણી જ સુંદર બનાવી હતી. તે સમયમાં તે નગરીમાં લગભગ (૧૮૦૦) તો જૈનમંદિરોની સુંદર હારમાળા શોભતી હતી અને જેની વિજયધ્વજાઓ આકાશમાં ફરકતી હતી. અને જાણે નગરી એક લંકા સમી સુવર્ણમય દેખાતી હતી. તે નગરીમાં ચોરાશી ચૌટા અને બાવન

---

નોંધ : મેઘરચિત તીર્થમાલા ઉપરથી જણાય છે કે વિ. સં. ૧૫૦૦ની આસપાસ આ ચંદ્રાવતી નગરીની અપુર્વ જાહોજલાલી હતી.

બજારો હતા. ઘણા ઘણા વેપારીઓ પણ તે વખતે ન્યાયનીતિથી વહેપાર કરી પોતાના જીવનનો આનંદ લઈ આત્મવિકાસ સાધતા હતા.

આ નગરીનો વિસ્તાર લગભગ ૭ માઈલ સુધીનો હતો અને તે નગરી આબુગીરીરાજની તળેટીથી દૂર અને પાલનપુરથી જરા દૂર બન્નેની વચમાં તે ચંદ્રાવતી શોભતી હતી.

હાલ વર્તમાન યુગમાં ચંદ્રાવતી નામનું નાનું ગામડું તેના ઈતીહાસીક જુના અવશેષો અને ખોદકામ કરતા આવેલા હજારો નીશાનો તે નગરીની સાક્ષી પૂરી રહ્યા છે. હાલમાં ખરાડીથી દક્ષિણ દીશામાં ચાર માઈલ અને શાંન્તપુરથી લગભગ ત્રણ માઈલ તેના જુના ખંડેરો શોભી રહ્યા છે અને ઈતીહાસનો પુરાવો આપી રહ્યા છે.

વળી શીવમંદિરો ૯૯૯ હતા. ૪૪૪ આર્હત પ્રાસાદો હતા. જે વખતે મહામંત્રી વિમળશાહ તે નગરીના અધિકારી તરીકે સંપૂર્ણ સત્તા ભોગવતો હતો. તે વખતે તેના હાથ નીચે ચૌરાશી અધિકારી પુરૂષો હતા અને બાર બાદશાહો જીતી તેના છત્રો લઇ લીધા હતા. અને ગુજરાતના મહારાજા ભીમદેવની આણ વર્તાવી હતી.

આવી અપુર્વ નગરીની શોભા જેટલી વર્ણવામાં આવે એટલી ઓછી છે. કારણ કે જ્યાં શૂરવીર સરદારો અને ધનાઢ્ય વહેપારીઓ આ નગરીને કીલ્લાની માફક સાચવી તેની અપુર્વ મહત્તા વધારી રહ્યા હતા.

જ્યાં હજારો ઘર શ્રાવકોના હતા. અને વસ્તીનું પ્રમાણ એટલું બધું બહોળું હતું તેનું વર્ણન કલ્પી શકવું મુશ્કેલ હતું.

આ નગરી ઉપર અનેક રાજામહારાજા અને બાદશાહોના ઘણા હલ્લાઓ આવી ગયા છતાં શુરવીર પરમારોએ–પ્રજાજનોએ પોતાના આત્મભોગ અને બહાદુરીથી આ નગરી ટકાવી દુશ્મનોને હંફાવી

પાછા કાઢ્યા હતા. એવી અપુર્વ નગરીની શોભા તો કોઈ અલકાપુરી કે ઈંદ્રપુરીને શરમાવે તેવી હતી.

જ્યારે [1]ચંદ્રાવતી નગરી પુર્ણ સુવર્ણ વિસ્તારમાં આર્યભૂમિમાં પોતાનું અજોડ સ્થાન જમાવી રહી હતી. અનેક શુરવીરો આ નગરીમાં શોભી રહ્યા હતા. અનેક યુવાનો ને પોતાની માતૃભુમીનું સંપુર્ણ માન હતું. અને પ્રજાજનમાં પણ સંપુર્ણ સ્વમાનતા હતી. આવી વૈભવશાળી નગરીમાં પણ ઘણા ઘણા સંસ્કારી સારા ગૃહસ્થોનાં નિવાસસ્થાન શોભી રહ્યાં હતાં. ગગનચૂંબીત હવેલીના ઝરૂખા પૃથ્વી પર અનેક જાતની શોભા વીકસાવી રહ્યા હતા. અનેક બાગ, બગીચા, હવાખાવાના સ્થાનો, પાઠશાળા, વિદ્યાપીઠો, આયુદ્ધશાળાઓ પણ આ નગરીમાં ઘણી સંખ્યામાં હતી. આ સિવાય અનેક વિદ્વાનો પંડિતો તેમજ શીલ્પશાસ્ત્રીઓ પણ આ નગરીમાં વિદ્યમાન હતા.

આવી અપુર્વ મહા નગરીની કોને અદેખાઈ ન આવે. ઘણા ઘણા પુજ્ય સંત–સાધુઓનું પણ આ નગરીમાં ઘણું આગમન થતું હતું. જેની વિદ્વતાનો લાભ પણ આ નગરીના પ્રજાજનો લેતાં હતા અને તેમના જીવનમાં અપુર્વ પવિત્ર ભાવનાભાવી આત્મચીંતવન કરતા હતા. આવી ચંદ્રાવતી નગરીમાં કેવળ સુખશાંન્તી અને શાતળતા સિવાય કંઈપણ દુઃખનું કે ઉપાધીનું નામ પણ પુણ્યયોગે નહોતું.

---

૧ શીલવિજયજી રચિત તીર્થમાલા પરથી જણાય છે કે–વી. સં. ૧૭૪૬ ના પહેલા આ નગરીનું ભંગાણ જરૂર થયેલું હોય. (વાંચો શીરોહી રાજ્યનો ઈતીહાસ) વીં. સં. ૧૮૭૯માં કર્નલ ટોડ સાહેબ જ્યારે અતરે આવ્યા હતા. તે વખતે તેમને (ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન–ઈન્ડીયા) નામના પોતાના પુસ્તકમાં ચંદ્રાવતી નગરી માટે હકીકતો આપી છે.

નગર ચડાઉલિના ગુણ ઘણાં ભવણ અઢારહ સઇ જીનતણાં
ચૌરાશી ચૌટે હિવ ફીરઉં ઠામિ ઠામિ દીસઈ ભૂંદરીયું
મૂલનાયક શ્રી નાભિ મલહારી જિન દીઠ્ઠ મનિ હર્ષ અપાર
કરઈપુજ શ્રાવક મનિ હસી નગર ચંડાઉલી લંકાજી સી.
(મેહ રચિત તીર્થમાલા કડી ૨૬–૨૭)

શીલજીતરચિત તીર્થમાલા કડી ૩૨

---

આબૂધરા ઉંબરણી પુરી દેવદૂહ ચંદ્રાવઈષિરી
વિમલ મંત્રી સરવારિ જાણિ અઢારસેંય દેવલગુણષણી.

---

જુઓ દેલવાડા લુણવસહી મંદિરની પ્રશસ્તિની પાસેનો વ્યવસ્થા સંબંધી સફેદ પથ્થર ઉપરનો વિ. સં. ૧૨૮૭નો લેખ.

તુરકોએ શ્રીમાળ દેશ અણહિલવાડ ચઢવલી (ચંદ્રાવતી) સોરઠ દેલવાડા અને સોમેશ્વર એ બધા સ્થાનનો નાશ કર્યો અને એક માત્ર સાચોરના માહવીર મંદિરને તેઓ ભાંગી ન સકયા. આ ચઢાઈ ૧૦૮૦–૮૧માં મહમદ ગીઝનીએ ગુજરાત ઉપર કરી તે સમય પહેલાં ચંદ્રાવતી સમૃદ્ધ હશે જ.

શ્રી માણેકયપ્રભસૂરીશ્વરે રાઉલ ધંધલો દેવની સમક્ષ મંત્રવાદીને પરાજીત કરી તેઓએ ચંદ્રાવતીમાં જ ૧૩૧૩ વી. સં. માં સ્વર્ગગમન થયા હતા.

ગ્યાસુદ્દીનના મંત્રી સોની સંગ્રામે પણ ચંદ્રાવતીમાં એક મંદિર કરાવ્યું છે. અને તેની પ્રતિષ્ઠા સોમસુંદરસૂરીએ કર્યાનો ઉલ્લેખ છે.

૧૩૧૮ની આસપાસ રાવ લુંભાએ આબુ તથા તેની રાજયધાની ચંદ્રાવતી છીનવી લઈ આબૂના પરમાર રાજયની સમાપ્તિ કરી અને ત્યાં ચૌહાણનું રાજય સ્થાપ્યું.

આવા આવાં અનેક ઉદાહરણો ચંદ્રાવતીના માટે મોજુદ છે.

## પ્રકરણ ૨જું

## ગૃહસ્થાશ્રમનો અપુર્વ મહિમા

ચંદ્રાવતી નગરીની મહત્તા અવલોકતાં ત્યાંના વસતા પ્રજાજન પણ નીડર અને નિરભિમાની હતા. તેમજ પોતાના ધર્મની શ્રદ્ધાવાળા અને સેવાભાવી વર્તનવાળા હતા. વળી સારા સુસંસ્કારોથી વિભૂષિત હતા. આ નગરીમાં એક સારૂ ખાનદાન કુટુંબ વસતું હતું. તે કુટુંબ એક ગર્ભશ્રીમંત અને પોતાની આજીવિકા સુંદર રીતે નભાવી પોતાનો ગ્રહસ્થાશ્રમ ઘણો જ ઉજવલ રીતે ચલાવી આનંદ માનતા હતા. તે કુટુંબના મુખ્ય આગેવાનનું નામ ગાગાશાહ શેઠ હતું. ગાગાશાહને એક પીતૃભક્ત ધરણીંગ નામે બુદ્ધીશાળી પુત્ર હતો. પીતામાતાની સેવામાં પોતે સદા તલ્લીન રહી આખા કુટુંબનો પોતે ભાર ઉપાડી પોતાના કુટુંબનો સુંદર રીતે નિર્વાહ ચલાવતો હતો. ધરણીંગની પણ ધર્મપત્ની ઘણી જ શુશીલ અને ડાહી હતી. સમયને ઓળાખનારો હતી અને પતિપ્રેમની અભિલાષાવાળી હતી. તેમજ શ્વસુરના સર્વ માણુસો સાથે ઘણાં જ પ્રેમથી રહી આખા કુટુંબનો પોતે પ્રેમ ખેંચી લીધો હતો સ્રીસમાજમાં પણ ધરણીંગની પત્ની ઘણી જ આગળ પડતી વ્યક્તિ તરીકે ગણાતી હતી. ધરણીંગ શેઠને એક પુત્રી અને ત્રણ પુત્રો હતા. પુત્રીનું નામ આપણી વાર્તાની અધ્યાપીકા શ્રી. અનુપમાદેવી હતું અને પુત્રોના નામ બિમ્બસિંહ-અમ્બસિંહ અને ઉદ્દલ હતા. પુત્રો પણ ડાહ્યા શાણા અને શુરવીર હતા. તેમજ સત્યના રસ્તે ચાલી પોતાના પિતાના કાર્યમાં અતી સહાય આપી કુટુંબસેવામાં જીવન વિતાવતા હતા.

દેવી અનોપમા, જેવું નામ તેવા ગુણ હતા. બાળવયમાંથી જ

પુર્વ સંસ્કારના લીધે ચાતુર્ય ગંભીરતા નીતિપરાયણુતા વડીલોની મહત્તા તેમજ ઘણી જ વિચારક હતી. ધર્મની શ્રદ્ધામાં મેરૂ સમાન હતી. શ્રદ્ધામાં ઢાલ જેવી હતી. પ્રતિજ્ઞા પાળવામાં ભિષ્મપિતામહ જેવી હતી તેમજ રણક્ષેત્રની વાતો કરવામાં અને વખત આવે તેનો ઉપયોગ કરવામાં શાક્ષાત્ રણચંડીકા સમાન હતી.

દરેક વિષયનું સંપુર્ણ જ્ઞાન ધરાવતી હતી. તેનો ચહેરો જરા શ્યામ હતો. સુંદર ઘાટ અને શસક્ત શરીરથી પોતાની કાયા શોભાવી રહી હતી. તેના અંગેઅંગમાં કોઈ અજબ જ તેજ જોવાતું હતું. ભલભલા મહારથીઓ પણ અનોપમાના સહેવાસમાં આવતા કે તે તેના આધીત અને મહાત થઈ જતા હતા. અનોપમાની ભાષા ઘણી જ મૃદુ હતી. બોલવામાં ઘણી જ ગંભીરતા અને વિવેક દાખવતી હતી. વગર વીચારથી કોઈ વાત ઉચ્ચારતી નહોતી. આવી અનેક શક્તિ જેના મગજમાં અને હૃદયમાં પુર્વ–પુણ્યના યોગે શોભી રહી હતી. તેના ત્રણ ભાઈઓ પણ જેવી બહેન હતી તેવા જ પ્રભાવશાળી ચારીત્રવાન હતા. પોતાના સ્વમાન ખાતર પોતાના પ્રાણની પરવા કરે તેવા નહોતા. સ્વભાવમાં નીડર અને શુરવીર હતા. દુઃખીદીનની સેવાભક્તીમાં ઘણા જ સેવાભાવી આત્મા હતા. આ પ્રમાણે ધરણીંગ શેઠનો સુપરીવાર એકએકથી ચડીયાતો–અને સંસ્કારી હતો.

અનોપમા જયારે જયારે બાળવયમાં પોતાની માતાની ગોદમાં રમતી ત્યારે માતાને પણ તેના પ્રત્યે ઘણો જ પ્યાર આવતો હતો. જેમ જેમ અનોપમા ઉમરલાયક થતી ગઈ તેમ તેમ પોતે દરેક કામમાં પાવરધી અને આવડતવાળી બનતી ગઈ. ઘરના કામકાજમાં પણ ઘણી જ કુશળતા બતાવતી. રસોઈ વીગેરેના કાર્યમાં પણ ઘણી સુઘડતા વળી ધર્મનો અભ્યાસ કરવામાં પણ ઘણી જ હુશીયાર અને અભ્યાસની ઘણી જ કાળજી રાખી પોતે જૈનધર્મનો સારામાં સારો

અભ્યાસ કરી ધર્મ પ્રત્યે પોતાની અડગશ્રદ્ધા ધરાવતી હતી. માતાનો તેમ પીતાનો અનોપમા પ્રત્યે અપ્રતીમ પ્રેમ હતો. અનોપમા વગર માતાપીતાને પણ ગમતું નહોતું.

કોઈ કોઈ વખત અનોપમા પોતાની માતાને કહે કે મા–મા જો પ્રભુ મને સારી લક્ષ્મી આપે તો મા હું જરૂર લક્ષ્મીનો સદ્ઉપયોગ કરી ઘણા ધર્મના કાર્યો કરી આત્માનું કલ્યાણ કરૂ. વળી અનોપમાનું જીવન પણ પુર્વના સંસ્કારથી દરેક પ્રત્યે ઘણું જ પ્રેમાળ અને માયાળુ રહેતું હતું. કોઈ દુ;ખી માણુસ રીબાતું હોય માંદુ હોય તો અનોપમા તરતજ વિના સંકોચે તેની સેવા કરવા દોડી જતી હતી અને પોતાનાથી બનતી તમામ મદદ આપી તેના આશીર્વાદ–મેળવતી હતી.

જ્યારે જ્યારે અનોપમાને પોતાને એકાન્ત મળતી ત્યારે ત્યારે પોતાના ભાવી જીવનનો વિચાર કરતી હતી. પોતાને મળેલા સંસ્કાર તથા વિદ્યા અને જ્ઞાનનો ઉપયોગ એવો કરવો કે જે વસ્તુ લોકોપયોગી બની શકે અને પોતાનું જીવન સાર્થક કરે પણ જેવા બાપ હતા તેવા બેટા હતા. અનોપમાના ત્રણ ભાઈઓ પણ ઘણા જ બાહોશ અને લડવૈયા શુરવીર–કેશરી જેવા હતા જેઓના–હૃદયમાં ડર તો હતો જ નહી. જ્યાં જ્યાં પોતાની સેવાની જરૂર પડે ત્યાં ત્યાં માતાપિતાનો આર્શીવાદ લઈ પોતાનો આત્મભોગ આપતા હતા.

આ પ્રમાણે ધરણીંગ શેઠના ગ્રહસ્થાશ્રમની સુવાસ હતી અને સુવાસ ચારે દીશાએ પ્રસરી રહી હતી. અને સમાજમાં તેમના માટે ઘણું જ મહત્ત્વનું સ્થાન હતું. જ્ઞાન પંચાયત સંઘમાં પણ ધરણીંગ શેઠ એક આગેવાન ગણાતી વ્યક્તિ હતા દરેક પર પોતાની સમાનતા રાખતા હતા. તેમજ ન્યાયના કાર્યમાં પણ કોઇની શરમ રાખ્યા વગર જેવું પોતાને સત્ય લાગે તે પ્રમાણે ન્યાય આપી બન્ને પક્ષને પુરેપુરો સંતોષ આપી પોતાની ફરજ બજાવતા. આ પ્રમાણે ધરણીંગ શેઠ પોતાનો કારભાર ચલાવતા હતા. તેઓનું રાજ્યમાં પણ સારૂં

માન હતું. જ્યારે જ્યારે રાજ્યને તેમની સલાહની જરૂર પડતી ત્યારે ત્યારે ધરણીંગ શેઠ પણ પોતાની બુદ્ધિ ચાતુર્યથી રાજ્ય અને પ્રજાનું બરાબર હીત સચવાય તેવી રીતે સલાહ આપતા અને રાજાનું તેમજ પ્રજાનું સંપૂર્ણ માન સાચવતા તેથી પોતે રાજ્યના પણ માનીતા હતા તેમજ પ્રજા પણ તેઓના વચન પર સંપુર્ણ વિશ્વાસ રાખતી હતી એક વખતના સમયમાં જ્યારે ધરણીંગ શેઠ પોતાના નિવાસ-સ્થાનમાં બેઠા છે સાથે પોતાની ધર્મપત્ની પણ બેઠાં છે તેમ અનોપમા અને તેના ત્રણ ભાઈઓ પણ માતાપિતાના સન્મુખ બેઠા છે.

તે વખતે ધરણીંગ શેઠની ઈચ્છા પોતાની ઉમર વૃદ્ધ થવાના કારણથી તીર્થયાત્રા જવા સારૂ ઈચ્છા પોતાની પત્નીને જણાવી, પત્ની પણ પોતાના સ્વામીની શુભ ઈચ્છા જોઈ આનંદમાં આવી બોલ્યાં કે પ્રાણનાથ તીર્થયાત્રાના શુભ કાર્યમાં જરા પણ ઢીલ ન કરવી. કાલ કરવું તે આજ કર. આજ કરવું તે અબ કર. માટે સ્વામી કાલે શું થશે તે કોને ખબર માટે આપે જે વીચાર કર્યો છે તે વીચાર આપ જલ્દી અમલમાં લાવી તીર્થયાત્રા કરવા સારૂ તૈયારી કરો. તે વખતે ધરણીંગ શેઠની ધર્મપત્ની બોલી.

દેહધારી રસપતી છે શુદ્ધ બાજનું સ્વરૂપ સ્ત્રી શોભે,
પતિશ્રંગારની મૂર્તિ રામા હતી તેની ચિત્ત લોભે.
એનો સહુ ભ્રમ માંહી પતિ મેં આપની બાંહ્ય નથી ઝાલી
પડછાયાથી પુછુ શીદ સંકોચિત્ત તમે બનો ખાલી.

પતિને પોતાની વાકચચાતુરી અને માધુર્યભરી વાણીથી પતિના સંકોચિત વિચારો દુર કરવા આગ્રહ કરી યાત્રાએ જવા સારૂં નિશ્ચય કર્યો. ને યાત્રાએ જવા સારૂ તૈયારી કરી.



# પ્રકરણ ૩ જું.

## આભુ શેઠ

વિરમગામથી થોડે દુર માલાસણ ગામ હતું. તે ગામની રોણુક ઘણી સુંદર હતી સારા સારા પ્રતીષ્ટિત ગ્રહસ્થોના સુંદર નિવાસસ્થાન શોભતાં હતાં. તેમાં જૈન સમાજના આગેવાન આભુ શેઠ પણ આ ગામના વતની હતા, પોતે એક સારી સ્થિતિવાળા તેમ ધનાઢચ હતા. પોતાને લાછીબાઈ નામની દીકરી હતી અને તે લાછીબાઇની દીકરી નામે કુંવરબાઈ હતી. કુંવરબાઇનું રૂપ ઘણું જ સુંદર અને દેદીપ્યમાન હતું. કુંવરબાઇની સુંદરતા એક દેવાંગનાને શરમાવે તેવી હતી. પોતાની માતાના તેમ વડીલોના સારા સંસ્કારો કુંવરબાઇના જીવનમાં ઉતર્યા હતા કુંવરબાઈ પણ ઉમર લાયક થતાં તેમની માતા લાછીબાઇએ બાર વર્ષની ઉમરમાં પોતાની દીકરીનાં લગ્ન કર્યાં. કર્મસંજોગે દીકરી કુંવરબાઈ બે મહિનામાં જ પતિના સ્વર્ગવાસ થવાથી વિધવા થયાં અને માતા વીગેરે પણ દીકરીની દશા જોતા હતાશ થયાં. કર્મની ગતિને કોઈ પહોંચી શકતું નથી. ભાવીને કોઈ પોચ્યું નથી અને પહોંચી શકે પણ નહિ. ભલભલા માહારથીઓ પણ ભાવીને આધીન થયા છે તો પામર આત્માનું શું ગજુ. જે વખતે રાજા રામને રાજ્યાભિષેક થવાનો હતો તે જ વખતે તે રાજા રામને વનવાસ જવાનો યોગ થયો તો રાજા રામ જેવા પણ પોતાનું ભાવી ઘડી ન શકયા કે સમજી ન શકયા તો પામર મનુષ્યનું તો શું ગજું. માટે માતાએ પોતાની દીકરી કુંવરબાઈને સારા ધાર્મિક સંસ્કારો આપી ધર્મના કાર્યમાં તેના જીવનને ઉતારવાનું શરૂ કર્યું સાધુ સાધ્વીની વયાવચ

તેમની ભક્તિ-ધાર્મિક અભ્યાસ વીગેરે દરેક કાર્યમાં કુંવરબાઈ પોતે ઘણો જ આગળ પડતો ભાગ ભજવતી તેથી ગામેગામ અને શહેરોમાં તેની પ્રશંસા ઘણી જ થવા લાગી. દરેક સાધુ-સાધ્વી માહારાજ ફક્ત કુંવરબાઇની ભક્તિના કારણથી માલાસણ આવતા હતા અને તે દરેક ત્યાગી મહાત્માઓની સુંદર સેવા કુંવરબાઈ બજાવતી હતી.

આભુ શેઠ અને તેની માતા લાછલબાઈ-દીકરીનું વર્તન જોઇ પોતાના આત્માને ઘણો જ સંતોષ માનતા હતા. અને પોતાની વૈધવ્ય દશાથી પોતાના આત્માને દુઃખ પણ થતું હતું. પણ જ્યાં ભાવી જ પ્રતિકુળ હોય ત્યાં કોઈ શું કરે જેમ જેમ કુંવરબાઇ ધાર્મીક પ્રવૃતિમાં આગળ ધપતાં હતાં તેમ તેમ કુદરત પણ તેમની સુંદરતા કોઇ અજબ બતાવતી હતી અને કુંવરબાઈ એક સ્વરૂપવાન દેવકન્યા જેવી લાગતી હતી તેના શરીરના ભરાવદાર ભાગો તેની શસક્ત કાયા મરોડદાર અંગ વીગેરે સંપુર્ણ સ્ત્રીના સુંદર લક્ષણોથી સુશોભીત શોભી રહ્યું હતું અને ધાર્મીક તેજથી તેનું ભવ્ય લલાટ અને કોઈ અજબ નૂર-તેના ચહેરા ઉપર ઝળકતું હતું. આ પ્રમાણે દીનપ્રતિદીન કુંવર-બાઈ પોતાના ધર્મકાર્યની વયાવચમાં પોતાનું જીવન વીતાવતી હતી. આ વખતે પાટણના શોમ મંત્રીનો દીકરો આશરાજ ઘણી જ દુ;ખી સ્થિતિમાં પોતાની માતૃભૂમિ પાટણનો ત્યાગ કરી માલાસણમાં નોકરી માટે આવ્યો હતો અને તે આશરાજ-આભૂ શેઠને ત્યાં મુનીમ તરીકે નોકરી રહ્યો હતો. આશરાજ ચીંથરેહાલ આવ્યો હતો. ઉપર આભ અને નીચે ધરતી એવી તેના ભાગ્યની બલીહારી હતી. એક વખતે તેના પિતા પાટણના સોલંકી સીદ્ધરાજ માહારાજાના મંત્રી હતા. પણ વખત વખતની છાંયડી ફરતાં સારૂ જીવન પણ પલટાઈ જાય છે અને કરોડપતી પણ ભીખારી થાય છે તેવી સ્થિતિ આં આશરાજની હતી. આશરાજ પણ હોંશીયાર અને ચાલાક હતો. બુદ્ધિશાળી તેમજ ગંભીર હતો સમયને ઓળખનાર હતો સમયને માન આપી. પોતાનુ

કર્તવ્ય બજાવ્યા કરતો હતો. આશરાજ પણ એક નવયુવાન હતો. તેમજ શરીરે શસક્ત અને ટેકીલો હતો તેની મુખ-કાન્તી પણ પ્રભાવશાળી હતી. કુંવરબાઈ પણ પોતાના કાર્યમાં મશગુલ હતાં. આશરાજ કે કુંવરબાઈ વરસો સુધી એક એકની સાથે બીલકુલ બોલતા પણ નહોતાં તેમ કોઈ પણ બાબતે પોતાના સંયમમાં ચૂકતાં નહોતા. આ પ્રમાણે આશરાજ આભૂશેઠના ઘેર નોકરી રહી પોતે શેઠનું કાર્ય કરે જતો.

એક વખતના સમયે હરીભદ્રસૂરી પોતાંના શીષ્ય સમુદાય સાથે માલાસણમાં આવ્યા લોકોએ સુરીશ્વરનું ઘણું જ સન્માન કરી પ્રવેશ કરાવ્યો.

સુરીશ્વર ઘણા જ વિદ્વાન અને જ્ઞાની હતા, જ્યોતીષ તેમજ સામુદ્રીકના પ્રખર અભ્યાસી હતા. જ્યારે એક વખતે સુરીશ્વર વ્યાખ્યાન વાંચતા હતા. કુંવરબાઈ વ્યાખ્યાન સાંભળવા આવ્યાં હતાં. વ્યાખ્યાન પુરૂં થયા પછી કૂંવરબાઇ ઉઠવા જતા તેમના શરીર પરના લક્ષણો સુરીશ્વરજીના જોવામાં આવ્યાથી સુરીશ્વર જરા હસ્યા આ વખતે આશરાજ ત્યાં બેઠો હતો તે બધી હકીકત જોયા પછી આશરાજે વિનયપૂર્વક ગુરૂદેવને પૂછ્યું કે આપ કુંવરબાઇને જોયા પછી હસ્યા કેમ? ગુરૂ માહારાજ તો નીર્લેપ હતા તેમને જગતની જંજાલ સાથે કશો સંબંધ નહોતો. શાશ્વત સરસ્વતીના ઉપાસક હતા. તેમને જેવું લાગ્યું તેવું આશરાજને કીધું કે કુંવરબાઈનું વિધવા-પણું રહેશે નહી. કારણ કે તેની કુખે એવા મહાભાગ્યશાળી નરરત્નો પેદા થશે. આ ખુલાસો સાંભળ્યા પછી આશરાજ પોતે ગંભીર વીચારમાં પડયો. અને પોતે આભુ શેઠને ત્યાં અત્યાર સુધી નીમક-હલાલીથી જે પોતાની પ્રતિષ્ટા જમાવી હતી તે પ્રતિષ્ટા પોતે છેવટે ઊંચી મુકી કુંવરબાઇને લઇ ભાગી જવાની પ્રેરણામાં પડયો. આખરે પોતે પોતાના નિશ્ચય ઉપર આવવા પોતાના મનની સાથે અનેક

તર્ક-વીતર્ક કરવા માંડયો આખરે પોતે પોતાનો મનનો કાબુ ગુમાવ્યો અને તે જ કુંવરબાઈ ઉપર કોઈ અનેરો પ્રેમ ઉત્પન્ન થયો હતો. આશરાજના ભાવીની ભીતરમાં શું શું સમાયું છે તે તો જ્ઞાની જાણે પણ આટલું તો જરૂર માન્યા વગર છુટકો નથી કે જે-વસ્તુ બનવાની છે તેમાં કોઈ પણ જાતનો ઉપાય કરવામાં આવે તો પણ કર્મ અનુસાર જીવનમાં દરેક અનુભવ થવાના અને થવાના જ.



## પ્રકરણ ૪ થું.

## કર્મની વિચીત્રતા

હરીભદ્રસૂરીશ્વર મહારાજનો ખુલાસો સાંભળ્યા પછી તો આશરાજના પોતાના રંગ ઢંગ રહેણી કહેણી તમામ બદલાઈ ગઈ હતી. જ્યાં જ્યાં વિચાર કરે ત્યાં ત્યાં કુંવરબાઈની જ તસ્વીર નજરે પડતી આખરે આશરાજે દુનીયાની તમામ બીકનો ત્યાગ કરી આભુ શેઠના વિશ્વાસુ સાંઢણી સ્વાર જેહુલને બોલાવ્યો અને તેને વાત કરી કે તું મને સહાય આપીશ? ત્યારે જેહુલ ચમકયો. આ અઘટતું કાર્ય મારાથી કેમ થાય? પણ ગમે તે કારણથી જેહુલને વીચાર આવ્યાથી જેહુલે તે કામ કરવાની હા પાડી. આ હકીકતમાં કુંવરબાઈની માતુશ્રી લાછલબાઈનો સંપૂર્ણ હાથ હતો સાંઢણી સવાર રાતના બાર વાગે આંભુ શેઠના મકાનની બહારની વંડીના નાકે દરેક જાતની તૈયારી

કરી ઊભો રહ્યો. કુંવરબાઈ પોતાના નિવાસસ્થાનમાં.ઘણી જ શાંતીથી ભર નિંદ્રામાં સુતી હતી આ વખતે આશરાજે કુંવરબાઇને ભર-ઊંઘમાંથી ઉપાડી. સાંઢણી પર સ્વાર કરી. પોતે રાતોરાત ત્યાંથી પલાયન કરી ગયો. અને જ્યાં સવાર થયું કુંવરબાઈ જાગી પોતાની આ દશા જોતાં કુંવરબાઇએ પોતાના શીયળની રક્ષા કરવા સારૂં પોતે કટાર છૂપાવી રાખેલી તે કટાર કુંવરબાઇએ સાંઢણી સ્વાર જેહુલ ઉપર ધરી જેહુલ બોલ્યો કે માવડી હું તો નીર્દોષ છું પણ તમને લાવનાર તો તમારી પાછળ ઊભા છે. પાછળ જ્યાં જુએ છે ત્યાં તો કુંવરબાઈ ચમકી, કોણુ? તમે?—હા, દેવી. આપ ખુશીથી મને મારી શકો છો. મને મારા પાપનું પ્રાયશ્ચીત આપી શકો છો પણ એક વાર મારી વાત સાંભળવા–વીનંતી છે તે સાંભળ્યા પછી આપને યોગ્ય લાગે તેમ કરવા મારી વીનંતી છે. ત્યાં આશરાજ પોતે બોલે છે કે જ્યારે હરીભદ્રસૂરી આપના ગામમાં આવ્યા ત્યારે વ્યાખ્યાન વખતે આપ સાંભળવા આવેલા તે વખતે આપ સુરીશ્વરને વંદન કરતાં હતાં. ત્યારે પાલવનો છેડો ખસી જવાથી તમારા શરીર ઉપર સામુદ્રીક લક્ષણો ગુરૂદેવના જોવામાં આવ્યાથી ગુરૂદેવ હસ્યા, જ્યારે વ્યાખ્યાન સમાપ્ત થયું ત્યારે મેં આજીજી કરી ખુલાસો પૂછ્યો કે આપ કુંવરબાઈને જોઈ હસ્યા કેમ? ત્યારે ગુરૂદેવે મને કહ્યું કે આ કુંવરબાઇની કુક્ષીએ મહાન પ્રભાવશાળી રત્નો ઉત્પન્ન થશે અને તેનો વીધવા વહેવાર ટકી શકશે નહી. તે વખતથી મારા આત્માને વિચાર કર્યો અને મેં આ સાહસ ઉપાડયું હવે જે સત્ય હકીકત હતી તે આપને જણાવી છે હવે ખુશીથી આપની કટાર મારા ઉપર ચલાવી મારા પાપની શીક્ષા આપી આપના આત્માને શાન્તી આપો.

જ્યાં આશરાજની હકીકત સંપુર્ણ સત્ય વીગતવાર સાંભળી પોતાના આત્માને વીચાર કર્યો. અને પોતે પણ પોતાના હૃદયથી આશરાજને સાચા હૃદયના ભાવથી ચહાતી હતી તે બાબતનો વીચાર

કર્યા પછી પોતે આશરાજ સાથે જવા તૈયાર થઈ અને સાંઢણીસ્વારને પાછો વીદાય કર્યો. સાંઢણી સ્વાર વીદાય થયો. બન્ને આત્માઓ હવે એક એકના સામસામું જોઈ વીચારવા લાગ્યા કે હવે કઇ દીશામાં જવું કે જ્યાં આપનું કોઈ પરીચય વાળુ હોય જ નહી આખરે નીશ્ચય કર્યો તેઓ દક્ષીણ દીશા તરફ ચાલ્યા અને સોવારા શહેર જઇ વસ્યા ત્યાં તેમણે ઘર સંસાર માંડયો અને પોતાના જીવનનો નિર્વાહ ચલાવવા માંડયો તે વખતથી આજે વીશે વરસમાં કુંવરબાઈને ચાર પુત્રો થયા લાવણયોગ ( લુંવીંગ ) મલ્લદેવ, વસ્તુપાલ ( વસ્તિગ ) તેજપાળ ( તેજાંગી ) અને સાત પુત્રીઓ થઈ જાલહમાં, માઉ, ધનદેવી, સોહગા, વરજુકા, અને પરમલદેવી. આ પ્રમાણે આશરાજનો બહોળો વસ્તાર થયો અને આજે વીશ વીશ વરસની વાત. ભાવીના ભિતરમાં શું શું સમાયું છે તે તો જ્ઞાની વિના કોણ કહી શકે. આ પ્રમાણે કુંવરબાઈ પોતાના બધા વસ્તારને લઈ પોતે વિરમગામ પાસે મંડળીકપુર (માંડળ) માં આવી નિવાસ કર્યો અને પોતાની સ્થિતિના સંજોગો ધ્યાનમાં લઈ પુત્રોને પાટણમાં ભણાવવા સારૂ મોકલવા નિશ્ચય કર્યો. પુત્રો પણ સારા તેજસ્વી અને સંસ્કારી માતાની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરતા નહોતા. તેમજ પુત્રીઓ પણ ધર્મની શ્રદ્ધાવાળી અને સંસ્કારી હતી. ગુરૂદેવની ભવિષ્યવાણી આ પ્રમાણે સાચી પડી. હવે આગળ ડોકીયું કરીયે.



---

**નોંધ**—વી. સં. ૧૩૭૧ મેરૂતુંગે રચેલા પ્રબંધ ચિંતામણી પૃ. ૨૫૧ પર કુમારદેવી વીધવા હતી તે વાત આવી છે. તે પણ ભરકટા હરીભદ્ર-સૂરિના વ્યાખ્યાનમાં કુમારદેવીને જોવાથી સૂરીશ્વરનું ભાખેલું ભવિષ્ય વગેરેની હકીકત નં. ૧૭, ૧૮, ૨૦ના વસ્તુપાળના રાસામાં સ્પષ્ટપણે જણાવી છે તેથી તે રાસમાં પણ મેરૂતુંગને અનુસર્યા છે, એમ માનવાનું કારણ મળે છે.

# પ્રકરણ ૫ મું.

## રાજ્ય સંન્યાસી

એક સાંઢણી બે-અસવારોને લઈ ધવલકપુર ( ધોળકા ) ના આડા રસ્તે આગળ વધતી હતી. આ વખતે સાંઢણી પુરજોશમાં ચાલતી હતી. અને જંગલનો રસ્તો વટાવતી હતી. વિ. સંવત ૧૨૫૨ ના માગશર માસની અમાસના રોજ એ મહા વીરો પોતાની મુસાફરી કાપતા હતા.

સંધ્યાકાળના સમયે જ્યારે સુર્યનારાયણનું તેજ નમી રહ્યું હતું તે વખતે એક ચાલીશ વર્ષના પીઢ અસવારે કહ્યું કે, જેહુલ ભાઈ સાંઢણી આ જગોએ ઊભી રાખો હું જરા બાજુના ગામમાં જઈ હમણાં જ પાછો આવું છું.

ત્યાં તો જેહુલ બોલ્યો કે બાપુ જરા સાચવશો વખત ઘણો જ કપરો આવ્યો છે જગત તમને ઓળખી શક્યું નથી પણ મારો બાપલો ભગવાન તો જરૂર તમને ઓળખે છે.

સાધારણ શીયાળાની ઋતુમાં એક ભાગેલા શીવમંદીરની બાજુની ઓથમાં સાંઢણી પોતાની કાયા સંકોડતી સંકોડતી ઝુંકી. પાછલના સ્વારે પોતાની જરીયાણી ગાદીના આસન ઉપરથી ઉતરી આથમતા સૂર્યનું દર્શન કર્યું. અને પોતાનો ચહેરો ન ઓળખાય તેવી રીતે બુકાની બાંધી હાથમાં તલવાર લઈ તે મહાપુરુષ ચાલ્યો.

દરેક હથીયાર પણ એવી ખૂબીથી શરીર પર ગોઠવ્યાં હતાં કે કોઇના જોવામાં ભાગ્યેજ આવે આ પુરુષને તે વખતે જોનાર આજુબાજુ કોઈ સીમમાં નહોતું. એનો પોશાક રાજવંશી હતો.

લલાટનું તેજ ભવ્ય હતું. તેનો ચહેરો કોઈ શૂરવીરતાની છાપ પાડે એવો હતો. જાણે કોઈ ઈશ્વરી અવતાર હોય તેવી તેની ભવ્ય આકૃતિ હતી. પોતે પોતાના હૃદયમાં કોઈ જુદું જ મંથન ચાલતું હતું તે ને જગતના સર્વ સુખો તુચ્છ લાગતા હતા. પોતાને વૈભવ પ્રત્યે કોઈ જાતનો ભાવ નહોતો ફક્ત પોતાનું કર્તવ્ય એક જ હતું કે રાજ્ય-ભક્તિ અને પ્રજાની સેવા. આ પુરૂષ કોણ હતો તે વાંચકને વધારે વાર વિચારમાં રાખવા તેના કરતાં જણાવી દેવું જોઈએ, તે પુરૂષ મંડળેશ્વર લવણપ્રસાદ વાઘેલા હતા. જેની હાક દીલ્હીના ઝાંપા સુધી વાગતી હતી જેના નામથી દુશ્મનો ત્રાસી ઉઠતા હતા. મલેચ્છો તો તેના નામથી થરથર ધ્રજતા હતા, ફક્ત પાટણ—ગુજરાતની ગાદીનો વફાદાર હોય તો આ એક જ પુરૂષ શોભતો તે લવણપ્રસાદ દેવરાજ પાટીલનું ઘર પુછતો ચાલ્યો, જ્યાં ઘરની ડેલી આવી પાછળના ભાગમાં થઈ પોતે વાંસની ગંજીમાં છૂપાઈ ગયો. અને એક જ ઇચ્છાથી આવ્યો. આજ કાં તો દેવરાજ નહી કે હું નહી. સંધ્યાકાળનો સમય હતો. પવનના સુસવાટા ચાલતા હતા. તે વખતે દેવરાજ પાટીલ પોતાની ગાય, ભેંસો પોતાના વંડામાં બાંધી દઈ પોતે મદનને બોલ્યો કે કેમ વાળુ થયું છે. હા થયું છે તો આપ વાળુ કરવા બેસી જાઓ ના. વીરૂ આવ્યા સીવાય મને ભાવે નહી માટે વીરૂને બોલાવવા હાકલ માર આ પ્રમાણે થતી વાતચીત આવનાર લવણપ્રસાદ સાંભળતા હતા. તલવારની વાધેર છોડી હતી. ફક્ત મ્યાનમાંથી બહાર કાઢે એટલી જ વાર હતી પણ જ્યાં મારા વીરૂને આવ્યા સીવાય મને વાળુ નહી ભાવે આ શબ્દોએ તેને મહાત કર્યો અંધારામાં રોટલા ઘડતી મદન પણ પોતાનો પાલવ સંકોલતી સંકોલતી પોતાનું ક્ષત્રીયાણીનું રૂપ ઢાંકી રહી હતી.

આ વખતે પોતાના વહાલા પુત્રનું નામ સાંભળતા પોતે અચાનક નિશ્વાસ નાખ્યો. હે પ્રભુ શું મારા વીરૂને હજુ આ લોકો વાત્સલ્ય ભાવથી ચહાય છે. હાય! મદન આટલું જ મુસાફર બોલતાં

બોલતાં તેની આંખમાંથી જળપ્રવાહ ચાલવા માંડયો. અને જે વીચારે વેરની વસુલાત લેવા આવ્યો હતો તે વિચાર તદ્દન માંડી વાળ્યો.

ફરીવાર મદન બોલી કે—તમે ઊના ઊના રોટલા ખાઈ લ્યો. વીરૂ તો બાજુના ફળિયામાં રમવા ગયો હશે તે હમણાં આવશે એટલે જમી લેશે.

ના, ના મદન તેના વગર મને વાળું ભાવે જ નહી. તે આવશે એટલે અમો બન્ને સાથે જમીશું. આ પ્રમાણે દેવરાજ પાટીલ બોલી માથા પરથી પાઘડી ઊતારી પોતાના આસન ઉપર બેસતાં પોતાની પાસે બે બાળકો બેઠાં હતાં. આ પ્રમાણે વાતાવરણ જોતાં જોતાં કોઠીની પાછળ છૂપાઈ રહેલો પુરૂષ વધુ ને વધુ વિચારમાં ગરકાવ થઈ ગયો. ઓ વીરૂ ઓ વીરૂ એ શબ્દની કોમળતાથી પોતાનું શુન્ય બની ગએલું હૃદય જાગ્રત થયું.

રાંધતાં રાંધતાં રસોડામાંથી બહારના ભાગમાં મદન આવી. બોલી કે આવી તે શી ટેવ. કે જેણે વીરૂ સિવાય છેક જાણે આંધળાં ભીંત.

આ સમયે છૂપાઈ ગએલા પુરૂષે નિશ્વાસ નાંખ્યો કે આ હાસ્ય મારા પોતાનું હતું છતાં મારા ભાગ્યમાં તે નહિ સરજાયું.

છૂપાઈ ગએલા પુરૂષને હજારો જાતના વિચારો આવવા લાગ્યા કે એક વખત આ મદનને મેં મારા બાહુપાશમાં વીંટેલી અનેક જાતનો આનંદ ભોગવેલો અને તે આજે મારા દેખતાં પરપુરૂષને પોતાના પ્રેમથી આશ્વાસન આપે છે. હા દૈવ્ય.

શા માટે નથી જોતો. જો જો તે કેવી મૃદુ ભાષાથી તને બોલાવી રહી છે. શું હમણાં ને હમણાં મારા દેખતાં કોઈ નવીન પ્રેમની ચેષ્ટા કરતો ત્યાં તો વિચાર આવે છે કે લાવ્ય ઝટ તલવાર ઉપાડું અને બે જણના કટકા કરી મારા વેરની તૃપ્તી કરૂં.

ત્યાં તો વિચાર આવે છે કે કોણુ મને રોકે છે કયો આત્મા મને આ ગોઝારૂં કૃત્ય કરતા અટકાવે છે ત્યાં જે શબ્દ પોતે સાંભળ્યો હતો તે શબ્દ યાદ આવે છે વીરૂ વિના વાળુ નહી ભાવે.

દેવરાજ પાટીલના સામે મદન બેઠી બેઠી બોલી કે યાદ કરો. ભૂતકાળની વાત ને જ્યારે ગોરી સુરત્રાણુના સુબા કુતુબુદિનનાં ઘોડા ના પગલાં આ ભૂમિ પર ચમકયા હતા. લોકોમાં ભારે ત્રાસ ફેલાયો હતો તે વખતે તેમાંથી બચવા માટે મને અને મારા વીરૂને આ જગ્યાએ મુકી હાય દૈવ્ય.

આવી આવી હકીકત સાંભળતાં કોઠી પાછળના પુરૂષનું હૈયું વલોવવા માંડયું અને કદી ન રડેલી આંખો આજે ચોધારે જળપ્રવાહ વહેવા માંડયાં હાય શંભુ તેં મને શું બતાવ્યું શું હળાહળ ઝેરનો કટોરો શું મારા માટેજ રાખ્યો હતો.

ત્યાં તો પાછો વિચાર આવ્યો કે ગયેલી વાત શું કામ યાદ કરે છે સુતેલા શાપ જગાડવાથી શો ફાયદો પીધેલા ઝેર તો પચાવ્યા વિના છૂટકો નથી. માટે ગમ ખાઈ જવું અને ભવિષ્યમાં શું થાય છે તે જો.

ત્યાં તો ક્ષત્રાણી બોલી તમે માળા ફેરવો. હું વીરૂને બોલાવું.

ત્યાં તો સડસડાટ કરી પોતાનાં પુત્રને બોલાવવા વીરૂને હાકલ મારવા લાગી કે એ વીરૂ એ વીરૂ.

ત્યાં તો માળા ફેરવતો દેવરાજ પાટીલ પોતાના પ્રભુના ધ્યાનમાં મશગુલ છે ત્યાં તો કોઠીની પાછળ કંઇક પડછાયા જેવું દેખાયું ત્યાં સાધારણ ખખડાટ થયો. ત્યાં દેવરાજનું હૈયું ચમકયું ત્યાં તો આકૃતિ જોઇ બોલ્યો કે એ બાપ.

ત્યાં તો છૂપાયલો પુરુષ બોલ્યો હવે ડરશો નહિ.

ત્યાં તો પાટીલ બોલ્યો કે બ—બ—બ બાપજી કોણુ હેબતાઇ ગયેલો દેવરાજ ભાગ્યુ તુટયુ બોલી શકયો.

ત્યાં તો આવનાર વ્યક્તિ બોલી કે—કાં ઓળખ્યો નહિ બરાબર છે ક્યાંથી ઓળખાણુ પડે ઓળખાઉ એવો રહ્યો હોઉ તો ઓળખી શકો કેટલા વરશો વીતી ગયા દેવરાજ તેથી જુનું સ્વજન પણુ ન ઓળખી શકયા.

કોણુ વાઘેલા રાણા.

હા. દેવરાજ હું લવણુપ્રસાદ આવ્યો હતો મારી રજપુતાણીને કામ બેસાડનારનું ધડ જુદુ કરવા પણુ આજે તારા આગળ હું હતાશ થયો અને હાર્યો છું તેં મારા વીરધવળને સાચવ્યો છે અને તને તેના વગર ભોજન ભાવતું નથી એમ સાંભળ્યા પછી તારી જીત અને મારો પરાજય એમ બોલી બહાર કાઢેલી તલવાર મ્યાન કરી. લ્યો દેવરાજ જય જય શંભુ જય ભગવતી.

ભાઈ દેવરાજ હવે હું જઈશ કદાચ વીરૂ મને જોશે તો બી જશે માટે હવે મને જવા દો જ્યારે વીરૂ મોટો થાય ત્યારે તેના પિતાને મળવા ધોળકે મોકલજો.

પોતે પોતાના સ્વભાવ મુજબ પોતાનું કાર્ય પૂરૂં કરી લવણુપ્રસાદ પોતે ઘરની બહાર જવા લાગ્યો. ત્યાં કરજોડી દેવરાજ પાટીલ કરગર્યો આપે હદ કરી.

હવે અન્નદાતા આપ કાં જાઓ છો. આજે સાથે બેસીને મારી સૂકી લુખી રોટલી ખાઇને આપ પધારો આપના લાડકવાયા વીરૂને તો ભાળતા જાઓ હું બે હાથ જોડી ખોળો પાથરી વિનંતિ કરૂં છું, કરગરુ છું વાઘેલા રાજ સંન્યાસી આપ શીદ હવે ડરો છો.

તો તારી મરજી એમજ હોય તો લે રોટલો ખાવા રોકાઉ પણુ મારી શરત પાળવા કબુલ થાઓ તો મારી ઓળખાણુ રજપૂતાણીને કે દીકરાને તમારે આપવી નહિ. એવી પ્રતિજ્ઞા કરો તો

જેવી આપની આજ્ઞા નહિ આપુ ઓળખાણુ આજે મારો ભગવાન મારે ત્રાજવે આવ્યો, પ્રભુએ મારી કસોટીમાં પાર કર્યો.

દેવરાજ પાટીલે બહાર અડાલીમાં ખાટલો પાથર્યો, ઉપર ગાદલુ રજાઈ બીછાવી તેજ વખતે દેવરાજે લવણપ્રસાદને ઊંડો નિસાસો નાંખતાં સાંભળ્યો. તેજ વખતે ઘરની ધણીયાણી બહાર રમતા બાળકને હાથ ઝાલી ઘરના ઓટલા ઉપર ચઢી આવી ત્યાં સ્વર સંભળાયો—

શું તેનુ જોર જાણે કોઈ લડવૈયો મારા હાથમાં પણ ઝાલ્યો ન રહે. જાણે પ્રથુ ચહુઆણનો હાથ જાણે લોખંડી હાથ ખેંગારની વાતો સાંભળવામાં મશગુલ થઈ રહયો હતો બેસવું તું ભાઇ બોલતી બોલતી રજપુતાણી ઘરમાં આવી ત્યાં દેવરાજ બોલ્યો કે વાળુ કરવા સારૂ બે ભાણું માંડજો મેમાન જમવાના છે.

ત્યાં રસોડામાં જઇ દેવરાજ બે થાલી પીરસાવી લાવ્યો બન્ને વેરની વસુલાતવાળા સાથે જમવા બેઠા શું વિધાતાના લેખ માણસ શું ધારે છે ને શું થાય છે જેનું ધડથી માથુ જુદુ કરવા આવેલો રાજસંન્યાસી વાઘેલો લવણપ્રસાદ ફક્ત પ્રેમાળ શબ્દને વશ થઈ બધુ ઝેર ભુલી ગયો અને રદયમાં વાત્સલ્ય ભાવ ઉભરાયો, અને દુશ્મનને દોસ્ત કરી સાથે જમ્યો.

જમી તૈયાર થયો દેવરાજે રહેવા માટે ઘણો આગ્રહ કર્યો. પણ કાલ સાંજરે પાટણ પોચ્યા સિવાય છૂટકો નથી. માટે હવે જઇશ ભાઈ મેં તો આ વાત પર પડદો પાડયો છે તેમ વિધાતાએ પણ પડદો પાડયો છે વાઘેલાએ પોતાના ચહેરા પર જોઇ બોલ્યો કે ગુજરાતના રાજપુતોને ગ્રહસ્થાશ્રમ ભોગવતા નથી આવડતો તેમ મને પણ આવડયો નહિ પાટણ તો ભાગી પાદર થયું મારો ભોળો ભીમદેવ આજે જીવતાં છતાં નાર્મદની માફક જીવે છે કારણ કે

મુસલમાનોએ આજે ગુજરાતની ગૌરવ ભરેલી હરિયાળી ભુમિનું લોહી ચાખ્યું છે મારી મદન રાણીને ઘર માંડી ઠરી બેસવાનું મન હતું ભલે બેઠી. પણ મારી તને વિનંતિ છે મારા દીકરા વીરૂને બહાદુર બનાવજે સાચો પ્રજાસેવક કરજે અને સાચો લડવૈયો બનાવી મારા આત્માને શાંતિ આપજે કોઈ વખતે તે મારો વીરધવળ ગુજરાતને ચણેં પોતાનું આત્મ બલિદાન આપી વાઘેલાનું નામ પણ ઉજ્જવળ કરે.

આ પ્રમાણે વાતો કરી, લવણપ્રસાદ જેવો આવ્યો હતો તેવોજ ચાલી નીકળ્યો. જેણે રાજ્ય સેવામાં પોતાના જીવનને નિરસ બનાવ્યું, ધોબીનો કુતરો ઘરનો નહિ તેમ ઘાટનો નહિ તેવી દશામાં જેની જીંદગી વીશ વીશ વરસના લગ્નના પ્રેમી જીવનમાં હોળી પ્રકટાવી, રાજકીય સંજોગોને વખોડતો વખોડતો પોતાની અસલ જગ્યાએ જઈ પોતાની સાંઢણી પાસે આવી. બન્ને સાથીઓએ જે પોતાની સાંઢણી હંકારી પાટણની વાટ પકડી.

ત્યાં તો સાંઢણી સ્વારને નસકોરાં બોલ્યાની ગંધ આવી ત્યાં જુએ તો લવણપ્રસાદ સાંઢણી ઉપર ગાઢ નિંદ્રામાં ઊંઘી ગયો છે ત્યાં સાંઢણી સ્વાર ચમકયો કોઇ દીવસ લવણુ રાણો આ પ્રમાણે ઊંઘ્યો નથી શું કુદરત જેને મારવા ગયો હતો ને શા કારણથી જીવતો છોડયો.

ત્યાં લવણપ્રસાદ જાગ્યો જેહુલ બોલ્યો કે કેમ નામદાર— જેહુલ કોઇ દીવસ દહાડો ઘેર આવશે ગુજરાત પાછી જીવતી થશે કેમ ભગવતીની કૃપાથી વીરુ તૈયાર થશે.

# પ્રકરણ ૬ ઠું

## કૌટુંબિક સંમેલન

સાંઢણી સ્વાર ઝપાટે મજલ કાપતા કાપતાં સવારનો પ્હો ફાટતાં પહેલાં મંડલિકપુર (માંડળ)ના રસ્તાની ભાગોલે લગભગ આવી પોહોચ્યા. ત્યાં સરોવરના કાંઠા ઉપર જરા વિસામો લેવા ઊભા રહ્યા તે વખતે ગામની ભાગોળે એક સાધારણ ઘોડો ત્રણચાર છોકરા અને છોકરીઓ તથા આધેડ ઉમરની એક બાઈ વિગેરે ત્યાં ઊભા રહ્યા હતાં.

બાઈના શરીર ઉપર સીંદુરી રંગનો સાડલો હતો. અને બાંય સુધી કાપડુ પહેર્યું હતું, દેખાવ ઉપરથી વિધવા જેવો પહેરવેશ હતો. શરીર સશક્ત તેમજ દેખાવડુ આટલી મોટી ઉંમર હોવા છતાં તેના ગૌરવવંતા શરીર પર જરા પણ ફિક્કાશ નહોતી, દરેક રીતે ગંભીર અને લજ્જા ધારેલી હતી. મુખ ઉપર શાંતિ અને શ્રદ્ધાની મૂર્તિ દેખાતી. આંખમાં શરમ અને સન્માનની કીંમત હતી. આ વખતે લગભગ સવારના પહોંરમાં આ કુટુંબ જાણે કોઈ લાંબી મુસાફરીએ જવાવાળા હોય ને કોઈ વલોટાવવા આવ્યું હોય તેવો દેખાવ હતો.

ત્યાં તો માતા બોલી દીકરાઓ પ્રભુનું નામ સ્મરી લો ત્યાં દીકરાઓએ પ્રભુનુ નામ ઉચાર્યું ત્યાં માતુશ્રીએ પોતે પોતાના દીકરાઓને માંગળિક માટે શાંતિ પાઠ સંભળાવ્યો, જે વખતે માતા શાંતિ પાઠ બોલતી હતી તે વખતે તેના ચહેરા ઉપર કોઈ દૈવી તેજ ચમકતું હતુ અને તેની મુખાકૃતિ પ્રભાવશાળી લાગતી હતી.

જાઓ બેટા શ્રી શાસનદેવ તમને જરૂર સુવિદ્યા આપશે.

દીકરાઓ ખુશીથી જાઓ અને માતાની કુખ ઊજવાળજો. નામર્દ ના બનશો. સ્વમાનની કીંમત સમજજો. ખુશામત શીખશો નહીં. પરાયુધન હરશો નહી. દુ:ખીદીનના બેલી થજો. શત્રુના સામે થઈ માતૃભુમીની સેવાના પાઠ શીખશો. સાચા જૈન બનજો. ધર્મમાં અડગ શ્રદ્ધા રાખશો. ભાઇભાઇમાં જુદાઇ ગણુશો નહીં. સંપસંપીને રહેજો. અને ગુરૂ કુમારદેવની આજ્ઞામાં રહેશો. અને ભાઈ સોમેશ્વરને રજાઓ પડે ત્યારે આપણે ત્યાં તેડી લાવજો.

આ પ્રમાણે શીખામણુ આપી માતાએ પોતાના બાળક લુણીંગ વસ્તીગ તેજીંગ જે પાટણુ ભણુવા માટે મોકલ્યા. ત્યાં બહેનોના હૃદયને જે આઘાત લાગ્યો વચણુ તો રડવા લાગી. માતાએ આશ્વાસન આપ્યું.

ભાઈ વસ્તીગ, તેજીંગ, લુણિગને સાચવજે. તેનું શરીર નબળુ છે માટે તેને ઝાઝો સતાવીશ નહીં. મા-તમો કહો છો તે ખરૂં. પણુ ભાઇ લુણીંગ તો વારે ઘડી પથરના દેવલ બનાવે છે અને આબુરાજ આબુરાજ બડબડયા કરે છે. જ્યાં સુધી અમારી સાથે અખાડામાં કસરત કરવા મલકુસ્તી કરવા, પટા ખેલવા, બાણુવિદ્યા શીખવા ન આવે તો પછી નબળો જ રહેશે. મા એની લત્ત તો બસ આબુરાજ ઉપર જ લાગી છે. ભાઈઓની ફરીયાદથી માતાને રદયમાં આનંદ થતો અને લુણીંગની નબળાઇ શરીરની જોઈ તેને કુદરતી ચીંતા

પણ થતી. આ પ્રમાણે માએ પોતાના વહાલસોયા બાળકો પોતાની છાતીએથી અળગા કર્યા.

લુણીંગ ઘોડા પર બેઠો. ઘોડુ પણ લુણીંગના જેવું નબળું અને ખચ્ચર જેવું હતું ત્યાં લુણીંગ બોલ્યો રે તુ કોઈની ફીકર કરીશ નહી. હું બધા ભાઈઓથી મોટો છું માટે બધાને બરાબર સાચવીશ. બા-બા હવે તું હશ. અમે જઈશું હો બા. વયજુ બ્હેન ખૂબ દળજે ઘંટી ઉપર ગીત ગાજે. અને માતાને આનંદ આપજે. વળી મા જ્યારે ધનદેવ વહેલી પરોઢે છાણુ લેવા જાય. ત્યારે હાથમાં સોટો રાખવાનું કહેજે કોઈ પાપી ચંડાળ સામું જુએ તો કહેજે કે આ સોટાથી તારા જડબાં તોડીશ અને મારો વસ્તીંગ આવશે ત્યારે હાલહવાલ કરાવીશ. વળી મા સોહગાને પણ કહેજે કે ઘી-માખણ વધુ ખાઈ જઈશ નહી. નહી તો માંદી પડીશ. અમે ભાઈઓ સોહગા વગરના થઈશું ત્યાં તો પાછો લુણીંગ બોલ્યો. મા વયજુને કહેજે મારો આરસનો ટૂકડો સાચવી રાખે. મારે આબુરાજ ઉપર નાનકડું દેવલ બંધાવવું છે.

ત્યાંતો વસ્તીંગ બોલ્યો. મા પ્રભુ કરશે તો બધાના જુદા જુદા જીનમંદિરો ભવ્ય નહી બંધાવીએ.

ત્યાં મા બોલી કે બેટા ગજા વગરની વાતો ન બોલીયે. હવે જાઓ સુર્યોદય થયો.

ત્યાંતો દીકરાઓ વિદાય થયા. અગીયાર સંતાનોની વીંધવા માતાએ પોતાના હેત ભરેલા હાથ પોતાના દીકરાને પંપાળી વીદાય આપી.

તે વખતે પણ લવણપ્રસાદ પણ સાંઢણી પર સવાર થઈને તેજ રસ્તે ચાલ્યા આવે. તે પ્રૌઢ રજપુતને દેખી કુંવરબાઈએ જરા મલાજો રાખી આધુ ઓઢયું.

ત્યાં લવણુપ્રસાદને કંઇ વીચાર આવ્યો. પૂછ્યું કે કેવાં છો બહેન પોરવાડ છો. ત્યાં બાઈ બોલી કે હા ભાઈ તમારે કએ ગામ જવું છે. અમારે પાટણ જવું છે. પેલા છોકરાઓ પણ પાટણ જતા હોય તેમ લાગે છે. હા ભાઈ પાટણ જાય છે. ત્યાંતો કુંવરબાઈ તરત પોતાની પુંઠ વાળી ચાલી ગઇ ત્યાં દીકરીઓ ઊભી હતી તેને વાઘેલા લવણુપ્રસાદે પૂછ્યું કે તમારા બાપનું નામ શું. ત્યાં દીકરીએ જવાબ આપ્યો કે આશરાજ.

આશરાજ પાટણના રહેવાશી હતા તે. ત્યારે તો માલશણવાળા શેઠ આજુશેઠ તમારી માના બાપ થાય તે. ત્યાં જવાબ મલ્યો કે હા.

આટલી હકીકત સાંભળતાં લવણુપ્રસાદ ચમકયો. છોકરીઓ બોલી કે અમારા બાપુજી તો બે વર્ષ ઉપર જ દેવગત થયા છે. ત્યારે ભાઇઓને મોશાળ મોકલો છો. ના પાટણની કટુકેશ્વરની વિદ્યાપીઠમાં ભણવા સારૂ મોકલ્યા છે.

તે વખતે કુંવરબાઇએ સાંઢણીસ્વારને પૂરેપૂરો ઓળખ્યો ત્યાંતો બાઇ પોતે પોતાના રસ્તે ફાટેલું અને થીગડાવાળું, સીંધુરીવર્ણુંનું કાપડું ઢાંકતી ઢાંકતી મહામહેનતે ચાલી ગઈ.

આ બે સાંઢણીસ્વાર પણ મંડલીકપુરના લોકોને ઘણાજ તેજસ્વી અને માનમર્તબાવાળા લાગ્યાં. ત્યાં લોકો ભેગાં થએલા. એક બે જણુ બોલ્યા કે અમારા ગામમાં. જો વહેવારીક ધાર્મીક ડહાપણુ તેમજ બુદ્ધીમાં ગણો તો ફક્ત એક જ કુંવરબાઈજ છે. ગામ લોકોને પૂછ-વાનું તેમજ સલાહ લેવાનું ઠેકાણું છે. તેમના પેટે અવતાર લેવા જેવા બાઈ છે. એ તો એક ભગવતી સ્વરૂપ છે.

ત્યાં રાણો બોલ્યો કે પહેલા કરતાં ઘાસી ગયાં ભાઈ વખત

વખતની છાંયડી. આશરાજનો વહેવાર પોરવાડની જ્ઞાતમાંથી જરા હલકો થયો. આ પ્રમાણે અઢાર વીશ વર્ષની વાતના જુનાં સંભારણાં સંભારતો જતો હતો હતો ત્યાંતો એક જણ બોલ્યો કે ખંભાતવાળા વહાણવટી સદીક આરબે દગો કરી બીચારા આશરાજના વહાણ લુંટાવ્યાં. ત્યાં રાણો ચમક્યો. શું સદીકે. હા ભાઈ હા. સદીક તો જેટલું નહી કરે એટલું ઓછું.

આ પ્રમાણે વાત કરતો પોતાની ઓળખાણ ન આપતાં પાટણું રસ્તે ચાલવા માંડ્યો.

ત્યાં તો રસ્તામાં ત્રણ છોકરાનો મેળાપ થયો ત્યાં રાણો બોલ્યો શું વાણીયા વેવલાઓ શું ભણવા જાઓ છો.

જૈન ધર્મના પોથાં શીખશો કે પાટી ઉપર ધૂળ નાંખશો.

ત્યાંતો વસ્તીંગ બોલ્યો. જે ઠીક લાગશે તે ભણીશું તેમાં તમારે પારકી શી પંચાત.

લવણપ્રસાદની વાતો ઉપર વસ્તીંગ અને તેજીંગને ઘણો ગુસ્સો આવ્યો. પણ ગુસ્સાને દબાવીને ચાલવા લાગ્યા.

જેથી આ ત્રણે ભાઇઓ શાંન્ત રહેવા લાગ્યા તેમ તેમ આ લવણપ્રસાદ તેમને કદરૂપું મોઢું કરી ચીડાવતો જતો ત્યારે તો તમે સાધુડા બનશો અને અપાશરામાં ઉતરશો અને પારસનાથ ભગવાનની ભક્તિ કરી વરદાન માગશો.

ત્યારે ના. મુરબ્બી તમારી વાત તમે જાણો. પણ અમે તો ભણવાના કુમારદેવ ગુરૂના આશ્રમમાં સહસ્ત્રલીંગના કાંઠે કટુકેશ્વરમાં.

આખરે છોકરાઓ ચાલતા થયા. છેવટે લવણપ્રસાદે પોતાની સાંઢ ધીમે કરી બાંટો પાડી બોલ્યો કે અલ્યા તમો શ્રાવક છો તો સાંભળો.

મોટા થાઓ તો કોઈ જાદુગર જતીઓને સાધીને ગુજરાતનો જે રાજા થાય તે ને પણુ તમારો જેવો શ્રાવકડો બનાવવામાં પાછા પડશો નહી.

આ શબ્દોથી ત્રણે ભાઈઓને હળાહળ ક્રોધ ઉત્પન્ન થયો અને પથ્થર લઈ જેવો તેજીંગ મારવા જાય ત્યાં વસ્તીગ આવી પથ્થર પડાવી લીધો. ત્યાં તેજીંગની આંખમાં આંસુ આવ્યાં અને આઘાત લાગ્યો.



## પ્રકરણુ ૭મું

### પાટણમાં લવણુપ્રસાદ

લવણુપ્રસાદ પાટણુના સહસ્ત્રલીંગ તલાવે પોતાની સાંઢણી ઉભી રાખી કટુકેશ્વર મહાદેવના દર્શન માટે ગયો ત્યાં તો પાટણુની શેરીયો મંદીરોના ઘંટની ઘંટનાદો કટુકેશ્વરમાં વાગતાં ચોઘડીયાં આખા શહેરમાં જાણે કોઇ રાક્ષસ આવ્યો હોય અને લોકો શુન્યકાર જેવા બની ગયા તેવો દેખાવ પાટણુનો જાણે શમશાન ભુમી જેવો ભયંકર અને બીહામણુ જેવો થઈ રહ્યો હતો.

આ પ્રમાણે પાટણુની સ્થીતીનું અવલોકન કરતાં રાણો લવણુ ઘણો ગુંચવાયો ત્યાં રાજગુરૂ કુમારદેવ મહારાજની આરતી લઈ આવ્યા અને તેમના ચહેરા ઉપર તેજ નહોતું. રદયમાં કોઈ ઊંડી વેદના હતી.

ત્યાં લવણપ્રસાદે ગુરૂદેવને પૂછ્યું કે પાટણની પ્રભુતાના બદલે પાટણમાં ભીરૂતા કેમ. શું મહારાજના સમાચાર હજુ આવ્યા નથી.

રાણાજી ત્યાં ગુરૂદેવ બોલ્યા કે માહારાજ સવારના પહોરમાં આવી ગયા અને મહેલમાં સંતાઈ ગયા છે અને ગામમાં કોઇપણ જાતનો ઉત્સવ રંગ-રાગ-ઘંટ વાજાં વીગેરે વગાડવા નહી. તથા કોઈ પણ જાતનું ધાંધલ કે ધમાલ કરવાં નહી. તેમજ મારા માટે સમારંભની પણ તૈયારીઓ કરવાની ના પાડી.

અને બોલે છે સુરત્રાણનો સુબો દીલ્લીમાં શાંન્તીથી બેઠો છે તે પાછો આપણે જો કાંઇપણ ધામધુમ કરીશું તો પાછો ગુજરાત પર ચઢી આવશે. આવી નીર્માલ્ય વાતો સાંભળી ત્યાંતો લવણપ્રસાદ ઉશ્કેરાયો તેનું મગજ ગરમ થઈ ગયું. તેનું લોહી ઉછળવા માંડયું. શું કુતુબુદ્દીને માહારાજને પાટણ પાછું ઇનામમાં આપ્યું. શું અમે તો અમારા બાહુબળથી તેમજ હજારો યોદ્ધાઓના બલીદાન આપી મોતની પણ પરવા રાખ્યા વગર વળી ચંદ્રાવતીના પરમાર શુરવીરોની મદદથી વળી મારા નાગોરના નીમકહલાલ ભીલોના પરાક્રમથી પાટણ લીધું હતું.

શું આ બધાને પણ મહારાજે જવાની આજ્ઞા આપી. શું પાટણનો નૃપતી ભીમરાજા આજે શીયાળ બની ગયો શું તેને તેની માતાની કુંખ લજાવી. દેવમંદિરમાં વાગતાં ચોઘડીયાં ઉતરતી આરતીઓ વાગતાં ઘંટના ઘોર અવાજો પણ બંધ થઇ ગયાં. શું મહારાજ આજે ગુજરાતનું ગૌરવ ગુમાવી બેઠો. ગુજરાતનો ગરવો ઇતીહાસ આજે શું ભુસાઈ જવા લાગ્યો. હા. દૈવ્ય આ હું શું જોઇ રહ્યો છું. જે ભુમીના માટે મેં મારૂં સર્વંશ ગુમાવ્યું. મારી સુખસાહ્યબીને રસાતાલ કરી નાંખી. મારૂં જીવન એજ ફક્ત રાજભક્તિને માટે તદન નીરસ બનાવ્યું. શું તેજ ભૂમીની આજે આવી અધમ અધોગતી જોઉ છું. શું રાજગોર મહારાજ બહાર નીકળતા જ નથી. ના. ના

જરા પણ બહાર આવવાની તસ્દી લેતા જ નથી. ખૂશામતીયાના ટોળામાં બેસી શક્તિની દવાઓ ખાઇ પોતાની પીશાચ લીલા રમે છે અને દુરાચાર સેવે છે ત્યાં તો રાજગુરૂને કહે છે કે તમારી પાસે ભણવા સારૂ ત્રણ બાળકો માંડલીકપૂરથી આવ્યા છે. રાજગુરૂ ત્યાં બોલ્યા કે આવવાના હતા. ત્યાં બીજી આડીઅવળી વાતો કરી લવણ-પ્રસાદે રાજગુરૂ કુમારદેવના મોંઢેથી આવી ન કલ્પેલી વાતો સાંભળ્યા પછી પોતે શરમાઇ ગયો. અને પોતાના રાજમહેલ તરફ ચાલ્યો. કુમારદેવ વૃદ્ધ હતા છતાં તેના શરીરનું કૌવત એક યુવાનને શરમાવે એવું તેના કાંડામાં અતુલ બળ હતું. તેનામાં શુરવીરતાની છાયા જણાતી હતી. તેની આંખોમાં ઓજસ હતું. કુમારદેવની પ્રતિષ્ટા ઘણી સારી હતી. એક સાચા પંડિત તેમ વિદ્વાન હતા. ઘણા વિદ્યાર્થીઓ તેની પાસે ભણવા આવતા હતા. લવણપ્રસાદ પોતાના આવાસમાં આવ્યા. આખી રાત ઘણી મુશ્કેલીથી પસાર કરી અનેક જાતની ચીંતાઓથી તેનું મન ઉકેલવા માંડ્યું. ત્યાં પ્રભાત થયું. ત્યાં ઉઠીને સૂર્યનારાયણના દર્શન કર્યાં અને ઊંચી અગાસી ઉપર ચઢી પાટણની શોભા જોવા લાગ્યા. તો જે પાટણમાં સવારના પહોરમાં અનેક જાતના દેવ–દેવસ્થાન-આરતી ઘંટ–પૂજાઓના મધુરા અવાજો સંભળાતા હતા. હજારો પ્રજાજન પોતપોતાના કાર્યમાં મશગુલ અને આનંદ માનતા હતા. સેંકડો કરોડપતીની હવેલીઓ ઉપર ધ્વજાઓ ફરકતી હતી. સોનાના શીખરોવાળા મંદિરોના બદલે શીખર વગરના મંદિરો જોવામાં આવ્યા. જે પાટણનું નુર તેજ અને જાહોજલાલી હતી તે આજે સમુળગી નાશ પામી. આ સ્થીતી જોતાં અને પાટણની દુર્દશાના વિચારો મનમાં આવતાં લવણપ્રસાદના આત્માને ઘણું જ દુઃખ અને ક્લેશ થયો.

વિચારમાં ને વિચારમાં લવણપ્રસાદ મહારાજના તેડાની વાટ જોતા હતા. તે વખતે રાજગઢમાં કેટલાક પરદેશીઓને આવતા જોયા

મોખરે ચાલનાર માણુસ લગભગ પચાસ પંચાવન વર્ષનો હશે તેનું શરીર લોખંડી અને મજબુત હતું. તેના પોષાક ઉપરથી તે કોઈ પરદેશી હોય તેવો લાગતો હતો. તે માણુસને ઘણી ઘણીજ અદબથી માન આપતા હતા. તે પણ આંખના ઈશારાથી જ જવાબ આપતો હતો તેના પાછળ તેના ઘણા નોકરોએ ઘણી ઘણી જાતની સુંદર કારીગરીથી શોભાયમાન પેટીઓ ઉપાડી હતી. અને તે પેટીઓની સુગંધીથી આખા રાજમહેલમાં ચારે બાજુ કોઈ ઓર સુવાસ પ્રસરી રહી હતી તેની પાછળ એક પડદાવાલો મ્યાનો હતો તે મ્યાનો ઘણો સુંદર અને શુશોભીત હતો ત્યાંતો રાજાના માણુસોએ પધારો પધારો સદીક શેઠ રાજાજી તો આપનીજ રાહ જુએ છે ત્યાં ખુશામતખોર ભાષા સાંભળી ત્યાં લવણુપ્રસાદને વધુ ગુસ્સો આવ્યો.

ત્યાં તો સદીક શેઠે પોતાના નોકરો પાસે જે પેટીઓ ઉપડાવી હતી તે બધી રાજ્ય ભંડારમાં મોકલાવી અને જે મ્યાનો હતો તે રાણીવાસ તરફ રવાના કરવામાં આવ્યો.

તે વખતે સદીકની અને લવણુપ્રસાદની આંખો સામસામી મળી ત્યાં બન્ને જણ એક બીજાને શંકાની નજરથી જોવા લાગ્યા.

ત્યાં સદીકશેઠ ઉભેલા માણુસ સાથે વાતચીત કરી પુછ્યું કે આ કોણુ છે ત્યાં ખુલાસોજ મળ્યો કે ખરેખરો કટો દુશ્મન અને સહાસીક છે તેમનુ નામ રાણા લવણુપ્રસાદ દીલ્લીના શાહ સુલતાનને તોબા તોબા પોકરાવનાર એ વીર નર છે.

આ પ્રમાણે વાત જાણીને કરી સદીક મહારાજાને મળી પોતે વાતચીત કરી પોતાના સ્થાનપર જવા તૈયાર થયો સદિક શેઠ ખંભાત નગરનો વહાણુવટી આરબ વહેપારી હતો.

ત્યાં ફરી પાછો મેલાપ થયો ત્યાં લવણુપ્રસાદ અને સદીકને

સાધારણ વાતચીત થઇ તેમાં સદીક જવાબ પણ બે પરવાઈથી આપ્યો અને બોલ્યો કે નામદાર હું તો આપનો ગુલામ છું મારા લાયક કામ સેવા ફરમાવશો, ગુલામને જ્યારે બોલાવશો ત્યારે આપની ખીદમતમાં હાજર રહેશે. અને કોઇ વાતે આપને દુઃખ હશે તો તેની દવા પણ મારી પાસે તૈયાર હશે માટે આપ જરા પણ ચીંતા કરશો નહીં આ પ્રમાણે સદીક વ્યંગ ભાષામાં બોલી ચાલી ગયો.

તે વખતે લવણપ્રસાદને મહારાજાનું તેડુ આવ્યું ત્યાં લવણ-પ્રસાદ જવા તૈયાર થયો તે વખતે મહેલમાં તમામ માણસો પોત પોતાના સ્થાનકે ચાલ્યા ગયા અને જાણે મહેલમાં તદ્દન શુન્યકાર લાગ્યો, શાથી કે કોઈ ખુશામતીઓ લવણપ્રસાદનુ તેજ ખમી શકતો નહોતો તેની ભવ્ય આકૃતી અને ભયંકર દેદાર કોઈ જોઈ શકતો નહોતો. આખા પાટણમાં તેમજ ગુજરાતમાં તેની ધાક હતી અને તે લવણ-પ્રસાદ સાચો શૂરવીર અને વીર હતો.

લવણપ્રસાદ પગથીયા ચઢી રહ્યો હતો. ત્યાં તો રાજાને ખબર પડી કે રાણો લવણ આવે છે ત્યાં તેણે પોતાના દીવાનખાનામાં દરેક વસ્તુ વ્યવસ્થીત કરવાનો હુકમ આપ્યો અને મહારાજા ગુસ્સે થઇ બોલતા કે તમારો બાપ આવશે તો કંઇને કંઈ કરી નાંખશે. માટે બધા ચાલ્યા જાઓ અને આ બધી પડી રહેલી વસ્તુઓ ઠેકાણે મુકી દો.

ત્યાં તો લવણપ્રસાદ આવ્યા જોયુ તો મહારાજા પોતે પોતાની નિર્માલ્યતા બતાવી રહ્યા છે બીર્લજની પેઠે બેસી રહ્યા છે ત્યાં લવણ-પ્રસાદે નમસ્કાર કર્યા અને કુશળતા પૂછી. લવણપ્રસાદને ગુસ્સો ઘણોજ આવ્યો પણ ગુસ્સો કોના ઉપર કરવો કારણ કે—જ્યાં નામર્દની માફક પોતાનું જીવન ગુજારી રહેલ આગળ ગમે તેટલો ગુસ્સો કરે તો પણ તેનામાં મર્દાનગી આવે તેમ નહોતી તેથી રાણો શાંન્ત રહ્યો.

વી. સં. ૧૨૫૦ જ્યારે શાહબુદ્દીન ઘોરીએ પાટણમાં યુદ્ધ કર્યું

અને ઘોરીની શમશેર ચમકી રહી હતી તે સમયમાં ચૌહાણે અજમેર અને દીલ્લી અને રાઠોડોના કનોજના યુદ્ધમાં કત્લો કરી રૂધીરના પાન કર્યાં હતા. તે પછી ગુજરાત પર ચાલેલી તલવાર મુસલમાનોની જોઈ નાસી જનાર ગુજરાતની સૈન્યનો સેનાપતી સ્વામી ભીમદેવ-બીજો નાસી ગયો હતો કઈ જગાએ રહ્યો હતો તેની કોઈને ખબર નહોતી લોક વાયકા એવી હતી કે ખંભાત નગરના કોઈ દેવળની મુર્તી પાછળ કેટલુંક જવાહીર લઈ ગયો હતો. ત્યાં દેવદાસીઓના પ્રેમમાં મશગુલ બની વિષય વિલાસમાં ચકચૂર બન્યો.

આબુના જેતશી પરમારની કન્યા ઇચ્છિનકુમારીને પરણવાની હઠ ખાતર પૃથ્વીરાજના પિતા સોમેશ્વરની કત્લ કરનારો અને તે પછી પોતે દેશનીકાલ કરેલા ૭ ભત્રીજાઓના ટંટા ખાતર પૃથ્વીરાજની બાણુશયા પર પોતાના નવલખા શૂરવીરોને ભોલાવનારો અભીમાની ભીમ એ ભીમ આજે બીજાના આશરા પર જીવી પોતાની નાલેશી બતાવી રહ્યો છે.

લવણપ્રસાદ જેટલો શાંન્ત રહ્યો તેમ તેના આત્મામાં અનેક જાતના મંથનો ચાલુ થયા હતા. ગુજરાતની ગૌરવતાનો નાશ જોતાં તેનો આત્મા વલોવાઈ જતો હતો પણ શું કરે જ્યાં રાજાજ પોતેજ ગુલામ બની પોતાની શુરવીરતાનું પ્રદર્શન કરી રહ્યો હોય ત્યાં શુરવીરો શું કરે.

ચાર વર્ષ પર રાણો લવણપ્રસાદ દુશ્મનોનો કાળ જેવો મહાન દીગ્વીજય કરવાવાળો તેનો ઉત્સાહભર્યો ચહેરો હતો આજે તેજ લવણપ્રસાદ એક હતાશ અને કદરૂપા જેવો નીરૂત્સાહી લાગતો હતો.

લવણપ્રસાદે આગળની બહાદુરીભરી વાતો કહી રાજાને પાણી ચઢાવવા માંડયું. પણ તેમાંનો અંશ પણ દેખાયો નહી આખરે રાજા

કંટાળ્યો અને ધીમે કીધુ કે ભાઈ જેમ ભાગ્યમાં હોય તેમ થાય માટે ઝાઝી માથાકુટ ન કરતાં શાંન્તી લો. તારી મદન અને વીર ધવલ તો મજામાં છે રાણી તો મરી ગઇ, વીર ધવલ મોટો થાય છે. ભાઈ વિર ધવલને બહાર ન કાઢીશ. બાદશાહની ધાક જબરી છે વખતે કંઈ થઈ ન બેસે બહુ થઈ બાપુ હવે તો હું રજા લેવા આવ્યો છું અને મારા ધોલકે જઇશ. ભાઇ તારા ગયા પછી આ પાટણની જંજાળ કોણ સંભાળશે બાપુ કંઈ સંભાળવા જેવું હવે કંઈ છે નહી. સૌ પોતપોતાનું કરી બેસી ગયા છે ગુજરાતના ધણીને આજે રંડાપો આવ્યો ત્યાં પ્રજા બીચારી શું કરે. એના ભાગ્યમાં હશે તે થશે.

શાથી કે હવે તમારૂ ભલું ખંભાતનો વહાંણવટી સદીક સંભાળે તેવો છે અને તેની પાસે ઘણી જાતના પેટના દુખાવાવાળાને અજમા આપવાના સાધન પણ ઘણા છે.

આ પ્રમાણે વાતચીત કરી લવણપ્રસાદ ઉઠવા માંડયા ત્યાં રાજા ભીમદેવ બોલ્યો કે તુ કહે તો પાટણની ગાદી આપુ હું ગુજરાતનો માલીક છુ ગમે તેને મારૂ રાજ્ય આપી શકુ છું ત્યાંતો લવણપ્રસાદ બોલ્યા કે અમે તો પાટણના સેવકો છીએ અને સેવકો જ રહેવાના.

મહારાજા પોતે નીશામાં જેમ આવે તેમ પોતાની વાણી વીલાસથી ફાવે તેમ બોલતો હતો પણ નીશાબાજ માણસનું બોલ-વાનું વજન કેવી રીતે રાખી શકાય.

રાજ્યગઢની બહાર નીકળતાં લવણપ્રસાદના આત્માને ઘણોજ આગાધ અને અપાર વેદના તેના અંતરમાં થવા લાગી. કહેવતમાં કહ્યું છે કે જેનો આગેવાન આંધળો હોય તેનુ લશ્કર કુવામાં લવણપ્રસાદ પોતે પોતાના આવાસમાં આવ્યા ત્યાં કુમારદેવ પંડીત પણ આવ્યા. બન્ને મહારથીઓ ગુજરાતની અવનવી વાતો કરી રાત ગાળવા માંડી ત્યાં લવણપ્રસાદે પુછયુ પેલા છોકરાઓ શુ આવી ગયા.

ત્યાં પાછા લવણપ્રસાદ બીજી વાતે વળ્યા પોતાના હૃદયની મનોદશા વીચારતા ત્યાં કુમારદેવ બોલ્યા કે ધરતી વાંઝણી નથી કોઇ વખતે ગુજરાતનો દીવસ ઘેર આવશે. માટે રાણાજી હતાશ થવાની જરૂર નથી. ગુજરાતની ભુમી કદાપી રંડાઈ નથી. અને રંડાશે નહીં. દશાવીશીનાં મોજાં આવી જાય માટે રાણાજી આપ આપના પ્રયત્નમાં મશગુલ રહોજ.

રાણાજી ધોલકે જવા તૈયારી કરી ગુજરાતનું ભાવી પોતાના ભાગ્યથી ઘડી લેશે. પણ આપ તો ધોલકા જઈ તમારો નિશ્ચય મજબુત કરો એજ મારી તમને વીનંતી છે.

●

## પ્રકરણ ૮મું

### અનોપમા પાટણમાં

પ્રથમના પ્રકરણમાં આપણે ધરણીંગ શેઠ પોતાના કુટુંબ સાથે ચંદ્રાવતીથી શેત્રુંજ્યની યાત્રા જવા સારૂ નીકળ્યા. આબુથી અનેક ગામોની યાત્રા કરતા કરતા દેશકાળ નીહાળતા તેમજ અનોપમા પણ પોતાના ભાઈઓ તેમજ પીતાશ્રી માતુશ્રી વીગેરેની સાથે ઘણાજ આનંદની સાથે યાત્રા કરતી હતી. અને પ્રભુ ભક્તિમાં પોતે મશગુલ રહેતી હતી. જ્યારે ધરણીંગ શેઠ આબુથી સીદ્ધાચળજીની યાત્રાએ

જવા નીકળ્યા ત્યારે પોતે પોતાના ગુરૂદેવ હરીભદ્રસુરીશ્વરને પત્ર લખ્યો હતો. તે પત્ર પણુ તેમના આવતા પહેલા હરીભદ્રસુરીશ્વરને મલ્યો અને પોતે પોતાના શીષ્ય વિજયશેન સુરીશ્વરને કીધુ કે—ચંદ્રાવતીના શેઠ ધરણીંગ શેઠ પોતાના કુટુંબ સાથે યાત્રાએ નીકળ્યા છે તેથી પાટણ આવશે.

આ વખતે કુમારદેવ જાતે બ્રાહ્મણુ હતા. તેમજ શીવધર્મી હતા. તે વખતે વખત કાળના સંજોગો લઈને જૈનો અને શીવો વચ્ચે ઘણુ ઘર્ષણુ ચાલતુ હતુ. એકએકના મંદિરમાં જવા માટે પણુ તે વખતમાં પાપ સમજતાં હતા છતાં કુમારદેવ મહા પંડિત તેમજ રાજ્યકર્મચારી આત્મા હતો તેની ઉમર પ્રમાણે પ્રૌઢ અને પ્રભાવશાળી હતા. તેના રાજ્યમાં તેમજ પ્રજામાં સારી છાપ હતી અને પોતાના વિદ્યાલયમાં ઘણાજ વિદ્યાર્થીઓ ભણુતા હતા. તે વખતે પોતાના મીત્ર આશરાજ જ્યારે ગુજરી ગયા ત્યારે તેમની ધર્મપત્નીએ પોતાના ત્રણ બાળકોને કુમારદેવ પાસે અભ્યાસ કરવા સારૂ મોકલ્યા હતા. તેથી કુમાર-દેવ શૈવ હોવા છતાં ત્રણે પુત્રોને પોતાના ગણી રાજ્ય કર્મચારી તથા વહેવારીક. વળી યુદ્ધનુ તેમજ ધાર્મીક શીક્ષણુ ઘણાજ ઊંચા પ્રકારનું આપ્યું હતું જ્યારે સંપુર્ણ જ્ઞાન તે બાળકોને આપ્યા પછી કુમારદેવ પોતે પોતાની સાથે વસ્તિગ તેજીંગ અને પોતાનો દીકરો સોમેશ્વરને લઈ ને ઉપાશ્રયમાં ગયા આ વખતે ઉપાશ્રય બહાર ઘણાજ બ્રાહ્મણો વીચારમાં પડયા કે કુમારદેવ આજે જૈનના ઉપાશ્રયમાં કેમ ત્યાં તો ગુરૂદેવ હરીભદ્રસુરી આખર અવસ્થાની માંદગી લગભગ પંદર વરસથી ભોગવી રહ્યા હતા. તેમની સારવારમાં વિજયસેનસુરી ગુરૂદેવની સેવા કરતા હતા. તે વખતે પગમાં ચાકડીઓ સફેદ વાળની દાઢી પ્રભાવશાળી ચહેરો કુમારદેવને જોતાં સામા માણુસ ઉપર છાપ પડયા વગર રહેતી નહી ત્યાં કુમારદેવે ગુરૂદેવ હરીભદસુરીને નમસ્કાર કર્યા. અને સુખશાતા પુછી ત્યાં ગુરૂદેરે કીધુ કોણુ કુમારદેવ, આજે અહોભાગ્ય કે તમારા

પગલા મારા ઉપાશ્રયમાં ભલે આવ્યા. આ સાથે ત્રણ બાળકો કોણ છે શું ગુરૂદેવ આપે એ બાળકને ઓળખ્યા નહી આપે તો તેનાજ જન્મ થતા પહેલા ઓળખ્યા હતા. તે શું આજે ભુલી ગયા ત્યાં ગુરૂદેવની મંદવાડની સ્થીતીના સંજોગોમાં યાદ–દાસ્ત બરાબર નહી હોવાથી વીચારમાં પડયા મહારાજ આશરાજ મંત્રીના આ બાળક છે ત્યાં ગુરૂદેવ ચમકયા, અને પોતે ભાખેલુ ભવિષ્ય યાદ આવ્યું. ત્યાં બાળકોના શીર ઉપર હાથ મુકયો અને આ ત્રીજો બાળક તે મારો દીકરો. સોશ્વમેર છે ગુરૂદેવ આપ જરા પણ મુઝવણુ રાખશો નહી, મે બંન્નેને સાચા જૈન અને વીર બનાવ્યા છે. આપ જરાપણુ આપના આત્માને હતાશ કરશો નહી ત્યાં ગુરૂદેવે પુછ્યુ કે બાળકો તમારા પિતા કયાં છે તે તો બાપજી બે વરસ થયાં સ્વર્ગવાસ થયા મારી માતુશ્રી કુવરબાની આજ્ઞાથી અમો પંડિત કુમારદેવની પાસે અભ્યાસ કરવા આવ્યા હતા. આપના આશીર્વાદથી અમારો અભ્યાસ પુરો થવા આવ્યો છે ત્યાં તો ગુરૂદેવને ખાંસી આવી દમ ચડયો જરા જીવ ગભરાવવા માંડયો ત્યાં વીજયસેન સુરીને ગુરૂદેવે કહ્યું કે સાંભળ–ચંદ્રાવતીથી ધરણીંગ શેઠ પોતાના કુટુંબ સાથે યાત્રાએ આવે છે તેની દીકરી અનોપમા આટલુ બોલતાં ગુરુદેવ વધારે બોલી શકયા નહી. ત્યાંથી વાત અટકી. વીજયશેનસુરી સમજી ગયા. ને લુણીંગ તેમનો ત્રીજો ભાઈ જેને તાવ આવવાથી તે બધા આંશ્રમમાં ગયા. ત્યાં લુણીંગ આખર અવસ્થામાં છે પોતે પોતાની માતુશ્રી સાથે જ્યારે આબુ ગયો હતો ત્યારે વિમલશાહી મંદીર જોયા હતા. તે મંદિર જેવી પ્રતીમા બનાવવી અને બેસાડવી તેવી લુણીંગને ધુન લાગી હતી ત્યાં બન્ને ભાઈઓ આવ્યા તાવ વધતો ગયો તેમ તેમ તેને સનેપાતનું જોર વધ્યું ત્યાંતો વસ્તુપાલ અને તેજપાલ બન્ને ભાઈ એ આવી પોતાના મોટા ભાઈની ચાકરી કરે છે અને આંખમાં આંસુ લાવે છે તે વખતે વિજયશેનસુ-રીશ્વર ને સોમેશ્વર બોલાવી લાવે છે ત્યાં ગુરૂદેવ આવે છે લુણીંગને ધર્મ–પાઠ સંભળાવે છે ત્યાં લુણીંગ કહે છે કે મહારાજ મને જાવો

જીવના પચ્ચખાણ આપી મને સંથારો કરાવો મને આ દેહનો ભરુસો હવે લાગતો નથી હું મરીને શીલ્પી થઈશ, ભગવાનની મુર્તીઓ ઘડીશ આબુના દેરાસર બનાવીશ આવી આવી વાતો કરતાં કરતાં પાછો બેભાન થઈ ગયો ત્યાં બન્ને ભાઇઓ પણ ભાતૃભાવના રદયને લઈને આંખમાં આંસુ લાવે છે ત્યાં ધરણીંગશેઠ અને અનોપમા પણ વીજયસેન ગુરૂ ઉપાશ્રયમાં નહી હોવાથી જ્યાં લુણીંગ મરણુ અવસ્થાની માંદગી ભોગવે છે ત્યાં આવે છે.

ત્યાં ગુરૂદેવ ઓળખાણ આપે છે અને લુણીંગને કહે છે ભાઈ લુણીંગ આ કુટુંબ અને અનોપમા ચંદ્રાવતી આબુથી આવે છે ત્યાં લુણીંગ બે હાથ જોડી કહે છે બ્હેન તમને ધન્ય છે કે તમો આબુના મંદિરના દર્શન કરી પાવન થયા. હું તો મારી માતુશ્રી સાથે ગયો ત્યારે જોયા હતા. મને એમ થાય છે કે હું એક નાની પ્રતીમા બનાવી પ્રભુ મંદિરમાં પધરાવું બેન તમો જયારે આબુ જાઓ તો મારા વતી યાત્રા કરજો ત્યાં અનોપમાને પણ કુદરતે પુર્વ કર્મના સંસ્કારને લઇને તેના પર પુજ્ય વડીલ તરીકે ભાવના ઉત્પન્ન થઈ. ત્યાં વિજયશેન ગુરૂદેવ બોલ્યા કે તેઓ સીદ્ધાચલની યાત્રાએ જવાના છે જેથી તમારા માતુશ્રીને તમારો સંદેશો પહોંચાડીને જશે.

વાહવાહ ધન્ય પ્રભુ અનોપમાબેન મારી માતુશ્રીને કહેજો કે તમારો લુણીંગ તમને સંભારતો હતો મારી બેનો તેમાં વયજુને ઘણા પ્રેમથી મારા આશીશ કહેશો ભુલશો નહિ જરુર હું મારો દેહ બદલી કોઈ ભવમાં શીલ્પી થઇશ, લ્યો બ્હેન આવજો ભાઇઓ પ્રણામ.

આખરે વિજયસેન ગુરૂદેવના આશીર્વાદ સાથે લુલીંગ પોતાની છેવટની મમતા આબુ ઉપર દેરાસુર બંધાવવું છે તે શબ્દો બોલી બધા ભાઇઓ તેમજ અનોપમાને પણ હાથ જોડી બધાની ક્ષમા માગી પરલોક સીધાવ્યો.

ત્યાં વસ્તીંગ તેજીંગ બન્ને ભાઇઓ ચોધાર આંસુએ રડયા. માતા કહેશે કે તમો ત્રણ ગયા હતા ને બે કેમ ત્યારે શો ઉત્તર આપીશું. આ પ્રમાણે બન્ને ભાઇઓ ભાઇને અગ્નીદાહ કરી પોતાના સ્થાનક ઉપર આવ્યા. ત્યાં સાંભળ્યું કે હરીભદ્રસુરીપણ કાળધર્મ પામ્યા તે વખતે આખા પાટણમાં હાહાકાર દરેકના આત્મામાં ગુરૂદેવ પ્રત્યે સંપૂર્ણ સન્માન હતું આખરે ઘણા જ જનો તેમજ રાજ્યના કર્મચારીઓ હજારો જનતા સમક્ષ ગુરૂદેવની શમશાન યાત્રા નીકળી તે વખતે કુમારદેવનો દીકરો સોમેશ્વરે ગુરૂદેવની પાલખીનો છેડો પોતાની ખાંધ લઇને ચોંધાર આંસુએ રડયો અને ગુરૂભક્તિનો અનેરો પ્રેમ બતાવ્યો હતો.

કાળ કાળનું કામ કરીને કર્મની ગહનગતીની કોઇને પણ ખબર પડતી નથી. આ પ્રમાણે લુણીંગનો સ્વર્ગવાસ થયો ત્યાં વિજયસેનસુરીએ કુમારદેવ પંડીતને બોલાવીને કહ્યું કે ગુરૂદેવ મરતા મરતા ભાગ્યુંતુટયું વાક્ય બોલ્યા હતા કે ધરણીંગ શેઠની દીકરી અનોપનું સગપણ બે ભાઇમાંથી એકની સાથે કરાવજો. કુમારદેવ પણ શાણા તરત સમજી ધરણીંગ શેઠના કુટુંબની આગતાસ્વાગતા પાટણમાં કરી. બધી બાબતની પૂરેપૂરી તપાસ કરી. કુમારદેવે કહ્યું ભાઇ વસ્તીંગ અને તેજીંગ તમો પણ તમારી માતુશ્રીને દીલાસો આપવા સારૂ થોડા દીવસ મંડળેશ્વર ધરણીંગશેઠની સાથે જઈ આવો. ગુરૂદેવની આજ્ઞા લઇ ધરણીંગશેઠ અનોપમા અને વસ્તીંગ તેજીંગ વીગેરે બધાએ મંડળેશ્વર જવાની તૈયારી કરી.



# પ્રકરણ ૯ મું

## આય બલા પકડ ગલા

લવણપ્રસાદે જ્યારે મહારાજા ભીમદેવથી વાતચીત કરી જયારે મહારાજાની પાસે ધોલકે જવાની માગણી કરી અને પોતાનાથી હવે ગુજરાતનું કશું નહિ બની શકે તે પણ પોતે પોતાની ઈચ્છા કહી દીધી હતી આ બધું રાજા મુંગે મોઢે સહન કરી સાભળી રહયો હતો. રાજાને તો ફક્ત એશ આરામ અને સુરાને સુંદરીની જમાવટ સિવાય બીજા કોઈમાં તેનો જીવ નહોતો. કંઈક પણ બીક હતી તો ફક્ત લવણપ્રસાદની હતી અને રાજાને ખરાબ કરનાર પણ સ્થંભનપુરનો વહાણવટી શદીક મુસલમાન આરબ વેપારી હતો. આખાય બંદરની તમામ આવક હજમ કરી જતો અને પોતે બીજાની મદદથી વહાણો ભરેલા માલની લુંટ ચલાવવામાં પણ અગ્રેસર હતો સદીક ઘણોજ ખુશામતી હતો, સ્વભાવે મીઠાશ સ્વાર્થ વખતે તે નીચ અને જલ્લાદના સ્વભાવનો હતો.

લવણપ્રસાદ જ્યાં જવાની તૈયારી કરી પોતાની જાગીર સંભાળવા જાય છે ત્યાં મહારાજા તે વખતે એને બોલાવી કહે છે ભાઈ લવણ લે મારી આ રાજ્યમુદ્રા આજથી પાટણની તમામ સત્તા તને સોંપુ છું. માટે તારે કશું પણ બોલવાની જરુર નથી. ધીમે ધીમે બધું ઠેકાણે પડી જશે પણ આજથી પાટણની તમામ સત્તાનો સત્તાધિકારી તને બનાવું છું.

તેટલું બોલી રાજા ચૂપચાપ પોતે પોતાના સયન ભુવનમાં ચાલ્યો ગયો. અને લવણુને ગુજરાતની અગુધારી બલાની સત્તા આવી પડી. હવે શું કરવું તે વિચારમાં પોતાના નિવાસસ્થાને બેઠો છે ત્યાં વિચાર કરે છે. ત્યાં નાલાયક રાજા પોતાની બુદ્ધિ અને નામર્દાઈનું પ્રદર્શન કરવા ચાલ્યો ગયો. એક વખતના ગુજરાતના રાજા પ્રજાના દુઃખે દુઃખી અને સુખે સુખી હતા. રાજા પોતેજ પોતાની પ્રજાને મા બેટા તરીકે સંભાળતા હતા અને એજ ગુજરાતનો ભાગ્ય વિધાતા આજે નામર્દ બની શુરા અને સુંદરીની મોજમાં પોતાનું સર્વશ્ચ ગુમાવી એક નાલાયક દીલ્લીના બાદશાહનો ગુલામ થઈ રહ્યો છે.

લવણુપ્રસાદને ઘણી મુંઝવણુ થઇ ગુજરાતના ઉપર આજે ચારે બાજુ આતકના ડુંગરા દેખાતા હતા કયારે ગુજરાત રગદોળાઈ જશે તે પણ કોઇને ખબર નહોતી આજે ગુજરાતના સરદારો, અમલદારો જાગીરદારો સૌ કોઇ પોતપોતાનું સંભાળી ચમન ઉડાવતા હતા અને ધણી વગરની ન ધણીયાતી ગુજરાતની ગૌરવતા નાશ થવાની અણી ઉપર આવી છે હાય વિધાતા.

વિચાર આવતાંજ લવણુપ્રસાદે પોતે ગુજરાતની લુખી સત્તા ઉપર ફકત ખાદીના જ કપડાં પહેરી પહેલો વખત જ પોતે પોતાના કાર્યમાં ઉતરવા વિચાર કર્યો ત્યાં તરત તેને શદીક શેઠને બોલાવવા સારુ પોતાના પટાવાલાને મોકલ્યો. ત્યાં શદીકે માણુસને સાફ કહી દીધું કે હાલમાં મને કોઈની પાસે આવવાનો ટાઇમ નથી આવો બેપરવાઇનો જવાબ આપી પટાવાલાને પાછો મોકલ્યો, પટાવાલાએ રાણાને વાત કરી આ વખતે લવણુપ્રસાદ ગંભીર વિચારમાં પડયો કે ગુજરાતની સત્તાનું આ પ્રદર્શન પણ ગંભીર બની બેસી રહ્યો. ત્યાં તો અવાજ થયો અને ખબર પડી કે સદીક શેઠ લવણુપ્રસાદને મળવા આવે છે તરતજ લવણુપ્રસાદ સાવધાન થઇ જાણે પોતે તદન અજાણુ બનીને પોતાના ન્યાયાસન પર એક સિંહની માફક રોફથી મૂછો આંબળતો બેઠો છે એટલામાં પટાવાલાએ ખબર આપી

કે બાપુ સદીક શેઠ પધાર્યા છે. ત્યાં રાણાએ કીધું કે આવવા દે.

તે વખતે સદીક સલામો કરતો કદમ પોષી કરતો નામદાર જહાંપનાહ એવી ખુશામતની ભાષા બોલતો નીચો નમતો નમતો આવ્યો અને લવણુપ્રસાદની સામે શાણો થઇને અદબથી ઊભો રહયો.

ત્યાં રાણો બોલ્યો કે કાલે ન આવ્યા પણ આજે આવ્યા, ત્યાં સદીક બોલ્યો, કારણ આપ અત્યારે મોટા રાણા અને રાજ્યના સ્થંભ ગણાતા મુત્સદ્દી છો.

ત્યાં સદીક વાણી બધી ખુશામતથી બોલતો
રાણા સામે ક્રૂર નજરથી ઘાટ ઘડવા ઇચ્છતો
વાતવાતમાં સદીક સલામ કરી વાતો કરે
પણ જાતિ સ્વભાવ મ્લેચ્છનો તે પાપથી નવ ડરે
પાપી તણી પીશાચ લીલા રાણો જાણતો સહુ
કેવી રીતે મહાત કરવો ઉપાય શોધતો મનથી બહુ

ત્યાં તો સદીક બોલ્યો ના, ના, નામદાર આપનો હું હમેશના માટેનો ગુલામ છું. મારી શી તાકાત કે આપના હુકમનું હું અપમાન કરૂ. તોબાહ, તોબાહ, મને કદાપિ ખુદા તાલા એવી કુબુદ્ધિ ન સૂઝાડે. મારો તો સાચો રાહ એજ કે ગુજરાતના પાય તખ્તની મારાથી બને તેટલી સેવા કરી મારી ફરજ અદા કરવી તેજ મારો ધર્મ સમજુ છું નામદાર.

ઠીક હવે મારે તમને ચેતવણી આપવાની છે કે રાજ્યની પરિસ્થિતિ જોતાં તમારે ખંભાતના ચાલતા તમારા ઇજારાની રકમ તમારે વધારે આપવી પડશે સમજ્યા ત્યાં તો સદીક બોલ્યો કે નામદાર હું ગરીબ માણસ આથી વધારે ઇજારો આપી શકુ તેવી મારી સ્થિતિ નથી. અને હું આપને હાથ જોડી વિનંતિ કરૂં છું કે

આપ તે ખંભાતની માંડવીનો ઇજારો બીજાને આપો અને મને હવે નામદાર આ નુકશાનમાંથી ઉગારો.

શાથી સદીક શેઠ આમ બોલો છો.

ત્યાં સદીક બોલ્યો કે નામદાર આજે સાચની દુનીયા નથી. સૌરાષ્ટ્ર લાટઆર્તવ ત્રણના ત્રણ વિભાગના લુટારાઓ આજે ખંભાતના દરીયામાં બેઠેલાઓ છે તેથી આજે અમારા દુઃખનો ક્યાં પાર છે એક બાજુ લાટના શંખરાજા લડાઈના બણગાં વારે ઘડીયે ફૂંકે છે. વળી ના બીજી બાજુ દેવગીરી તરફથી સિંઘાણદેવ પણ પોતાના લુટારૂ ચાંચિયાઓ મોકલી અમારા વહાણ લુટાવે, વળી સૌરાષ્ટ્રમાં વામનસ્થલી (વંથલી)ના લુટારાઓનો પણ એજ ધંધો આજતો નામદાર જ્યાં પોલાણ દેખે ત્યાં આખી દુનિયા પોતાની સત્તા જમાવવા તૈયાર થાય છે, આવા વિકરાળ કાળના પંજામાંથી મારા વહાણ કેવી રીતે સફરે મોકલું છું તેની કોઈ તો અમારી સંભાળ લ્યો.

નામદાર આપનો કાફલો ખંભાતમાં પહેલા રહેતો હતો હાલમાં તો કોઈ નથી. ન મળે નાવ કે ન મળે નાવિક કે ન મળે કોઈ સૈનિક.

શું સદીક શેઠ આ તમે શું બોલો છો શું આપણું ગુજરાતનું નાવિક દળ ક્યાં ગયું નામદાર સૌ સૌ પોતાના ઘરના બાળબચ્ચાં સંભાળવા ઘર ભેગા થઇ ગયા. કારણ કે તેમનો માસિક પગાર પણ કોઈ આપતું નહોતું. મહામુશીબતે થોડો વખત તો મેં પગાર આપી બધાને નભાવ્યા અતરેથી ન કોઈ જવાબ કે ન દાદ ફરિયાદ એટલે લાચારીથી આ પગલુ ભરી ખરચ ઓછો કરવો પડયો.

જેમ જેમ લવણપ્રસાદ પર સદીકની વાતનો પ્રભાવ પડતો ગયો તેમ તેમ સદીક વાત આગળ ચલાવેજ ગયો અને તેનો લાભ સદીક પોતાની મીઠી જબાન વાટે લઈ રહ્યો હતો એ તો નામદાર

અલ્લાહ અમારો સીધો. હું ગમે તેવા જોખમો વેઠી આ બધા દુશ્મ-નોને હાથમાં રાખું છું.

બાકી નામદાર દરીયો તો નામનો છે પણ ખાબોચિયા જેટલું પણ ખારૂ પાણી પણ મીઠું પકવવા માટે પણ આજે ઉપયોગમાં આવે તેમ નથી.

આપ જરા તે તરફ પધારો તપાસ કરો હું મારા વહાણો બસરા કે જંગબાર કેટલા જોખમ ખેડી મોકલું છું ત્યારે આ ગુલા-મની વાત ઉપર આપ નામદાર ને ઈતબાર આવશે બાકી નામદાર વધુ કહો તો આપ તો મારા દીલોજાન દોસ્ત છો રાજ્યના સ્થંભનો પણ અન્નદાતા મહારાજા તો શંખને બોલાવી પોતાની ઈશ્કબાજી બધી શંખ પૂરી કરે અને હમેશાં નવી નવી નાજનીંઓ મોકલે અને ગુજરાતની સત્તા પોતે સંભાળે પણ તે તો ઉપકાર માનો કે તે બાબ-તથી મેં મારા રાજાને સમજાવી પાપી માણસ ને મે દુર કરાવ્યો છે નહિ તો આજે ગુજરાતનું નામ ઠામ ઠેકાણું હોત નહિ આવી આવી અનેક બાબતો છે આપ નામદારને હું કેટલીક કહું.

સદીકની વાત ઉપર રાણો સદીકના તેજમાં અંજાઈ ગયો અને આખરે તમે તમારે જેમ હાલ સાચવો છો તેમ સાચવી લેજો મારાથી બનશે તે સહાય આપીશ.

આ શું બોલ્યા નામવર હું તો આપનો ગુલામ છું. ગુજરા-તનું લુણ મારા પેટમાં છે. જરૂર આપ તે બાબતમાં બેફીકર રહો, ગુલામ બધું સંભાળી લેશે અને મનમાં પોતાનો પાશો સીધો પડયો તે અભિમાન સાથે સદીક ચાલ્યો ગયો. લવણપ્રસાદ રાજ્યકચેરી તરફ રવાના થયો.

●

# પ્રકરણ ૧૦ મું

## ભાગ્યસાલી અનોપ

ગત પ્રકરણમાં વર્ણવ્યા મુજબ કુમારદેવ અને જૈનાચાર્ય વિજયસેનસૂરિએ પોતાના ગુરૂ હરીભદ્રસુરિના ભાગ્યાતુટયા જે બોલ બોલ્યા હતા તે પ્રમાણે વિજયસેનસૂરીએ કુમારદેવ પંડિતને વાત કરી કુમારદેવને જે જે બાબતની ચોકસાઈ કરવાની હતી તે બધી બરાબર કરી અને પોતાના મનમાં પણ ઉત્સાહી બન્યા શું જૈનાચાર્યો પણ આવી બાબતમાં ગૃહસ્થાશ્રમના વિષયમાં પણ શાસનના પ્રભાવ માટે ભાગ લઈ રહ્યા છે ધન્ય છે તેઓને પોતે તે વખતે વસ્તીંગ અને તેજીંગ અને ધરણેદ્ર શેઠ અને તેના બીજા કુંટુબિજનોને બોલાવી બધાને મંડલેશ્વર જવા માટે આગ્રહ કરી. ધરણીંગ શેઠ વસ્તીંગ અને તેજીંગ અને તેની માતાને લુણિંગના સ્વર્ગવાસના કારણથી પોતાનાથી બને તેટલી કુંવરબાઈને ધીરજ આપી ત્યાં થોડા વખત મહેમાન તરીકે રહી પોતે સિદ્ધાચલજીની યાત્રાએ જાય.

શંભુ મેળો જવાની તૈયારી કરવા માંડયો ત્યાં તો અનોપમાના સામુદ્રિક લક્ષણો એટલા બધા ઉંચા હતા કે તેનું વર્ણન કરવું અત્યારે અસ્થાને છે પણ હરીભદ્રસૂરિતો એટલે સુધી પોતાના શિષ્ય સમક્ષ બોલ્યા હતા કે આ અનોપમા શાસનની એક પ્રભાવશાળી

ઉન્નતિ કરનાર અને ગુજરાતનું ગૌરવ દીપાવનાર માહા યોગીની અને મહાદેવી તરીકે પોતાની આબરૂ મેળવશે.

અનોપમા રંગે શ્યામ હતી તેનો ચહેરો ભરાવદાર હતો તેના શરીરના સ્નાયુઓ બધા ઘાટીલા હતા પોતે તે વખતે ફક્ત તેર વરસની નાની ઉંમરમાં પણ પોતાની ગંભીરતા પોતાની બોલવાની મધુરતા પોતાના જ્ઞાનની અભ્યાસની પણ અજોડતા વળી પોતે સેવાભાવી, અને પોતાનું રદય કોઈ જુદીજ દિશામાં કામ કરી રહ્યું હતું આવી પ્રભાવશાળી અનોપને જોતાં ગમે તે સ્વજનને તેના પર હેત ને પ્રેમ આવ્યા સિવાય રહે નહિ.

ત્યાં વસ્તીંગ અને તેજીંગ પોતે અને શેઠ ધરણીંગ વાતો કરતા કરતા ચાલે છે પાછળ અનોપ આ ત્રણે ત્રીપુટીની વાત સાંભળી પોનાનું રદય કંઈક જુદીજ દીશામાં ખેંચાય છે.

ધરણીંગ શેઠ પુછે છે વસ્તીંગભાઈ તમે અભ્યાસ તો કર્યો ઉપયોગ કેવી રીતે કરશો અને ભવિષ્યના કાર્યની કંઇ બાંધણી બાંધશો.

ત્યાં તો તેજીંગ બોલ્યો કે શેઠ હું થઈશ, સેનાપતી અને મોટા ભાઈ થશે કોઈ રાજ્યના મંત્રી અને પછી જુઓ ગુજરાતના પોબાર કોણી તાકાત છે કે ગુજરાતનું કોઈ નામ લે.

તેજીંગ સ્વભાવે ઉતાવળો અને સાહસિક હતો પોતે જેમ ચાલે તેમ તેમ અનોપ પણ તેની સાથે ચાલે ત્યાં તેજીંગ ચીડાય અને બોલ્યો કે—આ કાળી જોગમાયા કયાંથી સાથે આવી છે.

ભાવિ તણા ભીતર મહીં શું શું સમાયું કોણ કહે
કાલે સવારે શું થશે એવું સત્ય ભાવી કોણ કહે

ગુજરાતનો ઉદ્ધાર કરશે કોણ તે આજે કોણ કહે
સમય સમય બોલશે બાકી વિધાતા શું કહે

તેજીંગની વાતો સાંભળતાં અનોપમાના હૃદયમાં છૂપો ભાવ ઉત્પન્ન થયો હતો.

આ બધા જ્યારે મંડલેશ્વર જવા ઉપડયા તે વખતે કુમારદેવે અને વિજયસેનસૂરિએ કુંવરબાઈને પ્રથમ સંદેશો પહોંચાડયો કે તમારે ત્યાં ધરણીંગશેઠ અને તેની દીકરી અનોપમા આવે છે તેની સાથે ભાઈ તેજીંગનું સગપણ કરશો વાત ખાનગી રાખશો.

આ સમાચાર, આ બધાને આવતા પહેલાંજ કુંવરબાઈને પહોંચી ગયા અને કુંવરબાઈ તો પોતાના દીકરાઓની તેમજ આવનાર મેમાનની પાણીની માફક રાહ જોઇ રહયા હતા ત્યાં તો મુસાંફરીનું ટોળું દેખાવા લાગ્યું પોતાના મોટા પુત્ર લુણીંગના મૃત્યૂથી માતા કુંવરબાઇને અંત્યંત શોક થયો હતો તે વખતે બન્ને દીકરાઓ આવી માતાને પગે લાગ્યા અને પોતાના મોટાભાઈ લુણીંગને સંભારી ખુબ રડયા ત્યાં ધરણીંગ શેઠે આશ્વાસન આપ્યું અને બનનાર વસ્તુ બની ગઇ, અફસોસ કરે તે વસ્તુ પાછી મળતી નથી માટે આપ શાણા થઇ ક્લેશ ન કરવો. ત્યાં તો અનોપને દેખી કુંવરબાઈને ઘણું હેત આવ્યુ, પોતાના હૃદય સાથે વહાલી કરી.

માતા જેમ પોતાના બાળકને મીઠું ચુંબન કરે તેમ કુંવરબાઈએ અનોપમાને પોતાનું મીઠું ચુંબન કરી અતિ વાત્સલ્યભાવ બતાવ્યો સૌ મેમાનની ખટપટમાં પડયા. તેમને કેમ સાચવવા તેમજ પરોણાગત કેમ કરવી જાણે ઘરમાં લક્ષ્મીના પગલા શાક્ષાત થયા હોય તેવો ઉત્સાહ અને આનંદ દેખાયો અનેક મધુરી વાતોથી અને વિનય વિવેકના વહેવારથી ધરણીંગ શેઠ તો આજે ઘણાજ આનંદ અને પ્રફૂલ્લિત થયા.

ત્યાં તો ધરણીંગ શેઠે પણ કુંવરબાઇને યાત્રાએ સાથે આવવા માટે ઘણો આગ્રહ કર્યો, અનોપમાએ પણ હઠ લીધી આખરે પોતાના પુત્રોને પણ પૂછી તેની સંમતિ લઇ પોતાના પુત્રોને પણ યાત્રાએ સાથે આવવા સારૂ આજ્ઞા કરી.

વસ્તીંગ તેજીંગ અનોપમા કુંવરબાઇ અને ધરણીંગ શેઠ આ બધા સારો દિવસ જોઈ શ્રી સિદ્ધાચલજીની યાત્રાએ જવા સારૂ નીકળ્યા ત્યાંથી નીકળતા ભાલ પ્રદેશમાં તે વખત ચોર લુટારાનો ભય હતો. તેથી પોતાની પાસે જે જોખમ હતું તે સાચવવાની ત્રેવડ કરવાની હતી.

આ બધો વિચાર કરતા કરતા જેમ કોઇ વનદેવી પોતાના પરિવારને લઇ જાય તેમ કુંવરબાઇની પ્રભાવિકતા અને અનોપમાની હૃદય ભાવના જ્યાં દુધ અને સાકર ભેગા થાય તે વખત તે દુધની મીઠાશ કરવાની વાત જ ક્યાં હોય.

ચાલતાં પહેલાં ભાલમાં હડાલા ગામ આવ્યા જે ગામમાં ખેમો દેદરાણી ઇતિહાસિક પુરૂષ થઇ ગયો જે ખેમાએ દિલ્હીના બાદશાહને પોતાની લક્ષ્મીથી દાટી દીધો હતો અને શાહ નામનો સિક્કો તે ખેમાએ જમાવ્યો હતો. તે ખેમો દેદરાણી આ હડાલા ગામનો રહીશ હતો. તે હડાલાની ભાગોલે આવી ત્યાં બધાએ મુકામ કર્યો. તે વખતે ગામમાંથી વાત સાંભળી કે અહીંથી જોખમ લઈ જવામાં સલામતી નથી. ત્યારે કુંવરબાઈ પાસે થોડો આગળના વખતનો દાગીનાનો દાબડો પોતાની સાથે લીધો હતો ત્યારે કુંવરબાઈ બોલ્યા કે બેટા આ દાગીનાનો દાબડો ક્યાં રાખીશું ભાઈ વગડામાં દાટયા સિવાય છુટકો નથી માટે તમે બે દીકરા અને હું ત્રણ જણ જંગલમાં જઈ નિશાની કરી આ જોખમ ઠેકાણે પાડીએ.

ત્યાં તો માતા અને બેટાઓ તઇયાર થયા ત્યાં કુંવરબાઈ કહે

અનોપમા બેટા તૂં પણ સાથે આવ. ત્યાં તો તેજીંગ ગુસ્સે થયો તેનું ત્યાં શું કામ છે. માતાએ કીધું તારે કશું બોલવું નહિ ભલે આવે તને તેમાં શું થાય છે.

આ અજાણી કાળવીજ જાણે કાલી કુબજા કોણ જાણે બાને આના ઉપર કયાંથી હેત ફૂટી નીકલ્યું છે. તેમ તેજીંગ મનમાં બબડતો બોલ્યો માતાએ સાંભળ્યું કે ભાઇ તું તો મોટો સાહેબજાદા જેવો રૂપાળો હઈશ જરા આયનામાં તારી સીકલ તો જો તું પણ તારા બાપના માથે જ ઉતર્યો છું. આ વખતે ચારે વ્યક્તિઓ ભયંકર બીહામણા વગડામાં ગયા ત્યાં કોઇ સારી નીશાની વાળી જગ્યા જોઇ ખાડો ખોદવા માંડયો ત્યારે અનોપ નીચી નમી માટી બધી બહાર કાઢે તેમ તેમ તેજીંગ ઘણો ચીઢાતો પણ અનોપ કશું ગણકારતી નહિ.

દીકરા અનોપ આ ખાડાની આજુબાજુની નીશાની બરાબર તું જોઇ લેજે હો ભુલીશ નહિ. ત્યાં ખાડો ખોદતા મોટો અવાજ થયો અને કંઈક પથ્થર સાથે કોશ અફળાણી તેમ તેમ મોટો અવાજ થયો ત્યાં તો અનોપ બોલી માતુશ્રી મને કંઇક જુદો રણકારો સંભળાયો ત્યાં તો અનોપે કચ્છ મારી મજુરણની પેઠે બધી માટી ખાડામાંથી બહાર કાઢી તેની નીચે પથ્થર હાલતો હતો તે ઉંચો કરવા લાગી પણ થઇ ન શકયો ત્યાં તો તેજીંગ ગુસ્સો કરી બોલ્યો કે અનોપ બોલી કે જાણ્યું તમારૂં ડહાપણ જરા ધીમે બોલો ત્યાં તેજીંગે પથ્થર ઊંચકયો તેમાંથી અનોપે બધી માટી કાઢી નાંખી ત્યાં તો તેમાંથી એક મોટો વજનદાર ચરૂ દેખાયો. તે વખતે અનોપમાએ ચરૂને તેજીંગના હાથમાં મુકયો ત્યાં તો અનોપમા બીચારીને એવો ચુંટીયો ખણ્યો કે લોહીની ટસી આવી પણ ગંભીર અનોપે જરા પણ ચુંકારો કર્યો નહિ.

તે પછી અનોપ બોલી માતુશ્રી નથી દાટવું. પાછા ઉતારે ચાલો જે દાટવા સાથે લઈ આવ્યા હતા તેના બદલામાં તો તેથી હજાર ઘણું ધન પાછું સાથે લઈ જવું પડયું. શું અનોપમાના પગલાનો ચમત્કાર ત્યાં કુંવરબાઈ મનમાં ખુશ થયા. અને ચારે જણુ પાછા હડાળા ગામની ધર્મશાળામાં આવી પહોંચ્યા. જે કળશ નીકળ્યો હતો તે કળશ વસ્તીંગ તેજીંગ અને કુંવરબાઈ તપાસતા હતાં. ત્યાં અનોપ નહોતી. કારણકે તેજીંગે તેને ધમકાવી હતી તેથી તે નહોતી આવી ત્યાં તો કુંવરબાઈએ બોલાવી અનોપ બેટા આમ આવ.

કળશ ઘણા જુના વખતનો હતો, તદ્દન ખવાઈ ગયો હતો તે આજુબાજુની માટી ખંખેરી કળશ મહામહેનતે ખોલ્યો. ત્યાં તો તેમાંથી હજારો સોનાના સિક્કાઓ નીકળી પડ્યા. ત્યાં તેજીંગ બોલ્યો બા લક્ષ્મીદેવીના પગલા થયા. જીનેશ્વર ભગવાને આપ્યું ત્યાં વસ્તીંગ બોલ્યો ઉતાવળ ન કર. બધુ બરાબર જોવા દે તેમાંથી એક પત્ર નીકળ્યો. તેમાં લખેલું હતું કે કન્યાકુબજ રાજેશ્વરની કુમારી ચરણુ-દેવીને ગુર્જર રાષ્ટ્ર કાપડામાં આપવામાં આવેલો આ કળશ છે. ત્યારે તો ઘણા વર્ષ પહેલાનું માટે તેજીંગ બોલ્યો કે બા તે તો આપણા ભાગ્યમાં હતું તે આવ્યું માટે લાવ તેને ઠેકાણે પાડીએ.

બેટા, ધીરજથી વિચાર કર, લોભ-તૃષ્ણા તો પાપનું મૂળ છે ભાઈ તું ભણ્યો પણ ગણ્યો નહીં. માતાને આ ધન માટે અધિક ચિંતા થવા માંડી, મા તું કેમ ચિંતાતુર થાય છે બેટા હજી તારી સમજ કાચી છે. ગમે તેટલું ધન મલ્યું પણ બેટા તે આપણી કમાઈનું તો નહિ. ત્યાં તો બધા વિચારમાં પડ્યા, કે આ ધનનું શું કરવું, કોઈને કશો રસ્તો સુઝતો નથી. જેમ જેમ વખત જાય છે તેમ તેમ માતા કુંવરબાઈને અજંપો પેદા થાય છે, બોલો દીકરાઓ આ તમારી મહેનતનું નહિ. તેથી તે તમારા સુખ વૈભવમાં તો ન જ વપ-રાય. માટે બેટા કંઈ તારી ભાનભુલી માતાને તું કંઈ રસ્તો બતાવ.

આખરે ત્રણે જણુ વિચારમાં બેઠા હતા ત્યાં કુંવરબાઈએ અનોપમાને પૂછ્યું કે બેટા તું કેમ બોલતી નથી.

બા હું તો બાળક કહેવાઉ મારી કેટલી અકકલ. આપની આજ્ઞા હોય તો કહું.

ત્યાં કુંવરબાઈ બોલી કે બેટા જરૂર કહે અને અમારી મૂંઝાઈ ગએલી મતિમાં કંઇક અજવાળું પાડ.

ત્યાં અનોપ બોલી કે માતુશ્રી લુણીંગભાઈ મરતાં મરતાં બોલ્યા હતા કે કોઈ ડુંગરા ઉપર પ્રભુજીની મૂર્તિ પધરાવવી.

ત્યાં તો માતા કુંવરબાઈ અને વસ્તીંગ તો અનોપમાનો હજાર ઘણો ઉપકાર માનવા માંડ્યા. બા, પ્રભુએ જ અનોપમાના મોંઢે બોલાવેલ ધન્ય છે માતા હવે મારા જીવને શાંતી થઈ.

ત્યાં તો માતાને એટલો બધો હર્ષ થયો દીકરી અનોપ તેં તો આજે અમારા કુળને દીપાવ્યું અને અમારી સાતે પેઢીઓ તારી.

બીજે દિવસે ત્યાંથી આગળ ચાલતાં ધંધુકા આવ્યા. ત્યાં કોઈ સારા વેપારીને ત્યાં પોતાનું બધુ જોખમ મૂકી યાત્રા કરી પાછા આવ્યા. અને ત્રણે મહિને તેજીંગને ખબર પડી કે માતાએ મારું સગપણ અનોપમા સાથે નકકી કર્યું.

આખરે યાત્રા કરી પોતાના મૂકામ પર આવ્યા અને જયારે તેજીંગ પાટણ ભણવા જતાં ત્યાં વિચાર કરે છે કયાં શ્યામતા અને ક્યાં બુદ્ધિની ઉજ્જવળતા આ બે વચ્ચે ભવિષ્ય કેવું જોવાય છે.



## પ્રકરણ ૧૧ મું

### વીરધવળની ગુપ્ત ચિંતા

ગત પ્રકરણમાં જ્યારે દેવરાજ પાટીલને ત્યાં જે અજાણ્યો મહેમાન આવી તરત ચાલ્યો ગયો તે વખતથી વિરધવળ ને તેના માટે પોતાના અંતરમાં કોઇક જુદીજ પ્રકારનો વિચાર થવા લાગ્યો. પોતાની માતા જે માતા તરીકે માનતો હતો પણ પોતે જેને પિતા તરીકે અત્યાર સુધી ઓળખતો હતો તે દેવરાજ પાટીલ ને પોતાના મનની સંકુચિતપણાની દૃષ્ટિએ જોવા લાગ્યો.

જેમ જેમ અજાણ્યા મુસાફરના જવા પછી પોતે ગંભીર બનતો ગયો અને કોઈપણ જાતના કાર્યમાં પોતાને ઉત્સાહ જણાતો નહોતો તેમજ ઘરમાં પણ ખપ પુરતું જ બોલતો હતો ખેતર અને જંગલ જ પોતાનું નિવાસસ્થાન ગણુતો હતો, કદાપિ પોતાના ઘેર આવવા વિચાર થતો તો અનીચ્છાએ સંધ્યાકાળે ઘેર આવતો હતો; આ પ્રમાણે લગભગ પાંચ–છ વર્ષ ચાલ્યા ગયા, ઘરના માણુસોને પણ લાગવા માંડયું કે વીરૂના આત્મામાં કોઈ નવી વેદનાએ જન્મ લીધો છે પણ કોઈ કળી શકતું નહોતું.

વીરુ એક નવયુવાન યોદ્ધા જેવો થયો છે જ્યારે જ્યારે સીમમાં ગાડુ હાંકવા બેસતો ત્યારે પવનવેગી બળદને ખુબ દોડાવી બધા સીમવાલાના ગાડાની પહેલો નંબર એનો આવતો. આથી સિમના અને ગામના બાળકો તેના પ્રત્યે ઈર્ષ્યા કરતા હતા, વિરુના વિવાહ માટે અનેક માગાં આવતાં હતાં પણ દેવરાજ પાટીલ પોતાની બુદ્ધિ ચાતુર્ય વતી દરેકને ગમે તેમ સમજાવી માગા પાછા ઠેલતો હતો.

આ વખતે વિરુના લીલાછમ ખેતરોમાં ઘણા મુસાફરો વિસામો લેવા બેસતા તે લોકોને પૂછીને પોતે કંઈ જ્ઞાન મેળવતો હતો. પાટણના રાજ્યની વ્યયસ્થા કેવી છે લોકો ઉચાલા ભરી પાટણ છોડી ધોલકે કેમ જાય છે.

રોજ રોજ વિરુ પાટણની નવી નવી વાતો સાંભળતો હતો પાટણમાં અંધાધુંધી વધી પડી ચોર લુંટારાઓનો ત્રાસનો પાર નથી લોકોની જાન માલનીસલામતી પણ નથી. જોઈએ તે પ્રમાણે લશ્કરનો કાબુ નથી. આવી અનેક વાતો વિરુના કાન પર આવવા લાગી, હજારો લોકો ગુજરાતની ભુમિનો ત્યાગ કરી ધોળકા ભણી જવા લાગ્યા, અને ધોળકાનો રાણો લવણપ્રસાદ ધોળકા જમાવવામાં પડયો છે, આવી આવી વાતો સાંભળી વિરુનું લોહી ઉછળવા માંડયું પોતે જાણતો નહોતો કે હું એક રાજકુમાર છું. છતાં તેના ભવ્ય લલાટ ઊપર રાજ્ય તેજ ઝળકતું હતું, તેમજ અંતરમાં પ્રજાનું દુઃખ દુર કરવા મન પોતાનું તલપાપડ થઈ રહ્યું હતું.

આ પ્રમાણે સમયનું કાળચક્ર આજે ગુજરાત ઉપર ફરી વળવાની તૈયારી કરી રહ્યું છે આ વખતે ધરણીંગશેઠે પોતાની દીકરી અનોપમાને તેજીંગ સાથે પરણાવી, અને પોતે પોતાની ફરજમાંથી મુકત થયા, અને વસ્તિગનું આખું કુટુંબ પણ ધોળકા આવી વસ્યું હતું. આ વખતે વસ્તીંગ અને તેજપાળ બંને જણ પાટણમાં ભણતા.

આખરે દેવરાજ પાટીલ મુળ ક્ષત્રિય હતો, તેનું મૂળ નામ ત્રિભુવનસિંહ હતું, પોતે મદનરાણીને લઈને છુપાઈ ગયો. અને વિરુને ઉછેરી મોટો કરવાના ઈરાદાથી પોતે ખેડુતના પોશાકમાં સજ્જ થઇ પોતે પોતાનો નિર્વાહ ચલાવતો હતો. આ વખતે હવે વિરુ વીશ વરસનો ભરયુવાન થયો ત્યારે પોતાને વિરુને પટાબાજીના

દાવ ખેલાવવા સારુ વિચાર કર્યો અને પોતાના વીરુને પોતે દરેક રીતે હોંશિયાર કરી એક નવયુવાન યોધ્ધો બનાવ્યો. ઘણી રીતે દેવરાજે વીરુને મહેણાં સંભળાવી યુદ્ધના ખેલ ખેલવામાં પોતે તેને બહાદુર બનાવવા કચાશ રાખી નહોતી.

આ પ્રમાણે પાછા ઘણા દિવસ થયાં ખેતરમાં ભાત આવ્યું. તે ભાત દેવરાજે અને વીરુએ ખાધું, જ્યાં દેવરાજ બોલ્યો કે ભાઈ ઘેર ચાલ.

તો વીરુ બોલ્યો કે અત્યારે કેમ બસ ભાઇ હવે તારે આ ખેતી બાબતનું કામ કરવાનું નથી. આપણે ત્યાં તને તેડવા એક મહેમાન આવ્યા છે ધોળકે લઈ જવા માટે. માટે મારે તને આજે ને આજે ધોળકે મોકલવાનો છે.

શું કામ બેટા સદાકાળ ધોળકામાં રહેવા માટે.

આ વખતે દેવરાજની આંખમાંથી આંસુની ધાર પડવા લાગી. કુવાના પાણી ડોલવા લાગ્યા. વગડાના પશુપંખીઓ ચમકવા લાગ્યા, દેવરાજના રુદનથી આખું જંગલ પણ શુન્યશાન વેરાન સમુ બની ગયું, વીરુને ખૂબ વહાલ કર્યું. અનેક રીતે તેને પ્રેમ કરી. પછી પોતાની મૂળ વાત જાહેર કરી. ભાઈ તું મારો દિકરો નહીં પણ રાણા લવણપ્રસાદનો દિકરો તારું નામ રાણા વીરધવળ છે અત્યાર સુધી મારી થાપણ સમજતો હતો. પણ જ્યારે તારા બાપુ આવી ગયા તારા પ્રત્યે મારી મમતા જોઈ તે જીત્યા અને હું હાર્યો તારી માયા મમતા મને ત્યાગ્યા સિવાય છુટકો નથી. ત્યાં વીરધવળને ખુબ આગાધ થયો, શું મારી માને શિરચ્છેદ કરી, મારા પાલક પિતાને પણ હાર કરી. મારા બાપનું વેર વાળુ આવા અનેક વિચારો આવતાં વિરધવળ મૂંઝાયો, આખરે પોતે પોતાના જીવનું

બલિદાન આપી આ આક્ષેપમાંથી બચી હમેશના માટે શાંતિ લઈ જીવનની આહુતિ આપું, પણ જ્યારે વિરુ પાછો વિચાર કરવા લાગ્યો ત્યારે તેને પોતાના પિતા કરતા, દેવરાજ પાટીલ ઉપર અથાગ હેત અને ભાવ પ્રગટી નીકળ્યો. અને બોલ્યો કે જેને મને પોતાના શીર પર અનેક કષ્ટ વેઠી ઉછેરી મોટો કર્યો માટે મારા ઉપર ઉપકાર કરેલાનો ઉપકાર મારાથી કેમ ભુલી જવાય મારા ગયા પછી મારો વિરુ કહી બોલાવનારની શી દશા થશે ઘણો વિચાર કરતો કરતો આખરે વીરુ બોલ્યો કે મારે ધોલકા જવું નથી. મારે તો ગરીબ ખેડુતની જિંદગી ગુજારવી છે માટે બાપુ મને ધોળકા જવા આગ્રહ ન કરશો. ત્યારે દેવરાજ પાટીલ બોલ્યા કે ભાઈ કેમ.

ના, ના, બાપુ માછલી શું પાણી વગર જીવી શકશે તેમ તમારા વિના અને મારી માતા વિના મારાથી ત્યાં કેવી રીતે રહી શકાય. તેમાં વળી હું અભણ સંસ્કાર વિનાનો હું કેવી રીતે મારા પિતાની ગાદી દીપાવી શકું, અને જગત મને મેણૂં મારે તો મારે શું જવાબ આપવો.

ભાઈ આડા અવળા વિચાર મૂકી તારા પિતાની પાછલી ઉમરે તું જ્યારે આશ્વાસન નહિ આપે ત્યારે કોણ આપશે માટે તારા પિતા તો એક મહાન રાજયોગી છે, કર્મયોગી છે. તેના ચરણકમળમાં તું જઈ તારૂં કર્તવ્ય બજાવા જા. બેટા, તારૂં ભણતર-તારી લાયકાત તો મારા હૃદયમાં કોતરાઈ ગઈ છે. તારા જેવા મહાન પ્રભાવશાળીને રાખવા માટે મારૂં ખોરડું તૈયાર નથી. બેટા, તને વિનંતિ કરૂં છું કે તું જા અને તારા પિતાને શાન્તિ આપ.

આ પ્રમાણે વાતો કરતા કરતા બળદની શાંન્તી હાંકીને બાપ દીકરો ગાડું હાંકી ધમકારાબંધ આવતા હતા. તે વખતે તેના બાળ મિત્રો સીમમાં મળ્યા અને વીરૂને ઘણા જ પ્રેમ અને ભાવથી બધા

બાલમિત્રો ભેટયા. ત્યાં એક મિત્ર વીરૂને બોલ્યો કે મારા બાપ, આ ઘોળકાની વેઠો તો મટાડ. હવે તો અમે બધા લાંબા થઈ ગયા છીએ બાપલા.

મિત્રોની વાતચીતનો વીરૂએ કશો પણ જવાબ ન આપતાં ચૂપચાપ વીરૂ પોતાને ઘેર ચાલ્યો ગયો.

ત્યાં તો દેવરાજ બોલ્યો, ભાઈ આજે તો અંધેરી નગરી ને ગંડુ રાજા જેવો ખેલ છે. હજારોના ઉદ્ધાર કરવા ખાતર પણ ભાઈ તું ઘોળકે જા. જ્યારે બળદ છોડવા ગમાનમાં ઘાસ નાંખી. આજે વીરૂની આ કારમી કસોટી હતી. શંભુના વાહન જેવા બળદો ઉપર અત્યંત પ્રેમ અને મમતા હતી. પોતે જમવા બેઠો ત્યાં તેની માતા મદનરાણી ઘુમટો તાણીને કંસાર પીરસવા આવી. માતાએ પોતાનું મોં પુત્રને ન બતાવતાં તેજ વખતે વીરૂએ પોતાની માતાના બે પગ પકડી રાખ્યા. મા, તું ગમે તેવી હોય તો પણ મારી મા છે. તેં મને અનેક કષ્ટો વેઠી મા તેં મને મોટો કર્યો છે. જ્યારે મોઢું નહોતું બતાવવું તો મને નખ દઈ મારી નાંખવો હતો. માટે મારી મા ગઈ ગુજરી ભુલી જઈ તું મને આશીશ આપ કે તારી કુખને હું લજાવું નહીં, માટે મારી માડી, તારૂં મોં તું બતાવીશ તોજ તારો દીકરો તારૂં પીરસેલું ભોજન ખાશે. ત્યાં મા બોલી બેટા, તું મને વીસરી જજે, તું મને જીવતી સમજીશ નહિ. કદાપિ મારા તરફથી તને માઠા સંસ્કાર તો પડયા નથી છતાં પડયા હોય તો આ તારી અભાગીની માતાને માફ કરજે.

મારી મા, આ તું શું બોલે છે, તું તો મારી ભાગીરથી ગંગા છો, માતા, તારી ભક્તિ સિવાય હું કશું જાણતો નથી. માટે મા, એક વખત તારા આ તારા વ્હાલા વીરૂને આશીશ આપ. મા–બાપ–મા.

ત્યાં માતા બોલી, તારા બાપુની સેવા કરજે અને વહેલો પરણીને તારા બાપના દુઃખનો ભાગીદાર બનજે. ભાઈ, તારા બાપ તો દેવ છે તેની જેટલી સેવા કરીશ તેટલો જ તું વધારે સુખી થઈશ. તને કોઈ પૂછે તો કહેજે કે મારી મા તો મને નાનો મુકીને મરી ગઇ હતી.

બેટા, હવે ફરી વાર આ તારી માનો મેળાપ નહિ થાય. મારા વીરૂ, બહાદુર બનજે, પ્રજાના સુખ દુઃખનો ભાગીદાર બનજે. રાજ્યમાં દુરાચાર, વ્યભિચારનાં પગલાં થવા દઈશ નહિ અને સાચુ નુર રાજવી તરીકે તું દીપાવજે. બેટા, વધારે કહેતી નથી. જમતાં જમતાં વીરૂના મોંમાં કંસાર ગળે ઉતર્યો નહિ, પણ પોતાના પાલક પિતા દેવરાજે તો આજે છેલ્લી વાર વીરૂને જોઈ ધરાઈ ધરાઈને તેને ખાઈ લીધું.

તેડવા આવેલા દુતે ઉતાવળ કરવા માંડી, ત્યાંથી મોકલાવેલો રાજવંશી પોશાક પહેરવા આપ્યો, ત્યાં વીરૂ બોલ્યો કે ના, તે તો હું નહિ પહેરૂં; મારે ભલુ મારૂ પાનકોરૂં. રાજપોશાક વીરૂએ ન પહેર્યો. દેવરાજે બળદની જોડ તૈયાર કરી. ગાડામાં બધી સામગ્રી મુકી ત્યાં તો દેવરાજ પાટીલને મદન રાણી બોલી કે શું મારા વીરૂને એકલો મોકલવો છે? ત્યારે દેવરાજ બોલ્યો કે સીંહના બાળકને વળી બીજાની સોબતની શી જરૂર? ત્યાં બોલી કે મારે અને તમારે સાથે જઈ વીરૂને મુકી આવવો છે અને છેલ્લી ઘડીએ મારે મારા દેવનાં દર્શન કરવાં છે. દેવરાજ મુગો મુગો સાંભળી રહ્યો, જેવી શંભુની મરજી. ત્રણે જણાએ ગાડામાં સ્વારી કરી. ઘુઘરમાળા બળદના ગળામાં ધમધમ વાગતી. પવનવેગે બળદને હાંકવા વીરૂ બેઠો. ગાડુ ચાલવા માંડયું. લગભગ વખતેજ ધોળકાની ભાગોળ દેખાણી. દેવરાજે સમાચાર આવેલા દુતની સાથે મોકલાવ્યા. દેવરાજ પાટીલ તે વખતે દૂર ખસી ગયો. રાણો લવણપ્રસાદ વીંઢેશ્વર મહાદેવના મંદિર નજીક આવ્યો. રાણાને ખબર નહોતી કે વીરૂની સાથે એક બાઈ આવેલ છે. આ

વખતે લવણુપ્રસાદના આત્મામાં અનેક મંથનો ચાલ્યા. ૭ છો વરસનાં વહાણું વાઇ ગયાં. પોતાનાથી દુર કરેલા પુત્રને પોતાનો કરવા સારૂ આજે તેની પરિસ્થિતિ ઘણી વિષમ બની. આ વખતે પોતાનું શરીર સંકેલી પુરેપુરા મલાજાની સાથે રાણાના ચર્ણોને નમસ્કાર કરી એક દાબડી તેના પગ આગળ મુકી. ત્યાં તો લવણુપ્રસાદ ચકિત થઇ ગયો. આપે અજમેરથી વીરૂ માટે હેમનો મઢેલો જે વાઘનખ લઇ આવ્યા હતા તે આજે આપને સોંપું છું. આપના લાડકવાયા બાળકને બાંધજો. એજ પ્રણામ કહી ચાલી ગઇ જેમ વીજળીનો ઝબકો જેમ પલકમાં દેખાવ દઈ અદ્રશ્ય થઈ જાય તેમ આવેલી બાઈ તરત બાપ–બેટાને મૂકીને સત્વર ચાલી ગઇ. ભાવિ શું કરે ? કેવા સંજોગોમાં મા પોતાના દીકરાને બોલ્યા ચાલ્યા વગર પોતાનું મોહું બતાવ્યા વગર તેના બાપને સોંપી જાય છે. વાહ ભાવિ ! તારી પણ કોઈ અજબ કુદરત છે. મનુષ્યનું ધાર્યું કંઇ કામ આવતું નથી. એક વખતનો વીરૂ હવે આજે રાણા વીરધવળના નામથી ઓળખીશું.



## પ્રકરણ ૧૨ મુ.

### અનોપમાની ચતુરાઈ

વખત વખતનું કામ કરે જ જાય છે, સમય જતાં વાર લાગતી નથી. ચંદ્રાવતીના ધરણીંગ શેઠની દીકરી અનોપમા સાથે તો તેજીંગના લગ્ન થઇ ગયા તેને આજે વર્ષોના વહાણા વાયા. તેજપાળ પોતે મંડળેશ્વર છોડી ધોળકામાં આવી ચોકસીની દુકાન ચાલુ કરી

અને પોતાના ન્યાય પરાયણતાથી જગતમાં તેને વિશ્વાસ જમાવ્યો. આજુબાજુના તમામ ગ્રાહકો તેજપાલ સિવાય કોઈની દુકાને જતા નહિ સાથી કે પોતે અસત્ય બોલતો નહિ, ગ્રાહકને ખોટી રીતે છેતરતો નહિ. હરામનું ધન પોતે સંઘરતો નહિ પણ પ્રભુ સાક્ષીએ પોતાનો ધંધો સત્યતા અને નિર્ભયતાથી ચલાવતો હતો.

આ વખતે ધોળકાનો રાણો વિરધવળ પણ યુવાન અવસ્થામાં હતો અને લવણપ્રસાદે તેના લગન કાઠીયાવાડમાં આવેલા વામાસ્થલીના શાંગણની બહેન જેતલબા સાથે લગ્ન કર્યા હતા. અને જેતલબા રાણીની ભલાઈના લીધે મામો શાંગણ આજે ધોળકાનો સર મુખત્યાર થઇ તે પોતાની સત્તાનું જોર જમાવતો હતો. અને ધોલકાની લક્ષ્મી લુંટીને પોતાના રાજ્યમાં વાંમારથલી ભેગુ કરતો હતો.

મામો શાંગણ જીભનો મીઠો અને લબાસવાળો હતો. ગામના તમામ લાંચીયા રુશ્વતખોરો ને પોતાના હાથમાં રાખતો. પ્રજા ઉપર જેટલો જુલમ થાય તેટલો કરવામાં બાકી રાખતો નહોતો.

આ પ્રમાણે મામાના નામથી પ્રજામાં કાળો કકળાટ થઇ રહયો હતો પ્રજા તો મામાને જોતી અને બોલતી, આ કયાંથી કાળો નાગ આવ્યો મોંઢે મીઠાશ અને મનમાં ઝેર આ પાપીનું મોઢૂં જોવામાં પાપ છે.

અનોપમાની નણંદ વયજુકા પોતે રાજગઢમાં જતી આવતી અને ઘણુખરૂ કામકાજ પણ પોતે કરવા લાયક કરતી જ્યારે વયજુકા ઘેર આવી પોતાની ભાભીને ઘણી ખરી વાત કરી. પોતે બરાબર ભાભીને જાગ્રત રાખતી હતી ભાભી તમને ખબર છે જેતલબાના ભાઈ મામા શાંગણ તો જુલમ કરવામાં બાકી રાખતા નથી. મૂઆ મામાએ તો શું કરવા ધાર્યું છે.

વળી ભાભી બીજી વાત તો એવી થઈ છે કે તે સાંભળ્યા પછી મારા જેવીને પણ એમ થાય કે આવા બાયલાનીચ હીચકારાઓને

રાજ્યમાંથી હાંકી કાઢુ. વયજુ બેન એવી એ શી વાત છે તેતો જરા બોલો, ગોધરાના રાજા ઘૂઘલે રાણા લવણપ્રસાદને એક બે ચીજની ભેટ મોકલાવી છે, એક તો સાડી ચણિયો અને એક દાબડીમાં આંખમાં આંજવાની મેશ. અને કહાવ્યું છે કે તારા રાજા ભીમદેવથી હવે ગૂજરાતની ગાદી નહિ સચવાય. માટે તારા રાજાને મારી મોકલાવેલી ભેટ પહેરાવી આંખમાં આંજન કરાવી મારુ અંતઃપુર શોભાવા માટે મોકલ, નહિ તો યુદ્ધ કરવા માટે મેદાને પડ. ભાભી જ્યારે જ્યારે આપણા પરિવારની શેરીમાં થઈ હું તલાવ ઉપર લુગડાં ધોવા જઉ છું, ત્યારે રાજ્યગઢમાંથી નાના રાણાના કપડા ધોવા માટે એક નોકર આવે છે તેનું નામ ગુડિય.

આ બધી વાત મારા સાંભળવામાં આવી. અને આખી પ્રજામાં આ વાત ચાલી છે તેથી જે પાંચ વરસ પહેલાં જે લોકો ધોલકામાં ગાડાં અને ઉચાલા ભરીને આવતા હતા. તે લોકો પણ હવે આવતા અટકી ગયા છે. મામાજીના જુલમે તો હદ કરી પણ ભાભી ભાભી બીજી વાત તો તમને કહેવી ભુલી ગઈ બધા વેપારી મામા શાંગણની ખુશામત ખુબ કરે છે પણ મારા ભાઈ એટલે તમારા પતિદેવ તો મામાને કોઈ રીતે મચકજ આપતા નથી અને દિલેર દિલથી જવાબ આપે છે તેથી બધા વેપારી મારા ભાઈની બહાદુરી ઉપર આફ્રીન છે સૌ કોઇ તેની સલાહ પૂછવા આવે છે આ પ્રમાણે ભાભી અને નણંદ બંને જણ વાતો કરે છે ત્યાં તેજપાળ પોતે દુકાનેથી આવી આ બંને જણની વાતો સાંભળે છે ત્યાં તેજપાળ બોલ્યો કે કાં વયજુ શેનો અભ્યાસ ચાલે છે નાથ અભ્યાસ તો હજુ અધુરો છે માણુસના ઘડતરની ભૂમિકા ઘડવા માટે કોઇ નવા નિશાળિયાની શોધમાં છું. કારણુ કે ધણી વગરનું ધોળકું આજે મામા શાંગણના જૂલમથી ત્રાસી ઊઠયું છે ત્યાં તો તમારા જેવા નવયુવાનને વેપાર કરી પઇસા પેદા કરવામાં લોભ લાગ્યો છે નાથ જગતમાં કોણ જાણુશે કે આશરાજ મંત્રીનો દિકરો હતો, જગતમાં કોણ જાણુશે કે જેની કુંવરબાઈ જેવી

ધર્માત્મા માતાની કુક્ષાએ એક રત્ન નિપજ્યું હતું શું નાથ પાટણમાં કુમારદેવ પંડિતે વેપાર સિવાય બીજું કંઇ શીખવાડયુંજ નથી જ્યાં પ્રજા ત્રાસી ઉઠતી હોય. જ્યાં ગરીબોના લોહી ચૂસાતા હોય ત્યાં કોઈ ગરીબનું બેલી ન હોય ત્યાં શું મારા પતિ તેજપાળ એક નામર્દની માફક જોયા કરશે.

અનોપ, આ તું શું બોલે છે? નાથ, હું બોલતી નથી પણ મારો ચીરાતો આત્મા બોલે છે. હરીભદ્રસૂરીના વચન નાથ તમને યાદ નહિ હોય, ભાઈ લુણીંગનો સ્વર્ગવાસ પણ તમને યાદ નહિ હોય. કયાં સુધી વાણીયા બની આ જૂલમ જોયા કરશો. જગતમાં જન્મીને જેને પોતાનું કર્તવ્ય ન બજાવ્યું તેની જીંદગી નાથ નકામી છે. ખોટું લાગે તો ક્ષમા કરશો.

મારા તેજપાળનું તેજ જગતમાં કદાપી ઝાંખુ પડશે નહિ. જ્યારે તેજપાળનું તેજ ઝળકશે ત્યારે એક પણ દુશ્મન મારા વાઘ જેવા તેજની સામે ટકી શકશે નહિ.

નાથ, પધારો હાથ પગ ધોઈ જમવાના ભાણા ઉપર બીરાજો. અનોપની વાતનો કટાક્ષ તેજપાળના અંગેઅંગમાં લાગ્યો. અનોપ, તારા વચનોએ આજે મારા જીવનને કોઈ નવીન પંથ બતાવ્યો છે.

નાથ, હું તો આપના ચરણકમળની કીંકરી છું. મારા પર માઠુ લગાડશો નહિ, મારો આત્મા જે મને સત્ય પંથ બતાવતો હતો તેજ પ્રમાણે નાથ મેં સ્વભાવિક આપને વાત કરી છે દેવી, તારી ગંભીરતા, બોલવાની મધુરતા, તથા તારા શ્યામવરણા ચહેરાએ આજ મારા સુતેલા આત્માને જગાડયો છે.

જે ઘરમાં હસતી સુંદરીયો, તે ઘરમાં કમલા કલ્લોલ કરે;
જે ઘરમાં રોતી ભામાઓ, તે ઘરમાં સદા કલેશ રહ્યા કરે;
પતિ પરાયણ પ્રેમદા પોતે, પતી જીવનને ઉચ્ચ કરે;
શું કર્તવ્ય છે જન્મી જગમાં, તેનું પોતે ભાન ધરે.

આ પ્રમાણે બન્ને પતિ–પત્ની વાતોમાં આનંદ કરતાં અર્ધ રાત્રિના જાગરણ પછી પોતાના શયનભુવનમાં શાન્તિથી આરામ કર્યો. વયજુ પણ ભાઈ–ભોજાઈની વાત જાણી તેના હૈયામાં આનંદ મહાતો નહોતો.



## પ્રકરણ ૧૩ મું.

### તેજની તેજસ્વિતા

ધોલકાના વેપારી બજારમાં બે વેપારી જેવા માણસો વહેપારીને તાકુકીને બોલતા હતા, ભાઈ, ચાલો મહાજનમાં કેમ કેટલી વાર છે, મામા શાંગણ ક્યારના પધારી ગયા છે માટે ઉતાવળ કરો, જલ્દી ચાલો. આ પ્રમાણે બે વેપારી જેવા મામા શાંગણના ખાસ ખુશામતીયાઓ બોલતા બોલતા બધા વેપારીને માહજનમાં આવવાની સૂચના કરતા હતા.

કેટલાક વહેપારી તો મામાનું તેડું આવ્યું એટલે ગોળનું ગાડુ આવ્યું તેમ સમજતા હતા, અને કેટલા સાધારણ વહેપારી જાણે કોઈ કાળમુખાનું તેડુ આવ્યું તેમ સમજતા સૌ હા, ચાલો હાજર છીએ, તમો ચાલવા માંડો, આ ઉઠયા. મામા ક્યારના આવી ગયા શું. વેપારી જરા વિવેક પણ સમજતા નથી. મામા જેવો ધડમનો અવતાર, અને રાજ્યનો મહા મંત્રી જેવો બોલાવે ત્યારે શું આપડે આળસ કરવી તે ક્યાંનો ન્યાય ?

આ પ્રમાણે ઘણા ખરા વહેપારી તો મામાની સેવામાં ચાલ્યા. ત્યાં તો બીજા જે નહોતા ઉઠતા તેમને બોલ્યા, બેસી રહેવા દો એ તો બધા શાહજાદાઓ છે, જ્યારે મામાનો કોપ ઉતરશે ત્યારે દીકરાઓને ખબર પડશે.

ત્યાં તો નાણાવટ બજારમાં નાનીશી હાટડી હતી તેના બારણાં અડધાં ઉઘાડાં અડધાં બંધ હતાં. તે વખતે એક ખુશામતીયાએ ટોણો માર્યો, અલ્યા મલ્લરાજ ક્યાં સુઇ ગયો છે હવે તારો વહેપાર બીજે બંધ કરે છે કે નહિ. વળી મંડલીકપૂર વાળો તેજપાળ ક્યાં છે ?

ત્યાં તો કોઇકિ બોલ્યો કે તેનાં પાણી માપવાં ઘણાં મુસ્કેલ છે. વામન શેઠ તેનો છેડો તમારાથી જોવાય તેમ નથી.

શું એને ખબર નથી કે આજે માંમા પધારવાના છે, માટે બધાએ હાજર રહેવાનું છે, અહીં નથી કોઇના બાપનો જમણવાર કે બધાને તેડવા નોતરવા આવે.

ભાઈ, ઝાઝુ બોલવાનું રહેવા દો, આ તો તેજપાળ શેઠ છે. ભર યુવાન અને મહા ટેકીલા રજપુત જેવા છે.

હું તો છેલ્લા પાંચ વર્ષથી જોતો આવ્યો છું જ્યારે જુઓ ત્યારે એવો–એવો જ જાણે કોઈ પહાડી પહેલવાન.

મારો બેટો રાત પડે છે ને ધોલકા બહાર જઈને તલવારબાજીના પટા ખેલે છે અને ઘેર તેની સ્રીને પણ કટાર વીંઝતાં શીખવે છે.

વળી એની મા તો ઘણી જ જબરી હતી તે તો હમણાં જ ગુજરી ગઈ. બહુ ડાહી અને ધર્માત્મા હતી.

તે તો બધું ખરૂં પણ એનો મોટો ભાઈ ક્યાં છે ? તે તો

હજુ પાટણમાં ભણે છે. વિજયસેન સૂરીશ્વર મહારાજના કૃપાપાત્ર છે. ત્યાં તો કોઈ બજારનો વેપારી બોલ્યો કે તેની નાણાવટ કેવી ચાલે છે ભાઈ વાત કરો મા, ઘણી જ સારી. નીતીમાન વહેપાર કરી મારે વહાલે આખા ધોળકાના પ્રગણાનો વિશ્વાસ મેળવ્યો છે. આ પ્રમાણે વેપારીઓ મનમાં ને મનમાં તેજપાળના વેપારની સરસાઈની વાતો કરતા હતા, ત્યાં કોકે બૂમ પાડી કે તેજપાળ શેઠ ઉઠો મામા શાંગણ માહજનમાં બોલાવે છે.

આ વખતે નગરશેઠની દુકાનમાં મેડા ઉપર ગાલીચાની બીછાવેલી ગાદી ઉપર તકીયા ઉપર પોતાનું શરીર બરાબર સુદૃઢ રાખી તસતસતી સુરવાલ અતલશનું અંગરખું અને માથે સોરઠી ફેંટો બાંધ્યો હતો, પગમાં સોનાનો તોડો હતો, દેખતાં કોઈ રજપુત જેવો લાગતો અને કોઈ કાઠીયાવાડી રજપુત જેવો દેખાતો હતો. તેના વદનની રેખા ઉપર જરા પણ ગુજરાતના ગૌરવની છાંટ પણ નહોતી.

ત્યાં તો બધા વહેપારીઓ એક પછી એક આવવા લાગ્યા. ટપોટપ મામાને નમસ્કાર કરી સૌ પોતપોતાના મોભા પ્રમાણે સૌ સૌની જગાએ બેસી ગયા.

મામાના મનથી તો જાણે આ બધા વેટાઓનું ટોળું દેખાતું. તેના મનમાં વહેપારી તરીકે માન આપવા સારૂ મામાના હૃદયમાં વિવેકની છાંટ પણ નહોતી.

મામા પોતાનો રૂવાબ બેસાડવા સારૂ પોતાની આંખનો ખૂણો પણ લાલ હીંગળોક જેવો રાખતા હતા.

ત્યાં તો મામાનો ખુશામતીયો વામન શેઠ ઊભા થયા. લાંબો ખેસ આઘો પાછો કરી ખેસને કેડ સાથે બાંધી સૌ મહાજનના અગ્રેસરોને મારી નમ્ર વિનંતિ છે કે મામાએ શા સારૂ આપણને

આજે બધાને અહીં બોલાવ્યા છે ત્યાં તો પોતાની બોલવાની ભૂલ થઈ ગઈ તેવો ડોળ બતાવી બોલ્યો કે મહાજને મામાને શા સારૂ બોલાવ્યા છે આપ સૌ કોઈ જાણો છો. આપણા મહારાજા વીરધવળ મહારાણાશ્રીને ત્યાં પ્રભુકૃપાથી કુંવર સાહેબનો જન્મ થયો, તે તો આપણી પ્રજાના અહોભાગ્ય, અને મારા જેવા ઘણા ગૃહસ્થોએ તો જ્યાં સુધી મહારાણી જેતલકુંવરબાને કુંવર ન જન્મે ત્યાં સુધી કઈ કઇ જાતની માનતા આખડી રાખી હતી તેમાંનો એક હું છું.

માટે આપણે આપણા મહારાજાધીરાજ મહારાણાશ્રી વિરધવળ બહાદુરના કુંવરની જન્મખુશાલીમાં કુંવર પછેડો આપવો જોઈએ તેને માટે આજે મામા સાહેબને આપ મહાજને આમંત્રણ આપી બોલાવ્યા માટે સૌ વહેપારી ભાઇઓ પોતપોતાના ઉમળકા પ્રમાણે બોલો.

ત્યાં ટીપની શરૂઆત થઈ. નગરશેઠના પહેલા બોલાયા કોઈના પાંચસો કોઇના હજાર ત્યાં તો મામા પણ કરડી આંખ કરી જેના પાંચસો હતા તેના હજાર, જેના હજાર હતા તેના બે હજાર; આ પ્રમાણે મામાએ પોતાની ઈચ્છાનુસાર આંકડો લખવો ચાલુ કર્યો. ત્યાં તો રૂપીયાની ટંકશાળ પડવા લાગી. ત્યાં તે વખતે ખાદીનાં જાડાં કપડાં પહેરેલા અને ભર યુવાનીમાં મસ્ત બનેલો પ્રભાવશાળી વ્યક્તિ દાદર પાસે આવી ત્યાં સૌ બોલ્યા કે લ્યો આ આવ્યા તેજપાળ શેઠ. ત્યાં વામનદેવ બોલ્યા, શેઠ, તમે માંડલિકપુરથી અહીં આવી સારી કમાણી કરી છે, તેમ તમારા વડવાઓએ રાજ્યની લક્ષ્મી લુંટવામાં બાકી રાખી નથી માટે આપ આ શુભ કાર્યમાં સારી રકમ ભરાવો.

ત્યાં તેજપાળ બોલ્યો, મારા વડીલોની વાત કૃપા કરી કરશો નહિ. ત્યાં તો વામનદેવે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું, શું તમને મહાજનનો વિવેક પણ કરતાં આવડતો નથી, તેમ તમે મામા શાંગણ

જેવા ધર્માત્માને કે-આજે ધોળકાની સર્વ સત્તા જેના હાથમાં છે તેને નમસ્કાર પણુ ન કર્યો, આ તમારો વિવેક; શું તમને તમારી માએ કશું પણુ શીખવ્યું નથી ? આમ મૂઢની માફક આવી બેસી ગયા. જાઓ મારા સાહેબ, કાંઇક તો વિવેક રાખો. ત્યાં તેજપાળ બોલ્યો કે, તમારૂં ભાષણુ મારે સાંભળવું નથી. મારાં માતુશ્રી સુધી વિવેક શીખવવા જવાની જરૂર નથી. તમારે મને જે કહેવું હોય તે કહો.

ભાઈ તમારી જણુનારી નહિ પણુ અમારા બધાની ભેગી લ્યો હવે થયું, ત્યાં તો તેજપાળ ચીડાયો ને બોલ્યો, જરા બોલતાં શીખો. સૌની જણુનારી માતાઓ સૌને પૂજનિય છે, માટે સંભાળી બોલો, શેઠ મશ્કરીની પણુ હદ હોય છે, ત્યાં તો કોલાહલ વધ્યો. વહેપારી વહેપારી એક એકને વારવા માંડયા, હવે ભાઇ બસ કરો નકામો કલેશ કરશો નહિ. ત્યાં તો બીજા વહેપારીને આ મામલો આગળ વધે તો સારૂ પણુ તેજપાળ શાન્ત થયો. ત્યાં તો ફરી વામન બોલ્યો કે બહુ થયું મંડલિકપુરના શેઠ તમારી લવારી બંધ કરો, કંઇ મામા સાહેબનો વિનય રાખતાં શીખો.

ત્યાં તો મામા બોલ્યા, કંઈ નહિ, હશે, વહેપારી છે. રાજ્યની પ્રજા છે ભાઇ તે તો એમ ચાલે. હું કહું છું કે લખો તેમના પાંચસો. આટલું બોલી મામાએ તેજપાળને નજરમાં લીધો.

જેવો વામનશેઠ પાંચસો તેજપાળના લખવા જાય છે ત્યાં તેજપાળ બોલ્યો કે શાના પાંચસો ? શું તેટલું પણુ તમો જાણુતા નથી ? કુંવરશ્રીના જન્મના પછેડાના. ઠીક, મેં તો જાણ્યું કે દંડના હશે.

આટલું બોલી બંધ થયો. તેજપાળ પણુ ટાઢો બોર જેવો બેઠો છે અને બોલ્યો કે મારા પાંચસો લખશો નહિ, મારે આપવાના નથી.

ત્યાં તો મામો બોલ્યો કે શું બોલ્યો છોકરા ? હું એજ બોલ્યો કે મારે આપવા નથી. આપને સાફ સાફ શબ્દોમાં કહું છું કે મારે એક લાલ પાઇ પણ આપવી નથી. ત્યાં તો મામો બોલ્યો આમ આવ, આમ આવ. વેવલા તું જાણે છે કે હું કોણ છું ? જ્યાં બધા વહેપારી આઘા ખસ્યા; તેજપાળ મામાની સામે સિંહની માફક ઉભો રહ્યો. મામા શાંગણની કાયા જાણે માતેલા આખલા જેવી હતી. જેની આંખમાં લુંટારાના તેજની ભાવના હતી. પાપી પીશાચ ભાવના વાળો નીચ શહેતાન જેવો લાગતો હતો ત્યાં મામો બોલ્યો, કે જાતનો વાણીયો અને આટલી બધી તુમાખી. ધોલકામાં વેપલો કરી ધન પેદા કરવું છે, તો કુંવર પછેડો દેવો પડશે. આપવો કે ન આપવો તે મારી મરજીની વાત છે. તમે કંઇ મારા માલીક કે અન્ન-દાતા નથી. સમજ્યા મામા, શું બોલ્યો, આખા ગામડા ગામડામાંથી બધાએ આપ્યો છે.

મામા તે વાતમાં કંઇ માલ નથી. આપ્યો નથી પણ જોર જૂલમથી ઉઘરાવ્યો છે, પણ રાણાજી અહીં નથી, તેની ઇચ્છા કોઇ જાણતું નથી.

તું શું સમજે છે, તેમાં રાણાનું શું કામ છે, તેમાં રાણાની સત્તા કંઈ નહી ચાલે, મારી સત્તાથી તારે આપવો પડશે.

મામા, ખડ ખાઓ, બીજાને ડરાવશો આ તો રાજ્ય મહા-રાણા વિરધવળનું છે. ન હોય મામા શાંગણનું, સમજ્યા, આ તો ગુજરાત છે; ન હોય સોરઠ.

ત્યાં તો મામાની આંખ ફાટી. માહજન સમજ્યું કે કંઈ નવા-જુની થશે, બધા સમસમી ગયા. શું બોલ્યો અલ્યા ધનચક્કર, મામા જરા જીભાન સંભાળી બોલો; ત્યાં તો મામાએ પોતાની કમર ઉપર હાથ નાખ્યો અને તલવાર ખેંચી. જેવી તલવાર મામાએ બહાર

કાઢી તેવીજ તેજપાલે મામાના હાથનો પંજો એવો પકડયો કે મુઠ-માંથી તલવાર નીચે પડી ગઇ. ત્યાં તેજપાલે તલવાર ઉપાડી, જરા પણ ડર ન રાખતાં તલવાર હાથમાં ઝાલી ઊભો રહ્યો ત્યાં મહાજન પણ ઉભું થઇ ગયું. ત્યાં તો કોલાહલ જામ્યો. મામો તો ટાઢી પુણી જેવો થઈ ગયો. કેટલાક તો નીચે ઉતરી ગયા, કેટલાકના હૃદયમાં શૌર્યના દિવા જાગ્યા, ત્યાં તો મામો ચમકયો, હમણાં મારા ઉપર તેજપાળ ઘા કરશે ત્યાં મામાએ આડા હાથ કર્યા, મામા, જરા પણ ડરશો નહિ; એમ કહી તલવારને પોતાના કાંડાના બળથી ચીપીયા જેવી બનાવી મામાના હાથમાં આપી દીધી. ત્યાં તો વામન શેઠ તો ઠંડો ગાર બની ગયો.

આ વખતે કેટલાક વૃદ્ધો, યુવાનો તેજપાળની બહાદુરી જોઇ તેના પક્ષમાં આવી ગયા. આ વખતે પાપી મામાએ તેજપાળને મારવા માટે કટારી ઉપર હાથ નાંખ્યો. મામા, છેક હીચકારાપણું જવા દો, કટારી મારવા માટે તમારે તો બીજો જન્મ લેવો પડશે. કટારી મારતાં તમારી છાતી સંભાળજો. શાંગણ તો ધોએલા મુલા જેવો થઇ ગયો. મામાને હવે બહાર જવું હતું. ત્યાં તેજપાલ બોલ્યો કે ભાઇઓ, આઘા ખસો, મામાને જવાની જગ્યા આપો; ત્યાં મામો બોલ્યો કે યાદ રાખજે કે તારા શા હાલ થાય છે?

મામા તેની ચીંતા કરશો નહિ, તમે જો સોરઠ જાઓ તો તમને ભગવતીની આણ છે, અને હું તો રાણાજીને મળ્યા સિવાય જવાનો નથી, અને જઇશ પણ નહિ.

ધાંધલ વધી ગયું. આખા બજારમાં તેજપાળની બહાદુરીના વખાણ થવા લાગ્યા. ઘણા નવયુવાનોને ઉત્સાહ મળ્યો. શું ધોલ-કાનું મહાજન આવી લુંટમાં ભાગ લેશે તો બીચારા ગરીબો કયાં જશે માટે તેના કરતાં તો માહજનના મોવડીઓ હાથે ચૂડીઓ પહેરે તો સારૂ. જ્યારે મહાજન જ પાણી વગરનું અને ખુશામતખોર હોય ત્યાં

પ્રજાની રાડ કે બૂમ કોણ સાંભળે ? આ પ્રમાણે ઉભી બજારે બોલતો બોલતો તેજપાળ ચાલવા માંડયો. હજારો માણસો તેની પાછળ પાછળ તેની જે અને રાણાની જે બોલાવતા ચાલ્યા જતા ગામમાં હાહાકાર થયો, મામાને લોકો ઉઘાડે ચોક ગાળો દેવા માંડયા. હરામખોર છે, લુટારો છે, ધોળકાને લુંટી પોતાના રાજ્યમાં ભરવા માટે આવ્યો છે. આ પ્રમાણે પ્રજા ઉશ્કેરાણી. તેજપાળનો મીજાજ અત્યારે કોઈ જુદી દીશાએ કામ કરી રહ્યો હતો. આખું ધોળકા ગામની પ્રજા બધી તેજપાળ પાસે આવી અને બોલવા લાગી કે ચાલો રાણા નથી તો રાજ્યમાતા જેતલબા પાસે.

આ બધા સમાચાર અનોપમાએ જાણ્યા. મનમાં ખુશી થઈ કે પતિદેવે આખરે પાણી બતાવ્યું. એ ભગવંત મારા પતિદેવને સહાય કરશો. પ્રભુ મારો અને મારા પતિનો બેલી છે. ત્યાં વયજુ આવી, ભાભી, ઓ ભાભી કંઇ સાંભળ્યું કે ? મારા ભાઇ તેજપાલે તો પોતાનું તેજ ચમકાવ્યું અને આખા ધોળકાને હચમચાવી મુકયું. બ્હેન તમારા તો ભાઈ, પણ મારા તો દેવ.



## પ્રકરણ ૧૪મું

### તેજપાળની નીડરતા

તેજપાળના મકાન આગળ હજારો માણસોનું ટોળુ જમા થયું. ધાંચી મોચી તાઈ તંબોળી અઢારે કોમ જેમ સાગરનું પાણી ઉછળે

તેમ ગામડે ગામડેથી હજારો જનતા મહાસાગરના દેખાવમાં જમા થઈ ગઈ.

ત્યાં અનોપમા બોલી કે પ્રજાજનો, ઉતાવળા ન થાઓ, ધીરજથી કામ લો. પ્રજાના કલ્યાણ માટે મારા પતિ તમારા માટે પોતાના પ્રાણનું બલિદાન આપશે, પણ જરા શાન્ત અને ગંભીર બનો. મામાનું પાપ પોકાર્યું છે મામો હવે તમને તેનું પ્રાપી મોં બતાવશે નહિ, માટે રાણાજી તો બિચારા પાટણમાં છે. માતા જેતલકુંવરબા સુવાવડમાં છે માટે જરા શાન્ત બની મારા પતિદેવની સાથે રાજ્યગઢમાં જાઓ ત્યાં આપણી રાજયમાતા પાસે ન્યાય માગો.

ત્યાં પ્રજા શાન્ત થઈ. અનોપમાની મધુરી અને ગંભીર વાણીથી પ્રજાજન મુગ્ધ બન્યા. સૌએ પોતે પોતાના મનથી સંયમ પાળ્યો, ત્યાં તેજપાળ આવ્યો. સૌ બોલ્યા કે બોલો તેજપાળ વીરની જે, અને પાપી મામાને શ્રાપ આપો, પ્રજાજનોનું ટોળું હજારોની સંખ્યામાં રાજ્યગઢમાં જેતલકુંવરબા પાસે ન્યાય માગવા સારૂ તેજપાળ શેઠની આગેવાની નીચે જવા લાગ્યું. આખું ધોળકાની વસ્તીનું પુર આજે તેજપાળ શેઠની જીઆન ઉપર મરવા જીવવાનો નિશ્ચય કરીને જ નીકળ્યું હતું, અને પ્રજાજનો બોલવા લાગ્યા કે કયાં ગયો પાપી મામો, કયાં ગયો એ નીચ આખલો, આવી હજારો ગાળોનું ઈનામ આપતા પ્રજાજનનું મહાસાગરનું પુર રાજયગઢના દરવાજા પાસે આવી પહોંચ્યું.

ચોકીવાલાઓ ચમકયા સમય જોઈ દરવાજાનો ભુંગળો ભીડાવી દઈ દરવાજા બંધ કર્યા રાજયગઢમાં હાહાકાર થયો. ત્યાં તો મામો ધોલકાની બધી તીજોરી સાફ કરી લાખ્ખો રૂપીયાનું ઝવેરાત તેમજ પોતાની બહેનના દાગીનાના દાબડા વીગેરે તમામ વધુ

લઈ પલાયણ થઈ ગયો તેની કોઈને ખબર ન પડી. ત્યાં ધમશાણ વધ્યું. દાસ દાસીઓ ચમકી. રાણી જેતલબા વીશ વશા નાખ્યા હતા કુંવર આખો વીશ દીવસનો હતો રાણી ભયભીત થયા. હાય, શું થશે. રાણાજી તો પાટણમાં છે હવે થાય શું ત્યાં કોઇ દાસી બોલી કે બા કોઈ તેજપાળ નામનો શ્રાવક છે તેને મામાએ મારવા તલવાર ઉપાડી. પણ તેજપાલે તો તલવાર એવડી વાળી. મામાને પાછી આપી. આ બધાનો આગેવાન તેજપાળ શ્રાવક છે તેના નામ પર આજે ધોળકાની પ્રજા મરવા તૈયાર છે તો બા કંઈ ઉપાય કરો નહીં તો કંઈ નવાજુની થશે ત્યાં રાણી સમય સુચકતા વાપરી વીશ દિવસના કુંવરને લઈ દોકાબારી ઉઘાડી પોતે દયામણું મોં કરી ભાઈ વીર તેજપાળ તમે ઉપર આવો.

ત્યાં તેજપાળ બોલ્યો કે મારૂં માથુ રાણાના સુખના માટે અને ધોળકાની પ્રજાના કલ્યાણ માટે તૈયાર છે, પણ મામાની લુંટના માટે આ માથું મામા જેવા હજારોને માથા વગરના કરવા માટે મારા માથાની જરૂર છે ભાઇઓ રાજ્યમાતા બોલાવે છે માટે હું ત્યાં જઈ આવું ત્યાં તો પ્રજા બોલી કે ના, ના. તમને એકલા નહિ જવા દઈએ. કંઇક દગો થાય અને તમને મારી નાંખે તો.

ગાંડા ન થાઓ જેનો પ્રભુ પાશરો હોય તેનો વેરી આંધળો છે માટે બા એ મને ભાઈ કહ્યો છે માટે જરૂર મારે તેમના વચનમાં વિશ્વાસ રાખવો જોઇએ અને મારે તેમના પાસે જવું જ જોઈએ. ત્યાં જવામર્દ એકલો વગર હથિયારે તેજપાળ અઠાવીશ વર્ષનો યુવાન બેધડક રાજગઢમાં દાખલ થયો આડા અવળા રસ્તે થઈ રાજમાતાને મલ્યો. પોતે નમસ્કાર કર્યાં, ભાઈ આ બધું શું છે. મારા વીરા કંઈક ઉપાય કર. પ્રજાને શાંતિ કર. માતા હું તો તમારો બાળક છું. રાણાજી માટે મારો પ્રાણ હાજર છે. પણ માતા હું તો તમારો દીકરો

મામાના જુલ્મથી પ્રજા ત્રાસી ગઈ છે પ્રજા મામાને માગે છે તેની પાસે ધોળકાની મિલકત માટે મારી મા જ્યારે તમે દુધ પાઈ સાપને ઉછેર્યો તે સાપને જ મારે તો બતાવી આપવું છે કે આટલી વિશેસો થાય છે.

પણ ભાઇ તે તમામ મારો ભાઈ શાંગણ તો મારૂં અને ધોળકા રાજ્યની તીજોરીનું તળિયું સાફ કરી પલાયણ થઈ ગયો છે હવે તેના પત્તો ખાવો મુશ્કેલ છે માટે કૃપા કરી તારી બેન તને ખોળો પાથરે છે કે મારા વીર પ્રજાને શાંત કર.

મા મામો ક્યાં ગયો, તે તો મુઓ વામાસ્થલીજ ગયો, મા તેની પાછળ જઇશ પાપીને પકડી ધોળકાની પ્રજાને માલ પાછો અપાવીશ.

ભાઈ કેવી રીતે વામાસ્થલીને હતી નહોતી કરીને આટલો ભરૂસો રાખો.

ત્યાં તો રાજમાતાએ પોતાનો વીશ દિવસનો બાળક તેજપાળના ચર્ણોમાં મૂકયો અને બેન તરીકે ભીખ માગી કે ભાઈ આટલો ઉપકાર કર.

બસ, મા બહુ થયું. ચિંતા કરશો નહિ. જાઓ બધુ શાંત કરૂં છું. આપ બેફીકર રહો. ત્યાં અનોપમા પાલખીમાં બેસી આવી નાથ હવે હદ થઈ. બહેન થઇ ભાઈની મદદ માગે તે તો તમારા અહોભાગ્ય બોલો મારા દેવ માતા જેતલ કુંવરબા આજથી આ તમારા તેજપાળને તમારો ધરમનો ભાઈસમજશો.

રાણીને શાંન્તી થઈ તેજપાળ અને અનોપમાને આર્શિ-ર્વાદ આપ્યા. ત્યાં અનોપમા આવી. વ્હાલા પ્રજાજનો મામાનો ન્યાય તમને જરૂર મળશે રાજ્ય માતાના વચન ઉપર વિશ્વાસ મૂકો અને

મારા પતિએ જે જહેમત ઉઠાવી હતી તેમાં તમે જે તમારો સહકાર આપી આજે તમે ધોળકાનું પાણી બતાવી આપ્યું છે માટે વહાલા પ્રજાજનો સૌ સારા વાનાં થશે મારા ઉપર તેમજ મારા પતિ ઉપર વિશ્વાસ રાખો તેથી વધારે વિશ્વાસ માતા જેતલકુંવરબાના વચન ઉપર રાખો ત્યાં પ્રજા શાંન્ત થઈ રાણાની જેતલકુંવરબાની તેજપાળની અને અનોપમાની બીરદાવલી બોલતી પ્રજા પોત પોતાના નિવાસસ્થાને ગઈ ધન્ય છે શ્રાવક કુળમાં ઉત્પન્ન થએલા વિર તેજપાળને અને ધન્ય છે જૈન નારી રત્ન વીરાંગનાં અનોપમાને.



## પ્રકરણ ૧૫ મું

### સરસ્વતીનો ઉપાસક

બેડા કદના ઘોડા ઉપર બેઠેલા સવારના પગ લાંબા ઘોડો નીચા કદનો પગ તો નીચે લબડે વળી તેના પર દાબા જમણી ઘણો બોજો શાનો બોજો હશે તે તો ભગવાન જાણે થોડો ચાલે ઘોડો થાકે સવાર નીચે ઉતરે, પોતે પોતાની પોથી વાંચવામાં મશગુલ. જેમ જેમ ધોળકાની સીમ આવતી જાય. તેમ તેમ તેનું વર્ણન બોલતો જાય. શું લીલીછમ ઝાડી શું મલાવ તળાવની શોભા, શું જૈન મંદિરોની

શોભા શું બજારનો ઘાટ, શું વહેપારીનો વહેપાર, આવી અનેક વાતો પોતે કવિતાના રૂપમાં સંસ્કૃત શ્લોકમાં બોલતો જાય કોઈના લખેલા નહિ પણ પોતાનાજ બનાવેલા બોલતો :જાય. તેની બાજુમાં થઈ કેટલાક ઘોડેશ્વાર ચાલ્યા જાય. પણ આ મુસાફર તો પોતાની મસ્તીમાંજ બસ કવિતાની ધુનમાંજ ચાલ્યા કરે એના ઘોડા ઉપર પુસ્તકના પોટલા હતા, તેની માલમિલકતમાં જોખમ ગણો તો ફક્ત પોથી અને ચોપડા હતા.

ત્યાં ઘોડેશ્વાર બોલ્યા કાં મહાશય શું કવિતા ગાઓ છો.

હાજી, કવિતા મને ગમે છે કવિતાને હું ગમું છું. આ ભુમિકા પણ કવિતાના રસને સ્ફૂરાવે તેવી છે પણ પોતે તો પોતાના અજબ મસ્તીમાંજ રમતો જતો હતો. ઘોડો પણ તેના જેવોજ શાંત અને ગંભિર હતો.

ત્યાં તો વળી રાજપુરૂષ સ્વારે પૂછ્યું કે પગે કેમ ચાલો છો જરા ઘોડા પર વજન વધારે છે શું જોખમ છે કંઈજ નહિ પુસ્તક પાના શું કરશો વાંચીશું ને વિચારીશું.

ધોલકાના રાજાએ તો કાળા અક્ષર કુટી માર્યા છે તેનું કેમ થશે આ પ્રમાણે વાતો કરતા કરતા બન્ને જણ પગપાળે સાથે ચાલવા માંડયા, ત્યાં વટેમાર્ગુએ પૂછ્યું કે કયાંથી આવો છો.

પાટણથી.

ત્યાં કેમ હતા.

ભણતા હતા.

હવે શીદ જવું છે.

મારૂ કુટુંબ મારો નાનેરો ભાઇ ધોલકામાં વહેપાર કરે છે ત્યાં જવું છે.

આ પણ ઠીક નાનો ભાઈ વહેપાર કરે અને મોટો અભ્યાસ કરે ભા.

તે તો સૌ સૌના સ્વભાવ ઉપર છે શેનો વેપાર કરે છે.

ચોકસીનો વ્યાજવટાવનો.

તેનું નામ શું તેજપાળ.

હા, હા, મેં ઓળખ્યા તેનો મહા કદાવર અને લડાયક સ્વભાવના છે કાયા તો મજબુત કોઈ શૂરવીરને શરમાવે તેવી છે પણ છે જરા ઓછા બોલા.

હવે તમે ત્યાં જઈ શું વેપાર કરશો કે વાંચ્યા કરશો,

ભાઈ વાંચવાથી જીવન થોડું નીભાવાય.

ત્યારે તમારૂં નામ.

મારૂ નામ વસ્તુપાળ.

ત્યાં તો વસ્તુપાળે એજ પૂછ્યું કે આપ કોણ છો હું અટાણે તો રજપુત છું, ત્યાં પાછળના સ્વારે જરા વસ્તુપાલને જણાવ્યું કે તે રાણોજી છે.

તે વખતે પાછળથી કોઈએ બૂમ મારી કે ઉભા રહો ઉભા રહો ત્યાં તો આવનાર મુસાફર ઉતાવળો ઉંટ પર બેસી આવ્યો છે અને બોલ્યો કે બાપુ ઉતાવળા થશો નહિ. આગળ વધશો નહિ. ધોળકું તો ધીંગાણું લઈ બેઠુ છે પ્રજા આખી ફરી ગઈ છે અને રાજ્યગઢને પણ આંતરી લીધો છે.

ત્યાં રાણા બોલ્યા કે કયારની વાત કરે છે એક દિવસ પહેલાંની જ આપ નામદારને જણાવવા સારૂ તાબડતોબ નીકળી આપને તેડવાજ આવતો હતો. પણ મારા માલિક જાશોમાં. મામાના જુલમે હદ કરી, માહજન ફરી બેઠું. ત્યાં તેજપાળ શેઠ ત્યાં રાણો ચમકયો

શું બાપુ મામાની તલવાર બેવડો વાળી દીધી. વસ્તીને બહેકાવી મામા શાંગણને હાજર કરો, પણ શાંગણ ક્યાં તે તો બાપુ ભાગી ગયા. અને ધોલકાની રાજ્યની તીજોરી અને જેતલ કુંવરબાનો પણ માલ સફાચટ કરી લઈ ગયા છે ત્યાં તો રાણા વિરધવળે વસ્તુપાળ સામે નજર કરી, વસ્તુપાળ નવાઈ પામ્યા ત્યાં સ્વારો બોલ્યા મારા બેટા વાણિયા ફાટ્યા. ત્યાં વસ્તુપાલ બોલ્યો કે મે આપને જાણ્યા હતા. આપ મને સાથે લઇ જાઓ, મારૂ ઘોડુ કોઈની સાથે દોરી મંગાવો, કૃપા કરી આપ મને સાથે લઇ લ્યો.

આ વખતે વસ્તુપાળના શબ્દો ગંભીર અને તેજસ્વી વાણીથી ભરેલા હતા. તે વખતે તેની કવિત્વ શક્તિના બધા પૂર અને વિશેષણો સમાઈ ગયા હતા.

ત્યાં રાણા બોલ્યા કે તમને સાથે લઈને શું કરૂ નામદાર જો મારો ભાઈ રાજ્યગઢ ઉપર ઘેરો ઘાલ્યો હોય તો મારો શીરચ્છેદ કરશો અને મારા આ પુસ્તકોમાં આગ ગયુકી મને તેજ ચિત્તામાં સુવાડજો.

ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે મારો ભાઈ વગર વિચાર્યું કરે તેવો નથી. એ સાહસિક છે પણ સાથે ગંભિર છે ખોટી ભુલ કરી નાંખે તેવો પુરૂષ નથી, હવે ઝાઝુ બોલવાની જરૂર નથી. જે ઊંટના સવારને ઊંટ ઊભુ રાખવાનું કીધું ત્યાં તો વસ્તુપાળ તરત એકજ કુદકે ઊંટ પર ગોઠવાઇ ગયો અને ઊંટના મોખરે પોતે આગળ બેસી ઉંટને હંકારવા માંડયો, રાણા વિરધવળ ધોળકાના ધીંગાણાની વાતને ભૂલી ગયા, પણ આ વાણિયાની કરામતથી પોતે તદ્દન ચમકી ગયા, ક્યાં તે કવિતા લલકારનારો કવિ અને ક્યાં આ વાણિયો ક્યાં તેની ગંભિરતા, જેમ જેમ ધોળકા નજીક આવતું જાય ત્યાં તો સૌ પોતપોતાના ધંધામાં મશગુલ હતા, જાણે કંઈજ બન્યું નથી આવો દેખાવ રાણાજીના જોવામાં આવતો ગયો.

ત્યાં રાણાએ કોઈને પૂછ્યું કે ધોળકામાં શું તોફાન હતું.

તે તો બાપુ તોફાન તો મામાનું હતું. મામાએજ તોફાન મચાવેલું મામા તો ભાગી ગયા. અને બાજી તેજપાળ શેઠના હાથમાં હતી. એટલે વાત કાબુમાં રહી અને લીલા લહેર થઈ.

પણ બાપુ વાણિયે હદ કરી. રાણા પાટણમાં છે. રાણીમાતા સુવાવડમાં છે માટે મારાથી રાણાજીની ગેરહાજરીમાં કશું થાય જ નહિ, રાણા માટે તો આ તેજપાળનું માથુ કુરબાન છે પણ પાપી મામાને તો મારે બતાવી આપવું કે આ સોરઠ નથી, ગુજરાત છે

ત્યાં વળી બીજો કોઇ બોલ્યો મામાએ બાપડા રાણીઆને પણ ભીખ માગતા બનાવ્યા, તેનો માલ પણ મામો શકુની હજમ કરી ગયો આવી અનેક વાતો સાંભળતો વીરધવળ રાણો ધોળકામાં જવા સારૂ પાટણના દરવાજે દાખલ થયા. વસ્તુપાળ પોતાના નિવાસસ્થાને ગયા, ત્યાં રાણાએ કીધું કે કોઈ વખત મને તમારા કાવ્યની પ્રસાદી ચખાડશો બાકી તો હું અજાણ છું. આમ કહી રાણા વિરધવળ પોતાના રાજગઢમાં ગયા. ત્યાં સોમેશ્વરને બોલાવી પૂછ્યું કે તમે મને અત્યાર સુધી કેમ ચેતાવ્યો નહોતો. મહારાજ સમયની રાહ જોતો હતો સમય પાક્યા સિવાય કોઈ વાત કરવામાં આવે તો તેનું પરિણામ નિષ્ફળ જાય, માટે સમય આવતાં જ વાત કહેવામાં આવે તો તે વાતની મજબુતાઈ વધારે થાય, જ્યારે સોમેશ્વર સાથે વાતો કરતો રાજ્યગઢની બહાર રાણો નીકળ્યો ત્યારે પ્રજાના મોં પર કોઇ અવનવું તેજ અને બળ જોયું, દરેક પ્રજાજનના નમસ્કાર ઝીલતો ઝીલતો રાજા ચાલ્યો પણ જે મામાના ખુશામતિયા હતા તેની કોઇની સીકલ દેખાઇ નહોતી.



## પ્રકરણ ૧૬ મું

## અનોપમાનર પિયરનો કરીયાવર

વસ્તુપાળ ભાઈ ધોળકાની બજારની વાટે પોતાના પાના પુસ્તકના પોટલા લઈ જતા હતા, ત્યાં રસ્તામાં લોકો ને હસવાનો તમાસો બન્યો વસ્તુપાળનો મસ્તીભર્યો સ્વભાવ કવિ તરીકેની તેની વર્તણૂંક જાણે કોઈ દીવાના જેવી લાગતી હતી, પોતે પોતાના ભાઇ તેજપાળ ના વિચારમાં ને વિચારમાં પોતાના ઘર પાસે પોચ્યા, ત્યાં તો વસ્તુપાળની નાની બેન વયજુકા દોડતી દોડતી ભાઇને ભેટવા આવી અનોપમાની ભવ્ય મૂર્તિ પરસાળમાં રેંટિયો કાંતવા બેઠી હતી તે વખતે તેજપાળ પણ દુકાનેથી ઘેર આવ્યા.

જ્યારે બધી હકીકત પૂછ્યા પછી વસ્તુપાળે કીધું કે તારે ઉતાવળ કરવાની શી જરુર હતી, કોઈ અનુભવીને તો પૂછવું હતું ને.

ત્યાં તો તેજપાળ બોલ્યો કે વડિલ બંધુ મેં જરા પણ વિચાર વગર કર્યું જ નથી. અમે ચારથી પાંચ જણાએ મંત્રણા કરી તે બધા કોણ હતા એક અનોપમા, બીજા વિજયસેનસૂરી અને ત્રીજા દેવરાજ પાટીલ.

ચોથા સોમેશ્વર પંડિત. દેવરાજ પાટીલ કોણ છે તે કોઈ ગામડાના છે અને તેને જ મામાને સાફ પરખાવી દીધું કે ગામડામાંથી કુંવર પછેડો ઉઘરાવી દેવામાં નહિ આવે આ વ્યક્તિ તો કોઇ પડદા પાછળ છે તેની વાતોમાં કોઈ ગંભીર વેદના અને પ્રેમ છે તે જ્યારે વાત

કહીને ઉઠે ત્યારે તેની આંખમાં ચોધારે અશ્રુધારા વહેતી જ હોય. મામો રાણીજીનું સર્વશ લુંટી ગયો, એક વાલની વીંટી પણ રાખી નથી. ત્યાં તો વયજુકા આવી અને બોલી કે મોટા ભાઈ એક વાર તમે અંદર આવી જાઓ. અનોપભાભી, તમને જોવા માટે અધીરાં થઈ ગયાં છે. કેમ આટલું બધું શા માટે ?

પોતાના વડીલને પોતાના પીયરથી આવેલો કરીયાવર બતાવવા માટે જ્યાં સુધી કરીયાવર જોવા નહી આવો ત્યાં સુધી મારા ભાભી અનોપ બોલે છે કે જેઠજીને ભાણામાં ભોજન પીરશીશ નહિ. ત્યાં લે બેન વયજુ, ચાલ બેન આવ, તેજપાલ તું પણ આવ. ત્યાં તેજ-પાળ કામનું બહાનું કાઢી દુકાને ગયો. વસ્તુપાલે બ્હેનને પૂછ્યું કે ભાઈ આમ કેમ કરે છે ? ભાઈ તે બધી વાત પછી કહીશ. પહેલાં તો મારાં અનોપમા ભાભીને રાજી કરી લ્યો. ત્યાં તો વસ્તુપાળ ઉઠયો, અનોપમાના પીયરથી જે જે હીરા-રત્નજડિત હાર અને દાગીના નવી નવી જાતની જરીયાન સાડીઓ, સોના ચાંદીના વાસણો વીગેરે અનેક વસ્તુઓ અનોપમાના પિતા ધરણીંગ શેઠે પોતાની દીકરીના લગ્ન વખતે કરીયાવરમાં કરેલી તે બધી વસ્તુઓ વ્યવસ્થિત રીતે આખા ખંડમાં ગોઠવી મૂકી હતી ત્યાં તે વખતે વસ્તુપાળ આવ્યા, અને પોતાના નાનાભાઇની પત્નિની ગંભીરતા અને સંતોષમય ભાવના જોઈ સહેજ વસ્તુપાલનું મસ્તક નમ્યું. આખો કરીયાવર જોઇ અનોપમાના જેઠે સંતોષ બતાવ્યો. અને વસ્તુપાળ બોલ્યો કે અમારા પૂર્વજોના પુન્યને લીધે તું તો અમારા ઘરમાં રાંકને ઘેર રતન બની આવી. તું તો સાક્ષાત જગદંબા છે. સતીમાં શીરોમણી, શું કહું અનોપમા, તું તો મનુષ્યના અવતારમાં કોઇ દેવી છે.

પોતાના જેઠના મોંઢાના વચન સાંભળીને અનોપમાના મુખ ઉપર શરમના શેરડા પડયા. શ્યામવર્ણી કાયાવાળીની ગૌરવતા કોઇ અજબ જયોતિ પોતાના નયનમાં પ્રગટાવી રહી હતી.

ત્યાં તો અટકચાળી વૈજૂ બોલી કે મોટાભાઇ તમને શું કહું, ભાભી છ મહિનાથી આવ્યાં છે પણ ભાઈ તેજપાળ તો તેની સાથે કશું બોલતા જ નથી, પણ ભાભીના હૃદયમાં કોઈ દિવસ ગુસ્સો કે હતાશપણું મેં કદી જોયું નથી. હેં મોટાભાઇ, ભાઇ તેજપાળને આ શું સુજ્યું હશે? જયારે જુઓ ત્યારે અલગનો અલગ.

કરીયાવર જોઈ વસ્તુપાલ ઘણો જ ખુશી થયો. પોતે સંતોષ બતાવી જમવાની તૈયારી વખતે તેજપાળ પણ આવ્યો. બધા સાથે જમ્યા. ત્યાં વસ્તુપાળે કહ્યું કે ભાઇ તેજપાળ, અનોપ, બધા એક બાજુના હોલમાં આવો, આપણે એક વાત વિચારવી છે.

અનોપમાના માટે વસ્તુપાળના હૃદયમાં ઘણુંજ માન હતું. પોતે સમજતો હતો કે અમારો ઉદ્ધાર કરનારી હોય તો આ એક જ નારીરત્ન છે, તેની જોડી મળવી મુસ્કેલ છે. પ્રભુ તેને સદા દીર્ઘાયુ બક્ષો અને મારા ભાઈ તેજપાળ ને અનોપની જોડી કાયમ રહો. પોતાના મનમાં આવી ભાવના ભાવતો ભાવતો બાજુના હોલમાં આવી ત્રણે જણા સાથે વિચાર કરવા બેઠા.

ભાઈ તેજલ, ધોલકામાં ઘણું કર્યું, પ્રજાનો પ્રેમ ખેંચ્યો, તેથી વળી રાજ્યમાતાનો સહોદર બન્યો. માટે બોલ ભાઇ, હવે ભવિષ્યમાં શું કરવું તેનો શો વિચાર કર્યો?

મોટાભાઈ, તેવી આંટીઘુંટીની બાબતમાં આપણુને કશી સમજ ન પડે. હું તો આપના હુકમનો તાબેદાર, આપનું વચન તે મારા આત્માને શીરોમાન્ય છે. માટે આપે જે ભવિષ્યનો વિચાર કર્યો હોય તે જણાવો.

જો, જેને તેં તારી ધરમની બહેન બનાવી, જેણે તને પોતાનો સહોદર ગણ્યો. પોતાનો સગો ભાઇ મામો શાંગણ બહેનને ભીખારણ બનાવી, અડવાણી કરી નાશી ગયો અને લુંટી ગયો.

આ બધું બનાવ્યું કોણે? તેં પોતેજ. પ્રજા ઉશ્કેરાણી, આગેવાન તું બન્યો. તારા લીધે તારી બ્હેન ભીખારણ બની, તો મારી તને અને અનોપને સુચના છે કે બ્હેનને આપણા ઘેર જમવા બોલાવો, અને અનોપના પીયરનો આવેલો કરીયાવર બહેનને આપી ભાઇ તરીકેની ફરજ પુરી કરો. અને રાજ્યની બાબતમાં શું કરવું તે પછી આગળ ઉપર જોવાશે.

વસ્તુપાળે બુદ્ધિપૂર્વક વાત મુકી. ત્યાં તો અનોપમા બોલી કે વાહ, ઘણી સુંદર યોજના, મારાં અહોભાગ્ય કયાંથી કે મારાં નણંદ મારા પીયરનો કરીયાવર લઇ જાય. અને તે પહેરી પોતાના સહોદરને આશીર્વાદ આપે. તેમાં તો જેઠજી, મારૂં અને સારી પ્રજાનું હિત સમાયેલું છે. માટે હું તો આપની આજ્ઞાને આધીન છું. જરા તેમને પૂછી જુઓ.

ભાઇ તેજલ બોલ્યો, મોટાભાઇ તમે તો મારા કરતાં પણ હદ કરી. આપની બુદ્ધિએ તો મારા જીવનમાં નવીન ભાવના જાગૃત કરી. રાજ્યરમતની પહેલી રીત આપે એવી બતાવી છે કે આખા જીવનમાં ધોલકુ, રાણો અને બ્હેન જેતલબા કદાપિ જુદા થાય જ નહિ.

ભાઈ વસ્તુપાળ, તમારી આજ્ઞા અમો બન્ને જણને કબુલ છે.

ભાઈ, મારી વાત ઉપર ઉતાવળ કરીશ નહિ. ના, ના મોટાભાઈ, ગઇ કાલે જેનલબાનું પડી ગએલું મોંઢુ જોયા પછી તેને મને ભાઈ કહી સંબોધ્યો પછી મારા આત્માને કોઈ અનેરો ભાવ પ્રગટ થયો. તો પછી ભાઇ આ બાબતમાં તારી. અને અનોપમાની પ્રતિષ્ઠાનો સવાલ છે. ભવિષ્યની બાંધણી મજબુત થાય છે. માટે શુભ કાર્યમાં વાર ન કરો. આજે રાજા વળી પાંસરો છે. કાલે કોણ જાણે શું થાય, માટે કર્યું તે કામ બાકી બધું જોવાનું. આ પ્રમાણે વસ્તુપાળે

રાજ રમતનો પહેલો દાવ ખેલી બતાવ્યો, ત્યાં તે પોતપોતાના નિવાસસ્થાને ગયો.

ત્યાં અનોપ બોલી કે નાથ આપ શા ગંભિર અને ઊંડા વિચારમાં છો શું આ કિંકરીની કંઇપણ ભૂલ થઈ હોય તો ક્ષમા કરો. પણ મારા પ્રાણેશ કયું દર્દ તમને પીડે છે તે હું સમજી શકતી નથી. શું મારો સ્વભાવ આપને અનુકૂળ નથી આવતો. આપ તો મહારા શિરછત્ર છો, આપના દિલને સંતોષવું તે મારૂં કર્તવ્ય સમજું છું, પણ નાથ ઉતાવલે આંબા નહિ પાકે.

આ પ્રમાણે અનોપમા પોતાની ગંભિરતા ધારણ કરી પોતાના પતિદેવના ચર્ણોમાં આરામ લેવા લાગી.

ત્યાં તેજપાળ પણ તેના પ્રેમવચનથી મહાત થઈ ગયો તેની પ્રેમમૂર્તિ આગળ પોતાની શુષ્ક અને જડ ભાવનાને ધિકારવા માંડયો પણ કોણ જાણે કયા ભવનું પાપ આડે આવે છે કે મારો પ્રેમ અનોપમા ઉપર કેમ થતો નથી, તેનામાં શું નથી. જે મારે જોઈએ છીએ તે નથી, પણ બાકી બીજુ જે તેનામાં છે તે આખા જગતની કોઈ સન્નારીના રદયમાં નહિ હોય શું, તેનું નિખાલસ રદય અને ત્યાગ અને આત્મબલિદાનની ભાવના.

ત્યાં તેજપાળ પણ મોટાભાઈની બુદ્ધિ ઉપર વિશ્વાસ અને ભાવના પ્રગટાવવા લાગ્યો, જાણે રામલક્ષ્મણની જોડી, વસ્તુપાળના આવ્યા પછી જાણે તેજપાળના જીવનનાં કંઇક પલટો થયો જે અનોપમા ઉપર તેજપાળનું રદય કંઈક ભિન્ન હતું તે રદય થોડેઘણે અંશે એક થવા લાગ્યું.

વસ્તુપાળના આવ્યા પછી ઘરની તમામ વસ્તુઓ કાવ્યના સ્વરૂપમાં ફરી ગઈ જ્યાં જુઓ ત્યાં વસ્તુપાળના કાવ્ય અલંકારોજ જોવામાં આવે અને વસ્તુપાળ જાણે પોતાની ખોવાઈ ગએલી ચીજ

જાણે ખોળતો હોય તેવી રીતે ઘરના ચારે ખૂણા તપાસતો હતો. વસ્તુપાળની વર્તણુંક જોઈ અનોપમા મંદ મંદ હસવા લાગી, ત્યારે વસ્તુપાળ પૂછવા માંડયો વયજુ બેન આ બધો સામાન કોનો છે, ત્યાં વયજુ પણ ઉડાઉ જવાબ આપવા લાગી. અને મોટાભાઇને હસાવવા માંડી.

પરંતુ વસ્તુપાળનું હૃદય ફક્ત અનુપમા સમજી ગઈ હતી. જેઠજી તો મારા જેઠાણીની શોધમાં છે ત્યાં વાતો કરતાં સાંજ પડી ગઈ. વસ્તુપાળ વીચારમાં ને વીચારમાં પોતાની કાવ્ય રસીકતાના ઝરણામાં સ્નાન કરવા લાગ્યો. વિચારવા લાગ્યો કે વાહ કુદરત. તેં અમારા સાધારણ કુટુંબમાં અનુપમા જેવી યોગમાયા અને સુશીક્ષીત ગૃહલક્ષ્મી શોધી આપી તેના માટે પ્રભુનો પાડ.

## પ્રકરણ ૧૭ મું

### ભાગ્યદેવીની અનુકુળતા

રાજ્યગઢના વિશાળ ચોકમાં રાણા વીરધવલ અને પૂરોહિત સોમેશ્વર બન્ને વાતચીત કરતા હતા. સોમેશ્વર! અત્યાર સુધી મારાથી વાતો આટલી બધી છૂપાવવાનું શું કારણ.

કારણ–નામદાર કશું પણ નહીં. હું મારી ફરજ બજાવ્યા કરતો

હતો. સમયની રાહ જોતો હતો. તું શી રાહ જોતો. હતો. કે કોઈ પ્રમાણીક વણીક મંત્રીની. કારણકે રાજ્યમાં બુદ્ધીશાળી વણીક ચાણકય જેવાની વધારે જરૂર છે.

સાંભળ મારે તને ખાસ પુછવાનું કારણ એજ કે—તને વસ્તુપાળ તેજપાળનો કેવો પરીચય. ફક્ત સાથે ભણતા હતા. તેટલોજ પરીચય મારા પિતા કુમારદેવ, અને તેના પીતા આશરાજ મંત્રી બન્ને સ્નેહી હતા તેથી મારા પિતાને તેના પુત્રો પર પોતાનો સંપુર્ણ વાત્સલ્યભાવ હતો. તેની બુદ્ધી કેવી છે કે નહીં તેનો ખ્યાલ આપ પોતેજ કરી લ્યો, તેમાં અન્નદાતા મને શું સમજ પડે

પણ ભાઈ હું તો અભણ છું તેની તો મોટી પંચાત છે. તેથીજ હું કહું છું. કે કોઈ ભણેલા સમજુ ચાણકય બુદ્ધીશાળી શાણો અને સમયના જાણકારની રાજ્યમાં આવશ્યક્તા છે.

તું બોલે છે તેવા વિચીક્ષણ પુરૂષો આ ધોલકામાંથી કયાંથી શોધવા.

વળી બાપુએ મારા કાંડા ઉપર કંકણ બાંધ્યું છે તેમાં પણ કંઈ કાલાકાલા અક્ષરે કાવ્ય લખ્યું છે, તે વખતે બાપુ બોલતા હતા કે મુઝવણ વખતે આ કાવ્ય યાદ કરજે, મને તો તમે બધાએ વેશ પહેરાવી બેસાડી રાજા બનાવ્યો છે. બાકી મારામાં રાજા તરીકેના ગુણ નથી. જાણ્યું સોમેશ્વર ત્યાં સોમેશ્વરે કહ્યું કે કોઈ આમાત્ય વસાવો. અને ધોળકાનું દળદર ફીટાવો, અને પાટણ અને ધોલકા ઉપર નજર નાંખનાર દુસ્મનોને જેર કરો નામદાર.

તેજપાળના તોફાન તેં નથી સાંભળ્યાં, તેને તો હદ કરી છે. આખી ધોલકાની પ્રજાને પોતાની ચાલાકી અને બહાદુરીથી પોતાની કરી અને પ્રજામાં નવચેતન આણ્યું છે.

માટે જો તારી ઇચ્છા હોય તો તેને બોલાવી તો જો.

ત્યાં તેજપાળને બોલાવ્યો, અને રાણો બોલ્યો. પધારો તેજપાળ

શેઠ. મારી રાણી અને કુંવરને તમે બચાવ્યા તેમ આખું રાજગઢ કહે છે પણ તે વાત હું નથી માનતો. આખરે સોરઠીયાણી ઠગાઈ ગઈ, પણ તમે તો શેઠ વાણીયા બુદ્ધીની ચાલાકીજ કરો છો. ક્યાં ગઇ જેતલ, ત્યાં તો જેતલબા તરત પોતાના પતિદેવ આગળ આવી ઉભા રહ્યા અને પતિદેવને નમસ્કાર કર્યાં.

ત્યાં રાણા બોલ્યા કે રાણી તમારા સહોદરે તમને ઠીક બનાવ્યા. હવે કહો તમારા સહોદરને, કે તમારા દાગીના ઘડાવી આપી તમારૂ બોલેલું પાળે--

ત્યાં તેજપાળ બોલ્યો, અમે તો આખર વાણીયા અપરાધીથી, અજાણતા બીજું શું બને. બૂમ પડે ઉગમણી તો ભાગીયે આથમણા. પણ એકવાર આપ-અને જેતલબા ગરીબની ઝુંપડીમાં ભોજન લેવા પધારો, એટલી આ આપના સેવકની આગ્રહ પૂર્વક વીનંતી છે.

આખરે વાણીયા ચતુર, રીઝે તો લે તાલી, તેવી રીતે તમે પણ અમને જમાડીને રાજી કરવા માગો છો.

ના. ના. નાથ, મારા ભાઈને એવું ન બોલો, મારો ગયેલો માલ તો મારો ધરમનો ભાઈ પોતાની હીંમતથી પાછો લાવશે, તેની ચીંતા આપ ન કરશો અરે મને તો ચીંતા છેજ નહીં.

શ્રાવક ભાઈનો શો વિશ્વાસ. જેમ જેમ રાણો કરડાકીમાં બોલે જતો હતો તેમ તેમ તેજપાળ ઘણો ગંભીર અને શાણો બની જતો ત્યારે બ્હેને ભાઈના આમંત્રણને માન આપી જમવા આવવા સારૂ રાણાજી અને પોતે જરૂર આવશે, ત્યાં તેજપાળ પણ વિવેક કરી પોતાના ઘર તરફ આવ્યો અને રાણાજી અને જેતલબા આવતી કાલે ભાઈને કીધુ કે ભોજન લેવા આપણે ત્યાં પધારશે. ત્યાં તો બીજે દીવસે રાણાજી અને જેતલ બા આવ્યા, ત્યાં તો અનોપમાએ પોતાના મકાનની સજાવટ એવી કરી હતી કે રાણો અને જેતલ તો સજાવટ જોઈને આભાજ બની ગયા. રસોઇ પણ એવી બનાવી

હતી કે જેનો સ્વાદ રાણાજી કે જેતલબા જીંદગી સુધી ભૂલી ન શકે. વિવેક એવો બતાવ્યો કે ગૃહસ્થાશ્રમ કોને કહી શકાય, તેનો પ્રભાવ આપો-આપ આવનાર મહેમાન ઉપર સુંદર છાપ પાડે.

જમી કરી પરવાર્યા, ત્યાં રાણો જેતલબા, વસ્તુપાળ અને તેજપાળ વાર્તાના વિનોદમાં બેઠા છે, ત્યાં તો તેજપાળની ગ્રહલક્ષ્મી અનોપમા સુંદર મુખવાસ લઈ ત્યાં આવી, અને ઊભી રહી, અને બોલી કે આજે મોટાંબ્હેને મારા જેવી ગરીબ ભાભીને ત્યાં સજોડે પધારીને મોટો ઉપકાર કર્યો, તેનું વર્ણન તો મારાથી વધારે થઈ શકે તેમ નથી, પણ ધોળકાની પ્રજાના રાજ્યમાતા અને મારા પતિ-દેવના બ્હેન, અને મારાં નણંદ. જરા તમારી ભાભી પાસે તો આવી આશીર્વાદ તો આપો, ત્યાં જેતલદેવી અનોપમા પાસે આવ્યા, ત્યાં અનોપમાના પીયરથી આવેલો રત્નહાર ઉપાડી પોતાની નણંદ જેતલબાના કંઠમાં પહેરાવ્યો. દરેક જાતના સોળે શણગાર સજાવવા માંડયા ત્યાં તો જેતલદેવી બોલ્યાં કે-દેવી અનોપભાભી આ શું, એતો તમારા ભાઈની બ્હેન પ્રત્યેની ફરજ અને લાગણી, ત્યાં તેજપાળ બોલ્યો, બા તમારા ભાઈઓની ચીંતા તમે જરા ન કરશો, આતો તમારી ભાભીના પીયરનું છે, તેની માલીકીનું છે તેમાં તમારે હા. ના કહેવાપણું છેજ નહીં. ના ના તેજપાળ આ તો અજુકતુ કહેવાય. ત્યાં અનોપ બોલી કે મારા નાથના બ્હેનને શણગાર વગર કેમ જોઈ શકું. તમારી આવી સ્થીતી જેણે કરાવી છે તેના અર્ધા પાપની પણ તમારી ભાભી ભાગીદાર છે, ત્યાં જેતલદેવી બોલ્યા, નાથ. આ બધું પહેરીને હું રાજ્યમહેલમાં જઉ તો તેની સાચવવાની જવાબદારી તમે રાખો છો. ના. ના. રાણીજી એતો કામ આપના રાણાથી નહી બને, માટે સાચવવાની જવાબદારીનો ભરૂસો મારી તરફથી રાખશો નહીં.

પુછી જો તારા શ્રાવક સહોદરને. જેને આપવાની ઉદારતા બતાવી, તે સાચવવાની પણ જવાબદારી લેશે.

રાણાજી મુઝાશો નહીં, બાવડાંમાં રાજ્યગઢ તોડવાનું બળ હતું તો બ્હેનની રક્ષા કરવા માટે બળ આવશે. પ્રભુ પર ભરૂસો રાખો, ત્યાં તો રાણીનો વિનોદ ઉતરી ગયો. મારા પતીની આબરૂ કરતાં મને પીયરની આબરૂની જરા પણ પરવા નથી, ત્યાં રાણીની પરીસ્થીતી જરા વીચીત્ર બનતી ગઇ ત્યાં વસ્તુપાળ બોલ્યો કે બા તમારા ભાઇઓની પસલી સ્વીકારો, તેની સાચવવાની જવાબદારી અમો લઇશું, ત્યાં તો રાણો બોલ્યો કે--

બોલ બોલો એવો કે જે બોલ બોલી જાણીએ
બોલ ન બોલો એવો કે જે બોલ બોળી જાણીએ.

માટે સમજીને બોલો છો. વાણીઓ જે બોલે તે વિચાર કરીનેજ બોલે, શીર સાટે બોલેલું પાળે. નામદાર, ત્યાં અનોપમા બોલીકે નણંદબા.

બેન માટે સહોદરો, પ્રાણની પરવા કરશે નહી.
મર્દ બનીને જીવશે, નામર્દ કદી બનશે નહી.
સોગન દઉ મુજ નાથને, જેવુ બોલ્યા તેવું પાળજો.
બ્હેન ગણી તમે જેહને, પ્રાણાંન્તે સંભાળજો.
સેવા કરજો બ્હેનની, ભાઈ પણુ દીપાવજો.
અનોપમા તો કીંકરી, મુજ નાથ બોલ્યુ અવસ્ય પાળજો.

ત્યાં જેતલદેવી, અનોપમાના વાકયો સાંભળી મનમાંને-મનમાં બોલતી ધન્ય છે, આ જૈન વીરાંગનાને ધન્ય છે, તેના આત્મબલીદાન અને ત્યાગને મારો ભાઈ કેવો ભાગ્યશાળી કે જેને પોતાના ભાગ્યમાં પારસમણી સાંપડી છે. પ્રભુ બન્ને દંપતી યુગલને સદા દીર્ઘાયુ રાખશો. રાણો-અને જેતલબા પોતાના નીવાસસ્થાને આવ્યા.

તેજ દીવસે રાત્રીએ જ શ્રી વિજયસેનસૂરીશ્વરના મકાનમાં ચારે મહારથીઓ મલ્યા. સોમેશ્વર-વસ્તુપાળ-તેજપાળ અને દેવરાજ

પાટીલ તે વખતે સૂરીશ્વર પણ બધાની સાથે પોતે ભૂમિકા શુદ્ધ કરી સૌની સાથે વાર્તાલાપમાં જોડાયા.

જ્યાં સોમેશ્વરે વાત કાઢી, મોટા બાપુ. રાણા લવણપ્રસાદને તેડવા સારૂ સાંઢણી સ્વાર મોકલાવ્યો છે, આજે સવાર-પડતાં આવી જશે, અને રાણાજીના આવ્યા પછી કદાચ મંત્રીપણાની વીધી થશે. ત્યાં સુરીશ્વર ગંભીરતાથી બોલ્યા. તમારા બધાનો શો મત છે. બધા એકમત થયા કે મંત્રીની પદવી સ્વીકારવી. ભાઈ ઉતાવળા થવાની જરૂર નથી. તેલ જુઓ, તેલની ધાર જુઓ આ પદવી તો બેધારી તલવાર જેવી છે, માટે બહુજ વીચાર પુર્વક પ્રજામત કોના પક્ષમાં છે. રાજ્યના નાણાં સબંધી કેવી સ્થીતી છે. તે બધાનો વીચાર કરવાનો છે, તેમાં તો અમૃત પણ છે તેથી ઝેર અધિક છે. વખતે પ્રાણદંડનું પણ જોખમ ખેડવા વખત આવે માટે તમો ચારે વીચાર કરી-કાર્ય કરો, તેમ સુરીશ્વરે બુદ્ધી પુર્વક સુચના આપી, ત્યાં તેજપાળ બોલ્યો કે-રાણા અને રાણીજી બહુજ ઇન્તેજાર છે. ભાઈ વત્સ રાજાઓના સ્વભાવ છે, જ્યાં સુધી તેમને ગરજ હોય ત્યાં સુધી તો તે બધા શેરડીના રસ જેવા મીઠાસવાળા બને છે. પણ સમય જતાં તે મીઠો રસ પણ ઝેરનો કૂપો બની જાય છે, ત્યારે આપની જે સુચના હોય તે બરાબર સ્પષ્ટ જણાવો તો સાંભળી લ્યો લોકોની વાહવાહ ઉપર શ્રાવક તરીકેનો પક્ષપાત, સાધુ તરીકે પણ પક્ષપાત, તેમજ ગમે તેવા સંજોગોમાં પોતાનું સ્વમાન અને ધીરજ ન ખોતાં જેમ આપનો આત્મા, જે બુદ્ધી બતાવે તેજ પ્રમાણે કોઈની પણ સેહમાં અંજાયા સીવાય પોતે પોતાનું કર્તવ્ય બજાવવું. પરીણામની આશા પ્રભુના ભરૂસે સોંપવી, પણ અનીતી અને પ્રપંચ આટલા દુરગુણોથી અલગ રહેશો, માટે આટલી મક્કમતા હોય તો ખુશીથી મંત્રીપદ સ્વીકારશો. સાંભળો-દુશ્મનોનો સામનો, લાંચ રૂશવતથી વેગળા, નીમકહલાલી તેમજ રાજા અને પ્રજાની સલામતી,

આખરે પ્રાણનું પણ બલીદાન, તેમજ સર્વંશ હોમવાનો વખત આવે તો પણ પોતાની નીર્ભયતા અને નીડરતા ન તજવી અને પોતાના સત્ય ઉપર મક્કમ રહેવું, રાજ્ય પ્રજાના ભલાના માટે દાવપેચ ખેલવા વખત આવે, હથીયાર પણ ઉપાડવાં, ત્યાં દેવરાજ પાટીલ બોલ્યો કે–મારા રાજશ્રી. મારો વીર, મારો રાણો–વીરધવલ એવો છે કે તે બેઇમાની નથી, તેના બોલવામાં આંતરીક ભાવ હતો.

આખરે સુરીશ્વરે જે બોધ આપવા જેવો હતો તે આપી અને ઘટતી શીખામણ સમજાવી બધા વીખરાયા. છેવટે ગુરૂદેવ એટલું બોલ્યા કે–સારી પ્રજાનું કલ્યાણ ઇચ્છજો. ભુલશો નહી. ખોટી ખુશામત ન કરતાં. તમે તમારી ઇજ્જત અને બુદ્ધિ બે સાચવજો. જાઓ પ્રભુ તમારૂં કલ્યાણ કરે.

ભાઈ સોમેશ્વર તમારી સ્થીતી બરાબર સાચવશો. તમારી સ્થીતી બધાના કરતાં કફોડી બનશે. માટે સમજીને કામ કરશો. સૌ પોતપોતાના સ્થાને જવા તૈયાર થયા ત્યાં વસ્તુપાળ બોલ્યો કે ગુરૂદેવ હું તો અહીં સોમેશ્વર સાથે કાવ્યરસની મઝા લુંટવા અને મારી સરસ્વતીનો વિકાસ કરવા આવ્યો હતો. ત્યાં તો આ મોટી મુંઝવણમાં આવી પડ્યો.

ત્યાં ગુરૂદેવ બોલ્યા. કવિઓ ચકોર અને ચોર બન્ને હોય છે. સમયનું ભવિષ્ય કવિઓ ભાખી શકે. સમય પર આત્મભોગનું બળ પણ કવિઓની કવિતા લાવી શકે. માટે કવિ તો એવા ચકોર હોય છે કે જે આખી દુનિયાનું દીલ ચોરી લઈ પોતે શાહુકારના લેબાસમાં ફરે છે. સમજ્યા કવિરાજ વસ્તુપાળ. લ્યો ગુરૂદેવ મંગલિક સંભળાવો. મારી હકીકત ધ્યાનમાં લેશો.

૧. કોઇના પર જૂલમ ગુજાર્યા સિવાય રાજ્ય ભંડાર આબાદ કરવો.

૨. કોઈને પણ દંડયા સિવાય કે પીશાચીક શીક્ષા આપ્યા વગર દેશનું રક્ષણ કરી શકે.

૩. યુદ્ધમાં માણસોના બલિદાન આપ્યા વગર રાજ્યનો વિસ્તાર વધારી શકે. આટલા ગુણો હોય તેજ મંત્રીપણું શોભાવી શકે.

ત્યાં ચારે મહારથીઓ ગુરૂદેવને પગે લાગ્યા અને પોતપોતાના નિવાસ સ્થાને ગયા:



## પ્રકરણ ૧૮ મું

### વસ્તુપાળ-તેજપાળનું નિવાસસ્થાન

પાછલી મોડી રાત્રે બન્ને ભાઈઓ પોતપોતાના નિવાસસ્થાનમાં આવ્યા. ત્યાં અનોપમા અને વયજુ બન્ને બેઠા હતા. ત્યાં અનોપમા ઊભી થઈ ત્યાં વયજુ બોલી કે મોટાભાઇ તમારી સુવાની પથારી પાછલના ખંડમાં છે ત્યાં સુઈ રહેજો. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે હવા લાગે તેમ નથી ને લાગે તો સહન કરી લેજો. તેટલું બોલી વયજુ પોતાની પથારીમાં સુવા ચાલી ગઈ.

તેજપાળ પણ પોતાની પત્ની અનોપમાના આગળ આવી બધી વાતચીત કરી. સુરીશ્વરે જે જે શીખામણો આપી હતી. તે બધી હકીકત પોતાની ગ્રહલક્ષ્મીને સમજાવી. અનોપમા પણ પોતાના

પતિની વાતમાં સુંદર રીતે રસ લેતી. સુચના આપવા જેવી હોય ત્યાં સુચના આપતી. પતિપત્ની બન્ને જણુ આનંદવિનોદમાં પડયા.

હવે આપણે વસ્તુપાળના નિવાસસ્થાન આગળ જોઇએ ત્યાં કવિરાજની શું સ્થીતી થઈ. જયારે વસ્તુપાળ તેના શયનગ્રહ તરફ જવા લાગ્યો ત્યાં તો તદન દીવો નહી કે બત્તી નહી. બધી બાજુ અંધારૂં હતું. પોતાના પલંગમાં એક સ્ત્રી ભરયુવાન પોતાની મદમાતી જુવાની છુપાવી બેઠી હતી. ત્યાં વસ્તુપાળ ચમકયો કે આ યુવતી કોણુ હશે. ભૂલથી હું બીજી બાજુ આવ્યો હઇશ તેમ કહી વસ્તુપાળ પાછો ફરવા જાય છે ત્યાં તો બોલી કે, ભણેલ કરતા તો મુરખ સારો. ત્યાં તો વસ્તુપાળ ચમકયો. કોણુ લલિતા વાહવાહ કવિરાજ હવે જ જાણી કે. હું લલિતા. તમે પણ આખરે પોતાનું સ્વજન ન ઓળખી શકયા તો બીજી શી ધાડ મારશો. ત્યાં વસ્તુપાળે પોતાના બાહુબળ એકઠું કરી લલિતાને પોતાની ગોદમાં દબાવી દીધી. અને તેના સુંદર મુખાવીંદ ઉપર ચુંબન ઉપર ચુંબન લેવા લાગ્યો. બોલ્યા ચાલ્યા વગર કવિરાજ તો લલિતાના પ્રેમસાગરમાં તરબોળ થઇ ગયા કે પોતાની શાનશુદ્ધ અને કવિતાના કાવ્ય અલંકાર પણ ભૂલી ગયા. અરે ગાંડી રે ગાંડી તું આવી કયારે. મેં તારા પીયર કઇ સંદેશો મોકલાવ્યો નથી.

જાઓ જાઓ આમ છેક નગુણા ન થાઓ. તમને અમારો કયાં હીસાબ છે. પણ લલિતાને તમે જયારે પાટણની ભાગોળ છોડી ધોલકા આવવા નીકળ્યા ત્યાં જ તમારા પગલાની સુવાસ મારા ગામની ભાગોળે આવી હતી. તેમ કહેતી કહેતી લલિતાની કોટમાં પતિદેવ લપાઈ ગઈ અને બોલી કે વ્હાલા વસ્તુપાળના સુંદર વાળ પણ લલિતાના શરીર ઉપર જાણે રેશમ જેવા સુંવાળા લાગવા માંડયા. તેમ લલિતા પોતે પોતાના પ્રેમની પ્યાસ બુઝાવતી બુઝાવતી અડપલુ કરતી બોલી કે કાં કવિરાજ કવિતાઓ કેટલી બનાવી.

અરે મારા સાહેબ. હવે દીવો તો કરો. અંધારે તો અંધારૂં લાગે છે. હું જાણું છું કે તમે બહુ રૂપાળા છો. તેથી દીવો કરી તમારે તમારૂ તેજસ્વી મુખ બતાવવું હશે. પણ તે તો તમારો નમણો ચહેરો તો તમારી સાથે પરણવા બેઠી ત્યારથી જોયો છે કે તમે કેવા રૂપાળા છો. સમજ્યા મારા કવિરાજ. વ્હાલા તમે ખૂબ કાવ્ય રસ, પ્રેમરસ, અમીરસ વીગેરે ઘણી વીદ્યાઓ ભણીને આવ્યા છો. અને મારી શોક્ય કવિતાને તો જરા પણ વીલી મુકતા નથી. તે તો મને ઝેર જેવી લાગે છે. જ્યારે જોઈએ ત્યારે તમે તમારી કવિતાના જ લપટાઈ પડયા હોય ત્યાં મારા જેવીનો ભાવ કોણ પૂછે. પણ પ્રાણેશ ભલે ભણીને આવ્યા. પણ હું તો તમારા સારૂ એક અજબ વસ્તુની ભેટ લાવી છું માટે દીવો પ્રકટાવો. ત્યાં સુધી હું તમારી ભેટ લઈને આવું છું. શાની ભેટ શુ લાવી છે. ગમે તે બોલો હું જે ભેટ આપું તે તમારે વિના સંકોચે સ્વીકારવી જ પડશે. બોલો છે કબુલ. ત્યાં દીવો ચેતાવ્યો. ત્યાં તો લલિતાદેવી સામાન્ય શણગારથી સજ થઈ છે. આખા દિવાનખાનામાં સુગંધી અને સુવાસની જરા પણ મણા નથી. પણ વિચારતા બોલ્યા કે આટલી બધી સુવાસ શાની. તે સુવાસ તો લલિતાના ઝળકતા જોબનની. તેનો મસ્તીભર્યો દેહ તેની અણી-યાળી આંખો, જેની વાણીમાં અમૃત જેવી મીઠાશ. જેના માથાના કેશ જાણે શેશનાગની ફેણને શરમાવે તેવા. જેની ચાલ જાણે કોઈ પદમણી. જાણે લલિતા કોઈ દેવાંગના કે ઉર્વશી કે કોઈ ઈંદ્રાણી જેવી લાગતી. ત્યાં તો વસ્તુપાળનું મુખ અને લલિતાના ગાલ એકબીજાની મીત્રાચારી અનુભવ કરતા હતા.

જ્યારે લલિતા વસ્તુપાળથી છૂટી પડી ને બહાર ગઈ અને પાછી આવી તો તેના કરતાં બે વરસની નાની ઉમરની એક અપસરાને સાથે લાવી. તેના અંગ ઉપર શણગાર નહોતા. સાદાઈ તેનો સદ્ગુણ હતો. ફક્ત તેના શણગારમાં તેનું ચમકતું જોબન અને મસ્તી હતી

લ્યો મારા કામદેવ કવિરાજ આ તમારી દાસીનું કહેલું ઈનામ. ત્યાં તો કવિરાજ ચમકચા. પોતે કંઇપણ સમજી શકચો નહી. વાહ શું ભુલી ગયા ન ઓળખી શકચા. આતો મારી નાની બ્હેન સોખૂ. તે તો પ્રતિજ્ઞા લઇને મારી સાથે આવી છે. પરણું તો તમને જ. નહીતો કુવો હવાડો કરૂ પણ બીજાને ન પરણું.

ત્યાં તો વસ્તુપાળની કવિતાનું પાણી ઉતરી ગયું. તેનું ભણેલું ભણુતર પણ ઘડીભર માટે ભૂલાઈ ગયું. અને પોતે મહાન વીચારમાં પડચો કે આ શું.

કંઇપિણ વીચારવાની જરૂર નથી. મારા પ્રાણેશ કવિરાજ બોલે બંધાયા છો માટે હા પાડો અને તેને પણ મારી જગાનું સ્થાન આપી તેની આશા પૂરી કરો.

ત્યાં તો લલિતા શાણી ડાહી અને વીચાર શક્તિવાળી હતી. ત્યાં સોખૂને કીધું બ્હેન હવે નીરાંતે સુઇ જા.

ત્યાં પોતાની બહેનને સુવરાવી પોતે પતીદેવ પાસે આવી. બધી હકીકત કીધી અને સોખૂનો તમારા પ્રત્યે કેવો પ્રેમ છે તે પણ ખુલાસો કર્યો. કવિરાજ ઘણી કવિતાઓ લખાઇ હશે. શૃંગારરસના નાટકો અને કાવ્યો ઘણા બનાવ્યા હશે પણ આવું નાટક કે આવા નાટકના પાત્રનો તમને કદાપી ખ્યાલ નહી આવ્યો હોય અને આવા વિચીત્ર પાત્રનું દર્શન પણ થયું નહી હોય.

નાથ હવે ઝાઝી જક કરવાની જરૂર નથી. હું સોખૂને વચન આપીને લાવી છું. મારાથી તેને ક્ષણભર જુદી નહી રાખી શકાય. હજારો કવિતાના પોથામાં એકાદ પોથાની કવિતાના બદલે મારી બેનને જગા આપો.

ભલી માણુસ તારા બાપ કાનડ શેઠ જાણે તો. મારી શી ઈજત.

નાથ મારા પિતા છ મહીના પહેલા ગુજરી ગયા તે વખતે મરતાં મરતાં મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે તારી જગામાં સોમૂને સ્થાન આપજે. મેં જયારે હા પાડી ત્યારે મારા બાપુએ પોતાનો દેહ છોડયો અમો બન્ને બ્હેનો ઘરબાર વેચી ફરી ત્યાં ન જવાનો વીચાર કરીને જ હવે આપની સેવામાં અને છત્રછાયામાં આવી હાજર થયા છીએ.

પણ લલિતા આ બેઠા હોત તો. પણ બાએ તો તમને મરતાં મરતાં પણ કહ્યું છે કે સંસારના સર્વ કામ અનોપને પૂછીને કરજે. ત્યારે ઉઠ આપણે અનોપમાને પૂછીએ. ચાલો ત્યારે.

આ વખતે અનોપમા પોતાના શયનભુવનમાં પોતાના જેઠનું બનાવેલું ધર્મનું પુસ્તક વાંચતી હતી. તેજપાળ બહાર ઓસરીમાં પોતે સુઈ ગયો હતો. શયનભુવનની એકપણ ચીજ હાલ્યા ચાલ્યા વગરની હતી. છતાં શણગારી તૈયાર કરેલો ઓરડો જાણે ઉપાશ્રય જેવો લાગતો હતો. જાણે ત્યાં વૈભવ માટે કોઈ સ્થાન જ નથી. છતાં અનોપમાના રદયમાં એ બાબતના વિચારો પણ નહોતા કે નહોતી તે બાબતની ઝંખના.

ત્યાંતો લલિતા પોતાની જેઠાણી આવ્યાં.

બારણા પાસે ઊભી રહી બોલાવ્યા કે અનોપમાબહેન જરા બહાર આવો ને.

ત્યાં અનોપમા બોલી કે કાં ભાભીજી શું કામ પડયું. તમો અંદર આવો અંદર કોઇ નથી. જેઠાણી અંદર રૂમમાં ગઈ ત્યાં તો બધી હકીકત જોતાં ઘણી જ વીચારમાં પડી ગઈ. અનોપ બોલી કે ભાભીજી કેમ આવવું થયું. તે તો તમારા જેઠ તમારી સલાહ પુછવા માગે છે ત્યાંથી પોતે ઉઠી લલિતાના શયનગ્રહમાં ગઇ. ત્યાં તો પોતાનો જેઠ

હતો છતાં અનોપમાની સામે ઘણી જ અદબ અને આમન્યાથી ઊભો રહ્યો. અનોપમાનો સંયમ તેનું શીલ પણ ઘણા જ ઊચ્ચ પ્રકારનું હતું. જેના જીવનમાં કોઇ જાતની લાલસા કે ઘેલછા હતી જ નહીં. પોતાની ગંભીરતા અને મૃદુ વાણીથી સારા ધોલકાનું મન જીતી લેનાર તે એક અનોપમા હતી.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે અમે તો તમને અમારી બાના સ્થાને ગણીએ છીએ. બા બેઠા હોત તો આજે શું બોલત. પણ આજે બા નથી. તેથી બાના સ્થાને અમો તમને ગણીએ છીએ. જુઓને લલિતા આજે પોતાની છોકરમત ચલાવી રહી છે. અને મને વગર મફતનો હેરાન પરેશાન કરી મુઝવે છે. આખો દીવસ તે ક્યાં રહી હતી. ત્યાં અનોપ બોલી. બા વધુ જાણતા હતા. કાનડ બાપાએ જ બાને બધી વાત કરી હતી. સોખૂના માટે તો બા પાસે કાનડ બાપુ ગલગલા થઈ ગયા હતા.

ત્યારે મારી માતુશ્રીએ શું કીધું. ત્યારે બા તે ઘડીએ છેલ્લા શ્વાસ-ભર હતા પોતે મનમાં હસ્યા હતા. મને એકાન્તમાં બોલાવી. બાએ હા પાડી હતી અને મને ભલામણ કરી હતી કે ભાઈને કહેજે કે તારી બાએ અનુમતિ આપી છે.

અનોપ આ તમે શું બોલો છો. જેઠજી સોખૂને મેં જ અહીં તેડાવી છે.

ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે અનોપ આ વસ્તુ ઠીક બનતી નથી. સોનાની કટારી પેટે ખોસાય. પણ પેટમાં ખવાય નહી. જેઠજી શુરવીર તો બે કટારો રાખી પોતાનું જીવન વિતાવી શકે છે. તેતો આવડતના કામો છે પણ જગત શું કહેશે. વાહરે વાહ મારા જેઠ ભણ્યા પણ ગણ્યા નહીં. આશરાજ મંત્રીનાં બેટા થઇ બધી જગતની બીક રાખો છો.

ત્યાં વસ્તુપાળ ગમ ખાઈ ગયો. યાદ રાખજો અનોપ આનું પરીણામ તમારે પણ ભોગવવા વખત આવશે. તેજલની વાત વીસરી ન જશો. ત્યાંતો અનોપ નીચું મોં રાખી બોલી કે જેઠજી હું કયાં તેમનું મન દુભવું છું. હું તો મારા બાપુના ગામાંતરામાં કામકાજથી ટેવાયલી છું. જે આવશે તે મારા પ્રાણસાટે સાચવીશ. આ અનોપમાના હૃદયમાં ફક્ત પ્રભુ સ્મરણ સિવાય બીજી કશી જ ભાવના નથી. ત્યાં પોતાની અનુમતી આપી પોતાના ઓરડે અનોપમા ચાલી ગઈ. ત્યાં લલિતા પોતાના સ્વામીના ખોળામાં સંતાઈ ગઈ અને બોલી કે કાયાની મોકલાસ તો ઘણી વિશાલ છતાં કાં કાયર અને હતાશ થાઓ છો. કવીરાજ થઈને રસ ચુસતાં પણ આવડતો નથી. ત્યાંતો વસ્તુપાળ કડક બની બોલ્યો કે હું વાણીયાની પેઠે હાટડીયું સાચવવાનો નથી. સમજી તો રંગ છે કવિરાજ તો કરજો કવિતા. બે નારીના નખરાની અને તેનાથી થતી દુર્દશાની. ત્યાં લલિતા બોલી કે સાંભળી લો જેનો ધણી ખાંડાના ખેલ ખેલશે તો તેની વાણીયણો નવરી નમારમુંડીની માફક ઘરમાં નહી બેસી રહે. તેની સામે ઢાલ બની પોતાના પતીની તેમજ પ્રજાની સેવા કરશે સમજ્યા મારા કવિરાજ.

ત્યાં તો વસ્તુપાળ સમજ્યો પણ આખરે બોલ્યો. આ ભૂત તને ભરાયુ કાણે.

જ્યારે તમે મને પરણવા આવ્યા તે ઘડીથી જ આ ભૂત ભરાયું હતું. માટે હવે આનાકાની પડતી મુકો. મારા કવિરાજ હું તો જાણતી હતી કે કવિરાજ રસનો સ્વાદ બરાબર સમજી શકતા હશે પણ મેં તો તમને કાયર જોયા. બસ હવે બોલતી બંધ થા. તારી વાત કબૂલ. તારી હઠ આગળ મારી કવિતા હારી અને મારી લલિતા જીતી. ત્યાં તો નીદ્રાદેવી હાજર થઈ. પલવારમાં પરોઢના વાહાણાં વાયાં.

# પ્રકરણ ૧૯ મું

## અનોપ – વસ્તુ અને – તેજની કારવાઇ

લવણપ્રસાદ ગુસ્સામાં ને ગુસ્સામાં ધોળકે આવી પોચ્યો. વાણીયાની તુમાખી પળવારમાં દાબી દઉ. શું વાણીયા તેના મનમાં શું સમજતા હશે. રાણા વીરધવલની ગેરહાજરીમાં એક નીરાધાર સુવાવડી સ્ત્રી ઉપર મોટી બહાદુરી કરી બતાવી.

માટે એવી એને તો સખત શીક્ષા કરૂં કે તે જીંદગી સુધી ઊભા ન થઇ શકે. ત્યાં રાણા લવણપ્રસાદે સોમેશ્વરને પૂછ્યું કે આ બાબતમાં તમારી શું સલાહ છે. બાપુ મારો વિચાર એવો કે કદાચ તેને મારશો તો પસ્તાશો. ધોલકા ખાલી થઈ જશે. મનમાં ધાર્યું મનમાં રહેશે માટે મારી તો સલાહ એવી છે બન્ને ભાઇઓને કારભારૂ સોંપી તેને કબજામાં લ્યો. તે પછી જો જરાપણ વાંક આવે તો બાપુ કયાં તેમને ગરદન મારતાં વાર લાગે છે. માટે હું તો બ્રાહ્મણભાઈ છતાં મને જે ઠીક લાગ્યું તે કીધું. કદાચ બાપુ આપ કાઢી મુકશો તો ઉપાધીમાં આવી પડશો. આપણા દુશ્મનોને સાચવનાર ખંભાતનો સદીક, લાટનો રાજા શંખ, ગોધ્રાનો ઘુઘલ. અને બીજા પણ દુશ્મનો. બધા વાટ જોઈને બેઠા છે. માટે કંઇક બુદ્ધીથી કામ લેવાય તો સારૂ. ત્યાંતો ફરીવાર જયારે રાણાએ પૂછ્યું કે સોમેશ્વર તું મને સાચી સલાહ આપ. ત્યારે પણ સોમેશ્વરે પ્રથમ કહ્યું હતું તેજ કીધું. બાપુ બધી ઉપાધી આપોને બે ભાઈને. એક ઘાએ બે પક્ષી હલાલ થાય છે. અને તેને પાછળથી પોતાની બહાદુરી કેટલી છે તે ખબર પડશે. છતાં આપ રાજા છો. જેવી

આપની મરજીમાં આવે તે ખરૂ. ત્યાં લવણુપ્રસાદને ગળે વાત ઉતરી તરત હુકમ કર્યો જાઓ બોલાવો. તે વસ્તુપાળ અને તેજપાળને સીપાઈ બોલાવવા આવ્યો. ત્યાં અનોપમા ઊભી હતી. બોલી, કે નાથ રાજ્યમાંથી તેડું આવ્યું છે. પણુ મારી જરા વાત સાંભળતા જાઓ. જરાપણુ મનમાં સંકોચ રાખ્યા સિવાય સાફ સાફ શબ્દોમાં જે સત્ય લાગે તે કહેજો. અને મોભાસર કામ મળે તો લેશો. અને ગુર્જર ભુમીનો ઉદ્ધાર કરશો. ત્યાંતો વસ્તુપાળે બધી વાત સાંભળી અંતરમાં બોલ્યો કે વાહ વીરાંગના ધન્ય છે તારી જનેતાને. વાહ અનોપમાદેવી તું શાક્ષાત્ દેવી છે.

બન્ને ભાઈઓ નીકળતાં પાણીના બેડાના સારા શુકન થયા. કુંવાસી સામી આવતી મળી. કામમાં પોબાર છે. બન્ને ભાઈઓ ચાલ્યા અને રાજ્યગઢના વિશાળ હોલમાં આવી વિનયથી લવણુપ્રસાદના સામે મુજરો કરી બન્ને ભાઈઓ ઉભા રહ્યાં. ત્યાં સોમેશ્વર બોલ્યો કે કાં ભાઈ ધોલકા ને ક્યાં સુધી હેરાન થવા દેવું છે. તેતો બાપુ જાણે કે રાણા વીરધવલ જાણે. ત્યારે તમે શું જાણો. અમે જે જાણીએ તે વખત આવે કહેવાય. કેમ અલ્યા છોકરાઓ, મગજમાં કંઈ તુમાખી ઘણી આવી લાગે છે. બાપુ, તે તો મારી માતાજીનું શીક્ષણુ છે તેમાં બીજા માસ્તરની જરૂર નથી. શું બોલ્યા, બાપુ અમો તો વહેપારી એટલે ક્ષત્રીઓ શુરવીરતા જાણે, બાકી અમે તો શ્રાવક. ત્યાં લવણુપ્રસાદે તેમના ચહેરાનું પુરેપુરૂં અવલોકન કર્યું. અને વિચાર કર્યો કે છોકરા તો છે પાણીદાર. કહો સોમેશ્વર આ વાણીયા શું લીલું વાળશે. ત્યાં તેજપાળ ચમકી બોલ્યો, સભ્યતા પુર્વક સંભાળી બોલો. એ તો વખત આવે ખબર પડશે. માટે હવે બાપુ નમસ્કાર. મોટાભાઈ ચાલો. આવી વાતોમાં નકામું મગજ તપી જાય છે. ત્યાં સોમેશ્વર બોલ્યો, બાપુ તમારા ઉપર ખુશી થયા છે અને ધોલકાની મંત્રીની પદવી આપવા વિચાર કરે છે. આપ વાત કરો છો ત્યાં તેનો જવાબ અમો શું આપીએ ? જ્યાં સુધી

રાણાજી વાત . . . સુધી જવાબ કેવી રીતે દેવાય,

ત્યાં રાણો બોલ્યો-લ્યો, આ મંત્રીપણાની મુદ્રીકા અને બતાવો તમારૂં પાણી. ભલે નામદાર પણ અમારી જે શરતો છે તે બરાબર આપ શમજી લો, નહીતો પાછળથી તમને અમારા ઉપર કોઈ ખોટો વીચાર ન આવે. બોલો, પહેલી શરત તો એ કે રાજ્યના રાણાને વૈભવ-વીલાસમાં વાપરવા માટે રાજ્યનું ધન વહેતું નહી મુકાય. અને તેમાં અમારાથી અસત્યપણે નહી ચલાય, બીજું આપ અમારી મીલકતની નોંધ કરી લો, કદાપી કોઈ કાળે અમારે અને તમારે વાંધો પડયો તો અમારૂં નોંધાવ્યા કરતા જો ધન વધે તો અમે રાજ્યને બધુ પાછુ આપી દેવું, અને અમારા ધન ઉપર અમારી માલીકી. વળી અમે અમારા વિચાર અને બુદ્ધી પ્રમાણે જે કામકાજ કરીએ તેમાં આપે કે રાણાજીએ જરાપણ ડખલગીરી કરવી નહી. બોલો છો કબુલ. ઠીક કદાચ તમે શરત મુજબ કામ કરી ન બતાવો તો, તે વખતે નામદાર અમારા ધડ આપના ચરણોમાં ઉતારી આપવાની પ્રતિજ્ઞા લઈએ છીએ, લ્યો, ત્યારે કરો કંકુનાં ત્યાં વસ્તુપાળ મંત્રી બન્યા અને તેજપાળને સેનાપતી બનાવ્યા. ત્યાં તેજપાળે રાણા વીરધવલને પૂછ્યું કે આપણા રાજ્યમાં લશ્કર કેટલું ત્યાં રાણો બોલ્યો કે લશ્કરતો નામનુંજ છે. બાકી લશ્કર જેવું સાધનજ આપણા ધોલકામાં નથી. તેજપાળ. બોલ્યો કે તો ભલે નામદાર, એ બધુ ગોઠવી લઈશું, આ પ્રમાણે બન્ને ભાઈઓ પોતપોતાની સત્તા ઉપર આવ્યા, ત્યાં વસ્તુપાળ અને તેજપાળ બોલ્યા કે બાપુ આ બાળકોને આશીશ આપો. ભાઈ આજે રાજા વગર કોણ આશીશ આપે. નથી ગુજરાતના પાટણનો કોઇ ધણી કે નથી ધોળકાના ધણીની પુરી સત્તા. બાપુ મુઝાશો નહી આપની આશીશથી. ગુજરાતનો ધણી અમો ઊભો કરી શકીશું. માટે આપ કૃપા કરી આશીશ આપો. ભાઈ મારાવૃદ્ધની આશીશ. મારી તલવાર જ્યારે તમો મુંઝાયા હો તો મને મારી તલવાર સાથે બોલાવશો અને મારો

દીકરો કદાપી તલવારની પટાબાજીથી ડરશે તો તેની પીઠ હું મારા તલવારના ઝાટકે ફાડી નાંખીશ. બસ બાપુ આશીશ. આવી ગઇ એમ કહી બન્ને ભાઇઓ લવણપ્રસાદને નમ્યા, લવણપ્રસાદે આગળની ઓળખાણુનો જરાપણ ઇસારો થવા દીધો નહી.

તેજપાળને સેનાપતી નીમ્યો, ત્યાં રાણા હસ્યા. શું શેઠ તમે હથીયાર ઉપાડી યુદ્ધમાં લડી શકશો. શું ત્યારે અમે સત્તાઓ ભોગવીશું અને બાપ-દીકરાને અમે યુદ્ધના મોરચા ઉપર હોમીશું ના. ના. બાપુ તે ન બને જે થાય તે જોયા કરો.

ત્યાં સૈન્ય કેટલું છે તે પુછવા માટે જેહુલ દોડીયા અને સોમવર્મા સોલંકીને બોલાવ્યા. પુછતાં માહીતી મલી કે સૈન્ય જેવું કંઇ પણ નથી. ત્યાં રાણો ચમકયો, મારૂ મોકલેલું લશ્કર ક્યાં ગયું. તે તો બાપુ કયારનું રવાના થઇ ગયું તે ફરી પાછૂજ ન આવ્યું. શાથી પગારો ન આપી શકાયા તેથી. એ બાબતનો વહીવટ કોણુ કરતો હતો. બાપુ વામનદેવના હાથે બધાનો હિસાબ અપાતો હતો.

ત્યાં વસ્તુપાળ વીચાર કરી બોલ્યો. હવે આપ પધારો અમે અમારૂ ફોડી લઇશું. આપ સુખેથી પાટણુ પધારો હવે અતરેની કે ખંભાતની ચીંતા કરશો નહી. બન્ને ભાઇઓ પોત-પોતાની હોદ્દાની સત્તા લઇ રાજયગઢમાં ફરવા ગયા ત્યાં બધી વાત પૂછી ને તપાસ કરી જેહુલ બોલ્યો, કે પગાર કોઇ ચૂકવતુંજ નથી.

જયારે બધી મામા સાંગાણીની પોલ જાણી બન્ને ભાઈઓ વીચારમાં પડયા કે આતો લોઢાના ચણા ચાવવા જેવું છે. ભાઇ ગાંડા મુઝાઇશ નહી. સરલતાના રસ્તે તો સૌ કામ બજાવે. પણ વીકટના પંથે કામ બજાવી પોતાની કુશળતા બજાવે ત્યારે તેની કશોટી અંકાય, સમજયો ભાઇ તેજપાળ.

ત્યાં રાણીબા જેતલવાને સમાચાર આપ્યા કે તમારા બન્ને

સહોદરો તમારો આર્શીવાદ લેવા આવ્યા છે, રાણાજી એ સમજીને અમને મંત્રીપદ આપ્યું છે ભલે આવો માહરા સહોદર–પણ જ્યાં સુધી મારા પીયરનું ગામ વામાસ્થલી ભાગવાની પ્રતિજ્ઞા ન લો ત્યાં સુધી તમારી બહેન તમને આર્શીર્વાદ નહી આપે. બા તમારી વાત સાચી પણ તમે આ હજૂરો માણુસોને રાજ્યગઢમાં બાયલા બનાવી મુકયા છે. તેનો વીચાર કંઇ તમને આવે છે.

ધોલકાની સત્તા રાણો ભોગવે છે પણ બ્હેન આ લશ્કર કયાં છે તેનો કંઇ વીચાંર કર્યો.

જુઓ બા અમોને કુલ સત્તા રાણાજીએ આપી છે માટે અમો અમારી અક્કલથી કામ લઇશું તમે તમારે જોયા કરો. રાજ્યમાતા થોડું ઘણું કામ તમારે હાથે પટાવી દેવું પડશે સમય વીચારવો જોઇશે મારે તો આ તમારા નોકરોને બહાદુર લડવૈયા બનાવવા છે. મારા-વીર તમારી બધી વાત સાચી, પણ છમહીનામાં વામાસ્થલી ભાંગવા વચન આપો છો. તો તમારી બધી શરત મારે કબુલ છે.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે માતા ઉતાવળે આંબો ન પાકે, વખત આવે તમારા સહોદર તેની પ્રતિજ્ઞા પાળી બતાવશે. લ્યો મારૂં વચન છે ત્યાં તો કુમાર વિરમદેવનું ઘોડીયું ખેંચતો એક નવયુવાન જોયો. ત્યાં રાણીને પૂછ્યુ કે તે–કોણ છે એ તો ભૂવણો છે અલ્યા આમ આવ.

ત્યાં વસ્તુપાળે ને તેજપાળે વીચાર કર્યો જુવાનને શીખવવા જેવો છે. બા આ યુવાન અમને સોંપી દો. પણ ભલાભાઇ તેના પરાક્રમની તમને ખબર છે. ગમે તેવા પરાક્રમ સાથે અમારે લેવા દેવા નથી. તમો આપવાની હા કહો ત્યારે આ વાણીયાની અક્કલ ઉપર રાણીને હસવું આવ્યું. આ વાણીયા ગોલાનું લશ્કર કરીને ધાડ મારશે.

બા. હાલમાં તો તમે અને રાણાજી થાય તેટલી અમારી

મશ્કરી કરો તેની અમને ના નથી. અત્યારે તો અમારી અક્કલ વાપરવા દો જ્યારે ખૂટી જશે ત્યાર પછી બા. અમે તમારી નેં રાણાજીની પાસે થોડી અક્કલ લેવા આવીશું.

આ બધી વાત ચીતમાં બન્ને ભાઇઓને જાણવાનું ઘણું મલ્યું. રાજ્યની તમામ સત્તાનો કબજો લઈ બન્ને ભાઇએ વિચાર કર્યો અને બે ભાઇઓનો એકજ વીચાર, ભાઇ તેજપાળ તું સાચવ ધોલકા અને હું જઇશ સ્તંભણપૂર.



# પ્રકરણ ૨૦ મું.

## અનોપમાની સલાહ.

બન્ને ભાઈઓ સારા શુકનના પ્રતાપે ધોળકાનું કારભારૂં લઇને લઇને આવ્યાં. ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે દેવી અનોપમા જાગો છો હા. વડીલ તમારા સારા સમાચાર જાણવાની અભિલાષાથી પ્રભુ-સ્મરણ કરતી બેઠી છું. કહો શું થયું વડીલ.

સત્તા તો મળી પણ ભાભી તીજોરીનું તલીયું સાફ છે ત્યાં તેજપાળ પણ મોટાભાઇની બાજુમાં બેઠો હું તો આપના અગાડી બાળક, પણ મારી થોડી વાત ધ્યાનમાં લેશો તો બધી ઉપાધી મટી જશે. જુઓ. સાંભળો, પહેલાં તમામ નકામા માણસોને ખૂબ–પ્રેમથી

મેલવી તેની લશ્કરમાં ભરતી કરો. અને વગર મફતના કોઈના માથા ધડથી જુદા કરવાના નથી, એવું આશ્વાસન આપો, બીજી વાત ધોલકાની સત્તા જે જે ગામો પર હોય ત્યાં તેના પાટીલો અને અમલદારોએ પણ પોતાની સત્તાનો રોફ બતાવી પ્રજાનું અને રાજ્યનું ધન ઘર ભેગું કર્યું છે તેની પાસેથી દયા રાખ્યા વગર વસુલ કરો બીજી બાજુ તમામ અધિકારીઓ પાસેથી બરાબર–હરસાલના આંકડા તપાસી આવક જાવકના સરવૈયા તયાર કરી જમાવટ પાડો. રાજયમાં તેમજ રાણીવાસમાં રાજાના વૈભવવીલાસના ખર્ચમાં મોટો કાપ મુકી અને પ્રજાને સારી તાલીમ આપી ને છુટાછવાયા માણસોનું જુથ ભેગુ કરી ફોજની સજાવટ કરો અને વડીલ તમો સ્તંભનપુર જઈ લુટારા સહિકની ખબર લો.

આવી સુંદર–સલાહ ભરી વાત સાંભળી બંને ભાઈઓ તો વીચારમાં પડી ગયા. આની બુદ્ધીનો તો ગજબજ છે શું રાજ્યકાજની બાબતમાં પણ આટલી બધી હીકમત ભરી વાતો કહી અમારો ઘણો ખરો બોજો ઓછો કર્યો અને સરલ રસ્તો બતાવ્યો. વળી સ્વામી તમે તો સેનાપતી બન્યા તો ખરા પણ સત્તાની મહત્તા વધારવા અને પ્રજાની સેવા કરવા માટે, દુશ્મનોને જેર કરવા માટે પ્રાણ જાય તો ભલે પણ અંતરના કોઇ પણ ખૂણામાં અનીતીનો ખ્યાલ પણ ન આવવો જોઈએ મોટાભાઈની સલાહ પ્રમાણે બધુ કામ કરશો, સેનાપતીનો સ્વભાવ જરા સહાસીક અને ઉતાવળીયો હોય. પણ સેનાપતીએ તો સાણપણું અને ગંભીરપણું બન્ને સાચવતાં શીખવું પડશે. લ્યો અનોપમા હું હવે જઉં છું ભાઇ તેજપાળ આ રત્નને સાચવજે. અને ઓળખતાં શીખજે.

ત્યાં વસ્તુપાળ ગયા ત્યારે અનોપમા બોલી નાથ પથારી બહાર ઓસરીમાં બિછાવી આપું.

દેવી મને માફ કર, તારા ઉપર મેં જુલમ ગુજારવામાં બાકી

રાખી નથી, તું ૭ ૭ મહિનાથી અતરે આવી છે પણ મેં તને પ્રેમથી એક પણ દિવસ બોલાવી નથી. વહાલી શું તું મને ક્ષમા નહિ કરે.

અરે, આવા ગાંડા વેણુ બોલી મને કાં શરમાવો છો. પતિની આકાંક્ષા જો સતી પોતે પૂરી ન કરે તો તેનામાં એટલી ઉણુપ નાથ તમારી પ્રકૃતિ હું સારી પેઠે સમજુ છું. પણ વખત આવે વાત ભાવિ જે બનવાનું હશે તે બનશે પણ આપ જરા પણ મને શરમાવ્યા વગર આપ જરા વિશ્રાંતિ લ્યો. આજે આપ ઘણા જ થાકી ગયા હશો, આપ પોઢો. હું તમારા ચર્ણોની સેવા કરૂં ત્યાં તેજપાળ બોલ્યો.

શયામા શયામ ભલે મળી પણ દીલતણી દાતાર,
કસ્તુરી કાલી સરજી પણ છે જીવન દેનાર.
રૂપ સ્વરૂપને શું કરૂં, કિંચિત ન હોય જ્ઞાન,
જ્ઞાન વગરની સુંદરી, જીવન તેનું શ્મશાન.
ભૂજા બે પહોળી કરી, દેવા આલિંગન માટ,
અનોપમા શરમાઈ ધઈ ત્રુટી ગઈ ત્યાં ખાટ.
સતી તણી સમતા અતિ સંતોષ આજે થાય,
અનોપમા તેજપાળના પ્રેમ મહીં રંગાય.
ગૃહસ્થાશ્રમ શોભાવતી શોભાવે કુળની લાજ,
જેઠાણી પણ પૂછતા પ્રેમ ધરીને વાત.
વિનય વિવેક ચૂકતી નહિ મહા દેવી અવતાર,
ધન્ય એ તેજપાળને મળી જ્યાં નૌતમ નાર.

•

બન્ને પતિ પત્નીને મનમાં સંતોષ થયો, અને તેજપાળનો કડક સ્વભાવ પણ અનોપમાની પ્રેમાળ વાણીથી નરમ માખણ જેવો

અને ભાવનામય બની ગયો, તેજપાળે તે દીવસે પોતાનામાં જેટલી આવડત હતી તે બધી આવડતનો પાઠ પોતાની અર્ધાંગનાને શીખવાડ્યો અને યુદ્ધમાં ખાંડાના ખેલ કેમ ખેલવા તેનું પણ જ્ઞાન આપવા શરૂ કર્યું, તેમાં લલિતા અને શોખુ પણ આ પાઠ શીખતી હતી ધન્ય છે આ જૈન વીરાંગનાઓને.



## પ્રકરણ ૨૧ મું

### વસ્તુપાળની નિડરતા

તેજપાળે પોતે પોતાની સત્તાની અજમાયશ કરી તંમામ સડો દૂર કરી થોડી ઘણી રાજ્યની તીજોરી તર કરી ત્યાં પોતે મોટા ભાઈને પૂછ્યું કે તમારે ખંભાત જવા માટે કેટલું લશ્કર જોઈશે. ભાઇ મારે તો બસો અઢીસો માણસ ઘણા છે.

વસ્તુપાળ મંત્રી બન્યા પછી પોતે પોતાની ધૂનમાં રહ્યા કરતો હતો, હંમેશાં ભાંગો પીવી રાણીની વાવમાં કલાકોના કલાક સુધી નહાવું નવી નવી કવિતાઓ બનાવવી અને પોતાની બંને પત્નિઓ સાથે આનંદ–વિલાસ કરવો. આ તેનો નિત્યનો કાર્યક્રમ હતો. જ્યારે

ભાઇનું કામ હોય અને બોલાવવા જાય ત્યારે ભાઈ તો કોઇ મહાદેવના મંદિરમાં હોય કાં તો સોમેશ્વરની સાથે કવિતાના ગપ્પાં મારતાં હોય. અને ભાંગ ઘુંટાતી હોય અને તેની મજા લેવાતી હોય. આ સમાચાર ગુરૂદેવે ખંભાત આવ્યા પછી આવા સમાચાર વસ્તુ-પાળ માટે સાંભળી વિચારમાં પડયા.

ત્યાં ધોલકાથી કોઈ માણસો આવ્યા હતા. તેને ગુરૂદેવે વિજય-સેનસૂરીએ વસ્તુપાળની હકીકત જાણવા માટે પૂછી ત્યાં તો સમાચાર મળ્યા, તે મંત્રીપણુ બજાવશે. આખો દિવસ ભાંગ વાટે છે, અને પિએ છે અને પોતાની બન્ને સુંદરીઓ સાથે સેલ સપાટા મારે છે.

આ સમાચાર આખા ખંભાતમાં વાયુવેગે પહોંચી ગયા. ત્યાં શદીકશેઠની પાસે પણ આ સમાચાર મલ્યા. ત્યાં સદીકને ઠંડક થઈ અને વિચાર કર્યો આવો નમાલો મંત્રી જેને વરસ થયાં પોતાને મંત્રીપદુ મલ્યું છે છતાં ખંભાત આવી શકતો નથી અને પોતાની સુંદરીઓનો મોહ છોડી શકતો નથી. બાયલા મંત્રીની શી બીક.

તે વખતે ખંભાત બંદરની અઢળક કમાણીનો માલીક શદીક શેઠ હતો, તમામ દેશાવરમાં તેના વહાણો જતા હતા અને પોતાની જોહુકમી ચલાવતો અને જાણે કે ખંભાતનો રાજા જ પોતે જ છે. ધોલકાથી પણ નવા નવા લોકો સદીક શેઠને સમાચાર એજ આપે કે વસ્તુપાળ તો ભાંગ ઘુંટાવે છે અને ભંગેરીની ટોળીઓ જમાવે છે અને કવિતાના રસ લુંટે છે અને બે સુંદરીઓને સાથે રાતદિવસ મોજ કર્યા કરે છે ત્યાં તો સદીક ઘણો ખુશી થતો આ બકાલથી હવે શું થવાનું છે.

તે વખતે વસ્તુપાળ પણ ખંભાતના સમાચાર મંગાવ્યા કરતો

હતો. અને હવે જાણ્યું કે ખંભાત હવે બેહાલ દશામાં આવી ગયું છે વસ્તુપાળની મસ્તી પણ એટલી જ કે ત્રણ ત્રણ મહીનાથી પોતાના માલિક રાણા વીરધવલને પણ ભેગો થવા ગયો નથી. ત્યાં રાણા પણ ગુસ્સે થયા હતા ને બોલતા કે મંત્રી નપાવટ અને વિલાસી અને કવિતાનો ખેરખાં છે.

વળી વસ્તુપાળને વિચાર આવતાં રાણા પાસે આવ્યો બાપુ ત્યારે હું જરા ખંભાતની ખબર લઇ આવું.

ત્યાં તો રાણો ગુસ્સે થઇ બોલ્યા કે મંત્રીપણું કરો છો કે મશ્કરી કરો છો હજુ તો જઈ આવવાની વાત કરો છો.

ત્યાં ઠંડાપેટે વસ્તુપાળે જવાબ આપ્યો મને મારી રીતે કામ લેવામાં તમારે કૃપા કરી. વચમાં આવવું નહિ, પણ તને મશ્કરી સૂજે છે મેં ત્રણ ત્રણ મહિનાથી ખંભાત જવાની તૈયારી કરી રાખી તે શું બધી નકામી. મારા રાણા હજુ ગંભીર બનતા શીખો. મારો રાણો વધારાનો નથી અને ધોળકાના રાજયના માણસોનું લશ્કર પણ નકામું નથી તે છતાં આપના મંનમાં જુવાનીનો જુસ્સો આવતો હોય તો જરા મગદલીયાની કસરત કરશો એટલે આપોઆપ મસ્તી તમારી પૂરી થશે.

પણ મારી રાણી મારી મશકરી કરે છે અને ન બોલવાનું બોલે છે.

બોલવા દો, બોલનારની જીભ પકડાય તેમ નથી. તેમ મારે કોઈની અક્કલે ચાલવું નથી. હું મારા વિચાર પ્રમાણે કામ કરીશ ક્યારે પધારો છો. વસ્તુપાળ કહે કાલ સવારે કેટલું લશ્કર સાથે લઈ જાઓ છો.

બસો પગપેદલ અને સો ઘોડેસવાર શું આટલા જ માણસ લઇ ખંભાતની યાત્રા કરવા જાય છે.

ના, ના. રાણાજી સદીક શેઠની મહેમાની ચાખવા.

પણ ત્યાંની તને ખબર છે ત્યાં કેટલા દુશ્મનો છે.

તે હશે તું તો વરસથી ભાંગ પી, પીને વિલાસ ભોગવી રહ્યો હતો, ત્યાં શું થાય છે તેની તને શી ખબર.

નામદાર, ભાંગ મેં પીધી છે કે સદીકે પીધી છે તે ખંભાત ગયા પછી જોવાશે.

ત્યાં રાણો ગુસ્સામાં બોલ્યો કે-તું જાણે ને તારૂં કામ જાણે હવે હું તને કદાપિ પણ બોલાવીશ નહિ. તારે જવું હોય તો જા. અને તારી મરજી પડે એમ કર.

વસ્તુપાળે તરત તેજપાળને હૂકમ કર્યો મારી સાથે આવવા માટે અહીંસોથી ત્રણસો માણસ તૈયાર કરો કાલ સવારે મારે ખંભાત જવાનું છે.

વસ્તુપાળે ઘેર આવી, કાં લલિતા કાં સોખુ પેલી કવિતાની ચોપડી લાવ્ય અને જરા શંકરની પ્રસાદી આપ, કારણકે કાલે તો મારે સદીક શેઠના મહેમાન થવા માટે ખંભાત જવું છે.

વાહરે વાહ મારા કવિરાજ મંત્રીશ્વર લ્યો, આપના હૂકમ પ્રમાણે બધું હાજર તમો તો કાંઈ અજબ પુરૂષ છો કાંઈને એક હોય બે હોય પણ તમારે તો જ્યારે હું જોઉં ત્યારે પાંચ પાંચ લલનાઓ તમારી પાસે હાજર હોય ત્યાં વસ્તુપાળ બોલ્યો આવું ખોટું ન બોલ જો જો હો કવિરાજજી સાંભળો એક તો અમો બે જણ ત્રીજી તમારી ભાંગ, ચોથી તમારી કવિતા અને પાંચમી તમારી સત્તારૂપી તલવાર. બોલો વાત સાચી કે નહીં,

તે પછી વસ્તુપાળ પણ સૂઈ ગયો અને પોતાની પત્નીઓ પણ પતિદેવની છાયામાં સૂઇ ગઈ અને પરોઢ થયું નીશાન ડંકા વાગ્યો અને

મંત્રીશ્વર વસ્તુપાળ ખંભાત જવા ઉપડયા. પોતે બરાબર બીજે દીવસે સંધ્યાકાળના વખતે ખંભાતની ભાગોળે પોચ્યો અને પોતે રાજગઢના ઉતારામાં ઉતારો કર્યો. વસ્તુપાળે સદીક શેઠની આવવાની રાહ જોઇ પણ જ્યારે સદીક ન આવ્યો ત્યારે સદીકને બોલાવવા માણુસ મોકલ્યું.

વળી સદીક જાતનો મુસલમાન હતો તેની ઉંમર વનમાં પ્રવેશ કરી ચુકી હતી. જીભની મીઠાશ અને લબાસવાલો હતો, પાટણના ભોળા ભીમને તે રમકડાની માફક રમાડતો હતો. અને ખંભાતની સત્તા પણ પોતે ભોગવતો હતો. ખંભાતની પ્રજા સદીકના જુલમથી ત્રાસી ઉઠી હતી પણ તેની આગળ બોલવાની કે માથું ઊંચકવાની હિંમત કોઈની ચાલતી નહોતી.

જ્યારે સદીકને માણુસ તેડવા ગયો ત્યારે સદીકે જવાબ આપ્યો કે હાલમાં મને કામકાજના અંગે .આવવાની ફુરસદ, નથી. મંત્રીશ્વરને કામ હોય તો ખૂશીથી અહીં આવી શકે છે કહો તો બેસવા માટે વાહન મોકલું.

આવો જવાબ સાંભળવાથી વસ્તુપાળના હ્રદયમાં મોટો આંચકો લાગ્યો. ઘણાજ વિચારમાં ને વિચારમાં આખી રાત પસાર કરી.

મસ્ત વાણિયો સમજી ગયો કે અહીં હવે દયાદાનનું કામ નથી. ઘણીજ કુશળતાપૂર્વક સામનો કર્યા સિવાય સદીક સીધો થાય તેમ નથી. તરત પોતાની ભૂલ સમજાણી. અને તે વખતે પોતાના લશ્કરમાંથી ત્રણ આગેવાનોને બોલાવ્યા અને મસલત કરી લશ્કરને આખા શહેરમાં આ દરવાજેથી બીજા દરવાજે ફેરવવું અને ગામમાં પણ જાણુ થાય કે ધોળકાથી, ને પાટણ .ઘણું લશ્કર આવ્યું છે તેવો દેખાવ થવો જોઇએ.

મક્કા દરવાજેથી પાણીયારીના દરવાજે અને પાણિયારીના દરવાજેથી પાટણુ દરવાજે અને પાટણુ દરવાજેથી ફુરજા દરવાજે આ પ્રમાણે લશ્કર ફેરવવાની સમજ પાડી શહેર નજીક આવિ જાણીબુઝીને બરાબર હોકાટા કાઢતા, ગામમાં દાખલ થાય. અને સવારે ઢંઢેરો પીટાવી દો કે ખંભાતની માંડવીનો ઈજારો આપવાનો હોવાથી દરેક વહેપારીઓએ મંત્રીજી પાસે બપોરના બાર વાગે હાજર થવું.

આ પ્રમાણે રાતરે ગોઠવેલો વ્યુહ બરાબર અમલમાં આવ્યો વહાણુ થતાં તો ગામમાં ચકચાર ચાલવા માંડી કે પાટણુ અને ધોલકાથી હજારોનું લશ્કર આવી પોચ્યું છે જયાં ઢોલ પીટાવવાનું કામ પુરૂ થયુ વળી રાણાજી કાલે આવે છે આ પ્રમાણે જાહેરાત થવાથી તો વહેપારીઓ પણુ ચમકવા લાગ્યા. જયાં બધા વહેપારીઓ ભેગા થયા ત્યાં બબ્બે પત્નિવાળો ભાંગ પીને સૂઈ રહેનારો મોજીલો વસ્તુપાળ આજે તે જુદાજ લેબાસમાંજ દેખાતો હતો. તેનું કદાવર શરીર તેની કરડી આંખ અને મંત્રીપણાની કુનેહ જોઈ બધા વહેપારી ઘડીભર વિચાર કરવા મંડી પડયા. કયાં વિલાસી વસ્તુપાળ ને કયાં આજે ખંભાતમાં આવેલો વસ્તુપાળ.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે હવે મારો કાયમનો મુકામ અહીં રહેશે અતરેના દરીયાના વહેવારની આવક મારી જાણબહાર નથી. જો કોઈ વહેપારીને લેવાની મરજી નહોય તો રાજ્ય પોતેજ માંડવી ઉઘરાવી લેશે. સમજ્યા ! મારા શેઠીઆઓ, માટે મને છેતરવાનો કોઈએ પ્રપંચ કરવો નહીં.

ત્યાં બધા વહેપારી જોઈ શકયા કે હજુ પેલા આરબ સદીક શેઠ કેમ ન આવ્યા. કોઈપણુ વ્યક્તિની રાહ જોયા વગર ઈજારાની

રકમ બોલવા લાગ્યો. કોઈએ કીધુ કે-મંત્રીજી હજુ શેઠ સદીક આવ્યા નથી. ભલે ન આવ્યા. ઘેર આરામગ્રહમાં જઈ સુઈ ગયાં હશે. પેટમાં ચૂંક આવતી હશે.

જ્યાં માગણી ચાલુ થઈ સદીક શેઠને પૂછાવવા માણસ મોકલ્યું. કે સમાચાર મલ્યા કે ખુશીથી આપી દો.

માગણી જાહેર કરી પ્રજા જોરમાં આવી. તે પછી આવેલા નવા મંત્રીને સત્કારવા સારૂ આખા શહેરમાં ધામધુમ ચાલી રહી. વસ્તુપાળ ગામમાં ફરવા નીકળ્યા. ત્યાં તો ઘણા મંદિરો પડી ગયા હતા. જળાશયો તુટી ગયા હતા. તલાવોની પાળ તુટી ગઈ હતી. મુસલમાનોની મસજીદ પડી ગઈ હતી. જૈનના મંદિરો પણ સાધારણ સ્થીતીમાં હતા. તે દરેક બાબત પોતે ધ્યાનમાં લઈ પોતે સમરાવવા સારૂ હુકમ આપી દીધો. ભૂતકાળના વખતે કુમારપાળ ને જે જગ્યાએ સંતાડવામાં આવ્યા હતા. તે પુસ્તકના ભંડારની મુલાકાત લીધી અને એક જ મુલાકાતમાં વસ્તુપાળે પ્રજાનું મન જીતી લીધું.

ત્યાં તો બીજે દિવસે સદીક જાતે જ મંત્રીજીને મલવા આવ્યો. અને નીચો નમી નમીને સલામો ભરતો ભરતો નજીક આવ્યો ત્યાં વસ્તુપાળે ઉભા થયા વગર સામે બેસવાની ઇશારત કરી.

સદીકે પોતાનું મુત્સદીપણું ચલાવ્યું. હજુર આપે કૃપા કરી આ ઈજારાની બલામાંથી બચાવી લીધો. ખુદા તમારૂં કલ્યાણ કરે કે આપે મારા ઉપર ઘણી જ દયા કરી. નામદાર. હું તો તદ્દન ત્રાસી ગયો હતો અને મારા માથે રોજની જવાબદારી જોખમની હતી. તે આપ નામદારે મને ઘણો જ બચાવી લઈ અહેશાન કર્યો. નામવર પણ પીડા તો આવતીને આવતીજ.

ત્યાં તો શહેરમાં ગભરાટ ચાલ્યો તેના સમાચાર મલ્યા કે-

દરીયામાં કોઈક શત્રુનું નૌકાદળ આવી પોચ્યું છે. લગભગ પાંચશો વહાણ હશે. ત્યાં વસ્તુપાલ સમજ્યો ત્યાં સદીક બોલ્યો. નામદાર આપ સમય ઓળખતા નથી. ખાલીપેલી દુશ્મનોને સામા આવવા ઉશ્કેરણીનું સાધન આપો છો. હું આપનો ગરમ સ્વભાવ સારી પેઠે સમજુ છું. હવે મારે તમારૂં ભાષણ સાંભળવું નથી. જે કાંઈ કહેવું હોય તે જલ્દી પુરૂ કરો. મારે ઘણું જ કામ છે.

બીજુ તો કંઈ હોય જ શાનું. પણ ભરૂચનો શંખરાજા આ પ્રમાણે દમ ભરાવવા હમેશાં આવે છે અને મારા ઉપર જુલમ ગુજારે છે.

ત્યાં વસ્તુપાળ સમજ્યો. આ શેતાનના જ કાવત્રાં લાગે છે. તેને જ બોલાવ્યો હોય તેમ લાગે છે. પણ વસ્તુપાળ ઠંડા કલેજે માણસને બોલ્યો કે જરા ભાંગ વાટી લાવ. જરા મગજ ગરમ થઇ ગયું છે તે શાન્ત કરૂં. કાં સદીક શેઠ, બીચારો શંખ તપાસ કરવા આવ્યો છે કે ખંભાતને કેટલા દરવાજા છે. કેટલા કીલ્લા અને કેટલા બેઈમાન વહેપારીઓ છે. કેટલા ખંભાતમાં ખાડા ટેકરા છે ભલે ને આવે. તે તેનું કામ કરશે. હું મારૂં કામ બજાવીશ. આપ દુખતા પેટે ઝાઝી માથાકૂટ કરી તકલીફ લેશો નહી. સદીક તો જવાબ સાંભળી પોતાના મગજમાં સમજતો હતો કે આ વાણીયો શું કરવાનો છે. પણ આતો વાણીયો હતો પણ આતો જુદો વાણીયો લાગ્યો.

ત્યાં સદીક બોલ્યો નામદાર એમ ન બોલો. તેની સાથે સમજાવટ કરી તેનું મોં બોલતું બંધ કરી દો. ત્યાં મંત્રીજી બોલ્યા કે કેવી રીતે. જે રીતે થાય છે તે રીતે.

સાંભળો સદીક શેઠ. મંત્રીજી ભાંગનો પ્યાલો પીને બોલ્યા. તમે તો પાટણને ચૂસવામાં બાકી રાખી નથી. તેથી તમે ગમે તેમ તેની ખુશામત કરો. હું તો પાઈ આપવાવાળો નથી. જે કંઈ

ડર કે બીક બતાવશે તે જોઈ લઇશ. માટે તમે હવે ખોટી વાતો કરી તમારો વખત ગુમાવશો નહી. ત્યાં સદીક ચાલ્લો ગયો અને વસ્તુપાળના સ્વભાવ ઉપર તેના કડક અવાજ ઉપર કોઇપણ જાતનો તોલ બાંધી ન શકચો. ગંભીરતાથી વિચાર કરી વીચરવાવાળો મંત્રી. શાસનદેવનું સ્મરણ કરી પોતે પાછો ધોલકે વીલે મોઢે જાય. તેમાં તેની શોભા નહી. માટે હવે તો આ પાર કે પેલે પાર. ત્યાં વીચાર પલટાવી ફરી સદીકને બોલાવ્યો. અને કહ્યું કે જાઓ તમે શંખને મળો અને એ જે રકમ માગે તે આપવા હા કહો. આપણે રાણાજીને ધોળકા પૂછાવીશું.

મને પણ તેમ થયું કે તમો રાજયના જાણીતા જુના. વળી તમારે મોટા રાણા સાથે ભાઈ જેવો સંબંધ. તેટલે ફરી મારા વીચારને બદલાવી મે તમને ખુલાસો કર્યો.

ત્યાં તો સદીક ખુશ ખુશ થયો. પોતાની ફેલાવેલી જાલમાં મંત્રી બરાબર સપડાયો છે તેમ સમજી ગયો.

જાઓ સદીક શેઠ હવે ટાઇમ ન ગુમાવો. તમો તેની સાથે સમજાવટ કરી પાછા આવો ત્યાં સુધી હું બેઠો છું.

સદીકના ગયા પછી વસ્તુપાળે પોતાની તૈયારી કરવા માંડી. જેતલદેવીના કુમાર વિરમદેવનું ઘોડીયું ખેંચનાર. જેનું નામ ભૂવણો હતું. તેનું નામ તેને બદલી ત્રિભુવનપાલ પાડયું હતું. પોતાનો ખાસ વિશ્વાસુ અંગરક્ષક બનાવ્યો હતો. પોતાની ધારણા ઘડેલી આજે છેલ્લી ઘડીએ ખોટી પડી. અને પોતાના જીવનમાં આ પહેલો જ કપરો કસોટીનો વખત આવ્યો જાણી પોતાના જીવનને ધન્ય માનવા લાગ્યો.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે સાંભળ ભુવનપાલ. ખંભાતથી અપ-

યશની ગાંઠડી બાંધી ધોલકે જવું નથી. પણ મર્દાનગી કરીને જવું છે નહી તો સામસામી માથાં ધડથી જુદાં કરી સ્વર્ગના પંથે સંચરીશું. બોલ છે કબૂલ. જેવી નામદારની આજ્ઞા. જ્યાં મારો માલીક વસ્તુપાળ ત્યાં આ તમારો ભુવનપાલ. ધન્ય છે મંત્રીના જીવટના શબ્દો. જ્યાં આવેલા સૈનીકોએ સાંભળ્યા. ત્યાંતો બધાના ચહેરા પડી ગએલા જોયા ત્યાં વસ્તુપાલ બોલ્યો કોઈને આગ્રહ કરી કહેતો નથી જેણે જવું હોય તે ખુશીથી જાય મારી રજા છે. બાકી જે મારી સાથે રહેશે તેને તેના કુટુંબને હું જીવીશ ત્યાં સુધી પાળીશ અને કોઇપણ જાતનું દુખ નહી આપુ અને તેના બાળબચ્ચને સંભાળીશ. માટે જેને મારા વચન ઉપર વિશ્વાસ હોય તે બોલો નહી તો બધા જાઓ હું ને મારો પ્રભુ. ભુવન તારે પણ માબાપ હશે તું પણ જા ત્યાં ભુવન બોલ્યો જાય એ બીજા ત્યાં લશ્કર પણ મજબુત થયું. બધાએ વસ્તુપાળને હીંમત આપી. અને વસ્તુપાળ બોલ્યો બહુ દીવસે માતૃભુમી ખાતર પ્રાણ આપવાનો ધન્ય દીવસ આવી લાગ્યો છે તે કેમ ગુમાવાય.

પણ શંખને તો જોર કરવો અને પાણી બતાવી આપવું. બોલો ત્યાં લશ્કરે હોકારો કર્યો અને બધા બોલ્યા કે અમો આપની આજ્ઞાને આધીન છીએ તેમ કહી મ્યાનમાંથી તલવાર કાઢી વસ્તુપાળને સલામી આપી.

ત્યાં વસ્તુપાળે ગર્જના કરી કે શખને પાડવાનું બીડું કોણ લે છે ત્યાં તો ભુવનપાલ બોલ્યો કે શંખને પાડવાનુ બીડું હું લઉ છું. ત્યાં તરત પાનનું બીડું ચાવી ગયો.

મંત્રી પણ મલકાયો શાહબાશ વીર. જુઓ સૈનિકો સાંભળો, હું મારા મરનાર માતાપિતાના સોગન લઉ છું. જેટલા બચશે તેટલા ઓછા માણસોને હોમીશ અને જે મરી જશે તેના બાળબચ્ચાં અને કુટુંબને જીંદગી સુધીનું પોષણ કરીશ.

ત્યાં સૈનીકો હુંશીયાર થયા. મંત્રીના વચન ઉપર શ્રદ્ધા ધરી હતાશ થઇ ગએલું સૈન્ય તેજમાં આવી ગયું. ત્યાં મંત્રીએ હુકમ

આપ્યો કે નગરના દરવાજા બંધ કરો. બધા લડવૈયાઓને જે જે જગાએ ગોઠવવા હતા ત્યાં મોકલ્યા. દરવાજા ઉપર સખત ચોકીપહેરો રાખો. સદીકના મકાન બહાર કોઈપણ નીકળે તેને ગોળીથી ઉડાવી દેજો. મને પૂછવાપણું રાખશો નહી. ત્યાં વસ્તુપાળ પોતે પોતાના રૂમમાં આવી વીચારમાલાની વીમાસણમાં પડી બડબડી રહ્યો.

કયાં લલિતા કયાં સોખૂ આજ એ તો દૂર રહી.
સાચી લલીતા સાચી સોખૂ આજે કટાર તલવાર રહી.
જેના વડે મારો બચાવ. તે સતી કરશે સહી.
મારી કટાર-મારી તલવાર મુજથી ન્યારી થાશે નહી.
બળ દેજે મુજને હે પ્રભૂ દ્વૌં પત્નીને સંભાળવા.
સહાયક-થાજે જગદંબે તુજ બાળની રક્ષા કરવા.
વણિક રીટી આજ હું રણસંગ્રામનો મહેમાન છું.
કુંવરબાઈ કેરો પુત્ર આજે હું ભાગ્યવાન છું.
મારી બાજૂ દાબા જમણી, એક સોખૂ ને લલિતા.
તેના નામથી તલવાર કટારી લઈ જાતો પતિ બતાવવા વીરતા.



## પ્રકરણ ૨૨ મું

### વસ્તુપાળની કસોટી અને આત્મબલીદાન

ખંભાતમાં આજે પ્રજામાં ગભરાટ થઈ રહ્યો છે જ્યાં જુઓ

ત્યાં વસ્તુપાળ શું કરશે. સૌ કોઈ એક જ વાત કરી રહ્યા છે. ખંભાતમાં મોટી લડાઈ થશે. અને પરદેશીઓ આવી પહોંચશે.

કારણ કે શંખના જુલ્મથી સૌ કોઈ ધ્રૂજતા હતા. શંખનું કોઈ નામ લઈ શકતા નહોતા. પ્રજા પણ એમ બોલતી હતી કે વસ્તુપાળ શંખ રાજા સામા શું લડશે. તે તો જરૂર તેના તેજમાં અંજાઈ તેની સાથે સલાહસંપ કરશે. પણ વસ્તુપાળની મક્કમતા તેની નીડરતા અને તેના પેટના પાણીનું માપ કાઢવાની કોઈની તાકાત નહોતી. શંખને તો બધા ઓળખતા હતા કારણ કે શંખના પીતાનું નામ સીંધુરાજ હતું અને સીંધુરાજ ગુજરાતના ભીમદેવની અંધાધુંધી વખતે પોતે સ્વતંત્ર રાજા થઈને બેઠો હતો અને પોતાની સત્તા જમાવી હતી અને વધુ જમાવતો જતો હતો. આજે પાટણની સત્તા તો ખંભાત ઉપર ફક્ત નામની હતી. પણ ખરી સત્તા તો સીંધુ-રાજની હતી.

તે વખતે રાણા લવણપ્રસાદે ફરી પોતાના બાહુબળથી ખંભાત કબજે કરી પાટણની સત્તાનો ધ્વજ ફરકાવ્યો હતો.

આવી પરીસ્થીતીમાં જેમ જેમ ખંભાતપરનો વહેપાર તેમજ પરદેશીઓના ત્રાસથી પ્રજાને વેઠવા પડતાં દુઃખો તેની વાત કરવા જેવી હતી જ નહી. કારણ કે એક વખતનું ખંભાત લક્ષ્મીના ખોળામાં રમતું હતું તે ખંભાત આજે ગુજરાતની ગરીબી ઉપર પોતાની નાલાસી બતાવી રહ્યું છે. આવી સ્થીતીના સંજોગોમાં પણ વસ્તુપાળે નીશ્ચય કર્યો કે હવે તો આ પાર કે પેલેપાર.

આ વખતે ખંભાતની પ્રજા પણ જાણે હતાશ અને નીરાશ થઈ મંત્રીને જે પ્રમાણે માનપાન આપ્યા હતા તે વાત ઉપર પ્રજા આજે ઉદાસ થઇ. કારણ કે વાઘની બોડ ઉપર હાથ નાંખવા જતા વખતે વાઘના શીકાર થઈ જઇએ ત્યાં આપણું શું થાય. કોઈપણ પ્રજાનો

વહેપારી સદીક શેઠના સામે થવાની તાકાત કે જીગર ચલાવી શકે તેવો નહોતો. આવી પરીસ્થીતીના સંજોગો વચ્ચે વસ્તુપાળ પોતાની યોજના બરાબર ઘડી રહ્યો હતો. પોતાની પાસે લશ્કરનું બીલકુલ જોર નથી તે સમજતો હતો છતાં હવે તો પ્રભુ પર શ્રદ્ધા રાખી જીવ સટોસટની બાજી ખેલવાને જૈન શ્રાવક આજે તૈયાર થઇ ગયો.

વસ્તુપાળ કડક બન્યો, જાણે કોઈ યમદુતનો અવતાર જેવો પોતાનો રૂઆબ બનાવ્યો ખંભાતના તમામ દરવાજા બંધ કરાવ્યા. કોઈપણ માણસ જઈ શકે નહીં તેમ આવી શકે નહીં પોતે ફક્ત પચાસ માણુસોને લઈનેજ દરીયાના કીનારા પર જવા માટે તૈયારી કરી.

આ વખતે સમુદ્રમાં શંખની તૈયારી જોતાં ભલભલાના હાંજા ગગડી જાય તેવી રીતનો લડાઈનો સરંજામ ગોઠવેલો તૈયાર હતો. શંખ ધારે તો ઘડીકમાં ખંભાતને હતું નહતું બનાવી દે તેટલી તૈયારી તેની પાસે હતી પણ એક મરણીયો સોને ભારે એ કહેવતનો સચોટ અભ્યાસ કરી વસ્તુપાળ નીડર થઇ પોતાના સ્વભાવ મુજબ સમુદ્ર નજીક આવી પહોંચ્યો.

તે વખતે શંખ સમજ્યો કે વસ્તુપાળ મારી સાથે સુલેહ કરવા સારૂ કે સમજુતી કરવા સારૂ આવ્યો છે.

તેજ વખતે નીમકહરામ સદીકને શંખે વસ્તુપાળ પાસે મોકલ્યો સદીક આવ્યો અને બોલ્યો કે જનાબ બેડો પાર ધાર્યું કામ પાર પાડીને આવ્યો છું, નામદાર શંખની ઉદારતાએ તો હદ કરી કે લક્ષ્મી ચાંલ્લો કરવા સાક્ષાત તમારા ચરણોમાં આવી ઉભી છે માટે આપ જરાપણ વીલંબ કર્યા વીના ખંભાતનો કબજો તેને આપી દો. અને ખંભાતની તમામ સત્તાના અધીકારી આપ બનો, કદાચ ખંભાત ન આપું તો.

મંત્રી બોલ્યા—તો નામદાર વાણીયા મૂછ નીચી કરો કારણ કે શંખના લડાઈના સાધન સાથે તમારા સાધનની કશી પણ કીંમત નથી માટે આપે નાહકની જીંદગી જોખમમાં નાંખવી તેના કરતાં તો આપનો જાન બચાવી લેવો તેવી મારી દોસ્ત તરીકેની સલાહ છે. સાથી કે વાણીયાને કોઈ પણ જાતની નાનમ નથી. કયાં આપ ક્ષત્રી છો માટે છાના માના રસ્તો માપી જાઓ.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તમારી દોસ્ત તરીકેની સલાહના માટે આભાર અને શંખની ઉદારતા માટે ઉપકાર.

પણ મંત્રીજી આપ હજી ભૂલ ખાઓ છો, જે આશા ઉપર આપ ભરૂશો રાખો છો પણ મારા સાંભળવામાં આવ્યું છે કે પાટણ અને ધોલકા ઉપર મારવાડના રાજાઓ હલ્લો કરવા નીકળી ચૂકયા છે ત્યાંનું લશ્કર બધું પાટણ અને ધોળકા સાચવવા સારૂં રવાના કરવામાં આવ્યું છે માટે બીજા લશ્કરની મદદ આપને મળી શકે તેવું મને દેખાતું નથી. કદાચ આપે સંદેશો કહાવ્યો તો નહીજ હોય. છતાં મોકલાવ્યો હોય તો તે સંદેશો તમારો પાણીમાં ગયો છે એ વાત સાંભળી મંત્રી વીચારમાં પડયો. સદીકનું બધું કાવત્રુ વસ્તુપાળ સમજી ગયો

ત્યાં બધી બાબતનો પૂરતો વોચાર કરી પરીણામની આશા રાખ્યા વગર મંત્રીએજ સદીકને જવાબ આપ્યો. મારા સમાચાર શંખ લુંટારાને કહેજો,

તમારી આપવા ધારેલી ભેટ તેને હું મારી ઠોકરે મારૂં છું. વળી મીથ્યા અભીમાન મૂકી તમને હુકમ કરૂં છું કે તમે ચાલ્તા જાઓ કારણ કે તમારા દાબા પગે દુખાવો બહુ થતો હશે, કારણ તેથી મને તમારા ઉપર દયા આવે છે. આ શંખ વગર લેવા દેવાએ પોતાના પમને શું કામ શીક્ષા આપે છે. બાકી હું તો જાતનો વેવલો વાણીયો

પણ મારી માતાએ જે મને ત્રાજવું તોલતાં શીખવ્યું છે તે ત્રાજુડી મારી શમશેર ને શમશેર વતી દુશ્મના રૂધીર ખેંચીશ અને તેના માથાનું તોલ મારી તલવારની ત્રાજુડીથી કરીશ.

માટે તારી બહાદુરી બાર પુતળાં બાંધી નમાલા હીચકારાઓને ડરાવે છે તો આજે તું પણ તેરમું પુતળું બાંધવા તારી માએ સવાશેર સુંઠ ખાધી હોય તો ઉતર મેદાનમાં.

ત્યાં સદીક બોલ્યો જનાબ, જરા વિચાર તો કરો. આપે શું છોકરમત કરવા ધારી છે.

ત્યાં વસ્તુપાળે જવાબ આપ્યો કે મારી જવાબદારીનું મને ભાન છે તેની જેટલી તાકાત હોય, તેટલી અજમાવીલે, વસ્તુપાળ–ભીરૂ નથી તેમ કાયર નથી. તેમ વીલાસી નથી મને મારા માલીકનું હીત કઈ બાબતમાં સમાયલું છે તેનું મને બરાબર ભાન છે. માટે આપ ખુશીથી પધારો અને તમારો દાવ અજમાવી લો.

ત્યાં વસ્તુપાળે પોતાના જે સૈનીકો હતા તેમને બધાને બોલાવ્યા, બોલો બીરાદરો હવે ખરાખરીનો ખેલ આવ્યો છે જેને મરવાની બીક હોય તે ખુશીથી પધારો, કોઈ પાછળથી દગો ન આપશો. આવો જીંદગી કુરબાન કરવાનો વખત જીંદગીમાં હંમેશાં મળતો નથી. માટે બોલો બીરાદરો તમારો જે વીચાર હોય તે સત્વર સત્ય અને બીલકુલ શરમ રાખ્યા વગર મને જણાવી લો ત્યાં ભુવનપાલ બોલ્યો, કે નામદાર આપ શુ અમને નમાલા અને હીચકારા સમજો છો અમારી જીંદગી તો રાજ્યની વફાદારી માટે, કુરબાન છે માટે આપ હવે તે બાબત કશુ પણ બોલશો નહી. બધા સૈનીકો મંત્રીના નામ પર પોતાનો જાન આપવા તૈયાર છે. શાહબાશ, ભુવનપાલ અને મારા બીરાદરો વસ્તુપાળ તમારો મંત્રી નથી પણ તમારાજ જેવો નાનામાં નાનો અને અદનામાં અદનો રાજયનો સૈનીક છે.

જ્યાં બધુ સૈન્ય તૈયાર થયું. ત્યાં ભુવનપાલ, પાનનું બીડું ચાવ્યું છે તે યાદ છે, વચનની કીંમત. જાન સાથે જાન આપવાનો અને પ્રેમમાં પણ પ્રભુતા મેળવવી તે તો સાચા મરદનું કામ છે, આ શબ્દો સાંભળતાં ભુવનપાલ ચમક્યો અને પોતે વીચાંરમાં પડી ગયો. ત્યાં વસ્તુપાલ હસ્યો,

ચમકવાનું કંઈ કામ નથી. વસ્તુપાલ મરદની કીંમત કરી શકે છે પોતે જીવી જાણે છે તેમ મરી જાણે છે, પોતાના માલીકની ટેકને ખાતર-પોતાની વહાલામાં વહાલી ચીજનો પણ ત્યાગ કરી શકે છે. સમજ્યો ભુવનપાલ- જો જો સામું શત્રુનું દળ કાળની માફક આપણા ઉપર હલ્લો કરવા તલસી રહ્યું છે. તેમ તેમ ભુવનપાલ મંત્રીના બોલ સાંભળી વીચારમાં ગરકાવ બનતો ગયો. ત્યાં વસ્તુપાળ બોલ્યો, ભલે શંખ ઉપર તારો હાથ ચલાવજે પણ પાછી પીઠ ધરીશ નહી. પણ છેવટની અણીએ મારી લાડકવાઈ બ્હેન વચજૂને ભુલીશ નહી. ભુવનપાલ મારી વચજુનો પ્રેમ તારા ઉપર ઘણા વખતથી છે તે હું જાણું છું માટે મારી મરનાર માતુશ્રીની શાક્ષી એ મારી બહેનનું સગપણ તારી સાથે કરૂ છું અને મારી બ્હેનનો હાથ તને સોંપું છું તેનું શીલ, તેનું ચારીત્ર, તેની કાલી ઘેલી ભાષા ભુવનપાળ તે ભુલીશ નહી, ત્યાં ભુવનપાલ વીચારમાં પડ્યો. વાહ મંત્રી વસ્તુપાળ કેટલો ગંભીર, કેટલો મુત્સદી, કેટલો ટેકીલો, ત્યાં તો ભુવનપાલે પડકાર કર્યો, જે શંખ હોય તે શંખ વગાડવા આવી પહોંચે અને તેની બહાદુરી બતાવી શકે છે,

ત્યાં તો બનાવટી શંખ ત્રણ ચાર બનીને આવ્યાં બધા બનાવટી શંખને ભુવનપાલે પોતાના બાહુબળથી બધાને ઠાર કરી યમદ્વારમાં પોચાડ્યા ત્યાં તો શંખ ઉપર શંખ આવતા ગયા ત્યાં ભુવનપાલ બોલ્યો કે શંખની માએ કેટલા શંખ કુતરીની માફક જણ્યા છે કે

જ્યાં જુઓ ત્યાં શંખ જ શંખ. ત્યાં ભુવનપાલ બહાદુરી ભરી વીરતાથી પોતે પોતાનું બલીદાન વયજુના પ્રેમ માટે આપી રહયો હતો. ત્યાં સાચો શંખ આવ્યો. થાકી ગયેલો ભુવનપાલ હતાશ ન થતાં પોતાની તલવાર, ભાલો, વીંઝતો ગયો. શંખ પણ તેની બહાદુરી જોઈ તાજુબ થયો, જ્યાં શંખ પર જેવો ઘા મારવા જાય છે ત્યાં તો આવતું ખંજર ભુવનપાલના પડખામાં વાગે છે ત્યાં ભુવનપાલ હંમેશના માટે આ દુનીયાનો ત્યાગ કરી તેની અમરનામના મુકતો જાય છે.

જ્યાં ભુવનપાલ મરણ પામ્યો. ત્યાં તો વસ્તુપાળ ને જોશ આવ્યો, ધન્ય છે વીર તારા આત્માને ત્યાં શંખ કહે કાં વાણીયાભાઈ તમારે પણ ભુવનપાલની જગા લેવા માટે શીખવું હોય. તો આપ, પણ પધારો, મારા વસ્તુપાળ ત્યાં વસ્તુપાળ બોલ્યો મુંઝાશો નહીં. રાજા શંખ ઘણા દીવસે વાણીયા અને ક્ષત્રીયનો મુકાબલો થવાનો પ્રસંગ આવ્યો છે. ખુશીથી આપ આપનો દાવ ચલાવો, વસ્તુપાળ ઝીલવા તૈયાર છે, ત્યાં તો જેવો શંખ વસ્તુપાળ ઉપર ભાલો વીંઝવા જાય છે તેવોજ ભાલો વસ્તુપાળે પોતાના હાથપર ઝીલી લીધો છે, સામ સામી મહારથીઓ પોતાના બાહુબળની પરીક્ષાની કસોટી બતાવે છે. મંત્રી કેમ કર્યો. પાછો હઠતો નથી. છે તો જાતનો વાણીયો પણ તેની કાયા લોખંડી છે, ત્યાં સુર્યાસ્ત થવા આવ્યો, યુદ્ધનો અંજામ પુરો થતો નથી. ભાવીનીભીતરમાં શું સમાયલુ છે તે તો જ્ઞાની જાણે પણ શંખ અને વસ્તુપાળ સામ સામી યુદ્ધ ખેલી રહ્યા છે.

# પ્રકરણ ૨૩ મું

## રણચંડિકા અનોપમા

ધોલકામાં હાહાકાર વર્તી રહ્યો છે પાટણ અને ધોલકા ઉપર મારવાડના રાજાઓ ચઢી આવે છે તેવા સમાચાર મળતાં અનોપ બોલી કે નાથ વખત પાણી બતાવવાનો આવ્યો છે આપ સુખેથી પાટણની રક્ષા માટે પધારો લશ્કર પણ સાથે લઈ જાઓ ધોલકાની ચિંતા કરશો નહિ પધારો દેવ આ દાસીની નમ્ર વિનંતિ છે કે ખાંડાના ખેલ ખેલી દુશ્મનને પકડી તમારી ફરજ બજાવો અનોપમા તો તમારી છે ને તમારી રહેશે અનોપમામાં આત્મા રાખશો નહિ. સાચી સેવા રાજભક્તિ અને નીમકહલાલી.

તેજપાળ પોતે પણ રાણા વીરધવલને સાથે લઈ પાટણ તરફ કુચ કરી ગયો ત્યાં તો શોખૂ અને લલિતા બે જણ કાગારોળ કરતાં કરતાં અનોપમા પાસે આવ્યા. દેરાણી સત્યાનાશ વળી ગયું તમારા જેઠજી આફતમાં છે ખંભાતમાં શંખ મોટું સૈન્ય લઇ દરિયો રોકીને બેઠો છે તમારા જેઠજીએ જેતલબા ઉપર સંદેશો મોકલાવ્યો છે કે લશ્કરની મદદ તરત મોકલો.

જેઠાણીજી આપ માયકાંગલા થઇ કલ્પાંત કરો તે, શૂરવીર પતીની સ્રીને શોભે નહી. શું તમે તમારૂં દઇવિત ક્યાં ગુમાવ્યું છે શું પતીની પાછળ સતી થવાની તૈયારી કરવાની. નથી શું તમને તમારા અંતર

આત્માની જ્યોત ચમકતી નથી. મારો જોડ તો એક શંખને નહી સો શંખને પૂરા પડે તેવા છે પણ તમે આવા બીકણુ અને ભીરૂ હશો તેતો મેં આજ જાણ્યાં. કાં લલીતા ભાભુ. કાં શોખૂબહેન. તમારી સાહેલીને પણ આ વખતે ભૂલી ગયા. કયાં ગઈ તમારી તલવાર, કયાં ગઈ તમારી કરાર. થાઓ તૈયાર અને જાઓ પતિની મદદ માટે. કયાં ગયો તમારો કવિતાનો પ્રેમ. કયાં ગુમાવી તમારી શૂરવીરતા, કયાં ગુમાવ્યું તમારૂ વીરાંગનાપણું.

ત્યાંતો બન્ને દેવીઓ લલિતા અને શોખુ પોતે લડાઇનો પોશાક પહેરી હાથમાં હથીયાર લઇ રાજ્યગઢમાં આવી. ત્યાં અનોપમા પોતાના આત્મા સાથે નીશ્ચય કરી તમામ જાતના શસ્ત્રો ધારણુ કરી રણ-ચંડીકાની માફક ઘોડાપર સ્વાર થઈ ધોલકાના બજારમાં નીકલી ત્યાં તો હજારો માનવમેદની અનોપમાનો લડાઇનો પોષાક જોઈ ધોળકાના નવયુવાનો પણ યુદ્ધમાં સાથ આપવા અને ધોળકાનું રક્ષણુ કરવા તૈયાર થયા. આ પ્રમાણે અનોપમાએ વગર લશ્કરે લશ્કર તૈયાર કરી રાજ્યગઢના મેદાનમાં આવી ઊભી રહી. આ વખતે સોખૂ અને લલિતા પણ પોતાના પતિને સહાય કરવા સારૂ જેતલબા પાસે આવી અને બોલી કે રાજ્યમાતા જરા ક્ષત્રાણીનું તેજ અને ગૌરવ બતાવવા બહાર નીકળો અને તમારા મંત્રી વસ્તુપાળ આજે ખંભાતમાં પોતે હજારો સૈનીકની વચમાં એકલા ઝઝુમે. અમારો પ્રાણનાથ આજે મોતના દાવ ખેલી રહ્યો છે ત્યાં તમે રાજ્યગઢની મહેલાતમાં બેસી તમે સુખ અને વૈભવ ભોગવી રહ્યાં છો. આ પ્રમાણે વસ્તુપાળની બન્ને દેવીઓ રાણી જેતલબાને મેણાં સંભળાવી રહી હતી.

આ ધાંધલ વખતે પણ જબાલિપુરના ત્રણ મહારથીઓ સામંત-સિંહ, અનંતપાળ અને ત્રિલોકસિંહ ધોળકાના રાજયમાં નોકરી શોધવા આવ્યા હતા અને રાજ્યના મહેમાન થયા હતા. આ વખતે આવેલા

ત્રણે જણાએ જેતલદેવી રાજ્યમાતાને કહ્યું કે હમો પણ તમારી સાથે યુદ્ધમાં સાથ આપવા તૈયાર છીએ. અમારા અહોભાગ્ય કે આવતાંની સાથે અમને આવો અલભ્ય લાભ મળે ક્યાંથી. માટે આપ બીલકુલ ગભરાશો નહી.

ત્યાં તો દીકરાની માયા મૂકી રાજ્યમાતા પણ પોતાના કુમળા બાળકનો ત્યાગ કરી પ્રભુના ભરૂસે રાખી. જેતલદેવી થોડું લશ્કર ત્રણ સરદારો અને વસ્તુપાલની સ્ત્રી સોખૂ વીગેરે ખંભાત જવા માટે તાબડતોબ તૈયારી કરી.

ધન્ય છે આવી વીરાંગનાઓને જે વખત આવે પોતાના પ્રાણની પરવા કર્યા સિવાય આજે પોતાની માતૃભુમીનું લુણ દીપાવી અમર નામના કરી ગઈ છે.

ધોળકા શહેરનો આજરોજ અજબ દેખાવ થઈ રહ્યો છે જ્યાં જુઓ ત્યાં અનોપમાની શૂરવીરતા અને નીડરતા. લલિતા શોખૂનો અજબ પ્રભાવ. રાણી જેતલદેવી પણ યુદ્ધના મોખરે જવા તૈયાર થતું વીગેરે વીગેરે વાતોથી આજે ધોળકા પોતાનું ભાન ભુલી ધોળકાનું રક્ષણ કરવા અને અનોપમાની આગેવાની નીચે પોતાના પ્રાણનું બલીદાન આપવા ધોળકાની સારી પ્રજા એક અવાજે તૈયાર થઈ હતી. અનોપમા બોલી કે ભાઈઓ આજે રાણા વિરધવળ અને તમારા સેનાપતિ તેજપાળ પાટણની રક્ષા કરવા માટે ગયા છે રાજ્યમાતા જેતલદેવી પણ ખંભાત પોતાના મંત્રી વસ્તુપાળને સહાયતા આપવા અને દુશ્મનોને મહાત કરવા આજે મેદાને જંગ ખેલવા તૈયાર થયા છે. મારા જેઠાણી શોખુ બહેન પણ પોતાના પતિની પાછળ રણચંડિકાના સ્વરુપમાં ખંભાતનું રક્ષણ કરવા તૈયાર થયા છે મારી લાડકવાઈ નણંદ બેન વયજુ પણ પોતાના ભાઈને વિજયમાળ પહેરાવવા માટે

જવા તઈયાર થઇ છે આવી પરિસ્થિતિ ધોળકાની તમામ જવાબદારી મારા પતિની તેમજ રાણાજીની ગેરહાજરીમાં સેનાપતિની જગ્યા પર આજે હું ઊભો છું. ધોળકાનો એકપણ યુવાન પોતાના પ્રાણનો મોહ ન રાખતાં પોતાની માતૃભૂમિની સેવા કરવા કટિબદ્ધ થશે બોલો જય સોમનાથ બોલો જયભવાની.

આ પ્રમાણે અનોપમાનો પડકાર ચાલુ થયો અને ધોળકાની પ્રજાનો કોઈ અજબ જાદૂભર્યો દેખાવ થઈ રહ્યો ધોળકાની તમામ જવાબદારી માતા જેતલબાના સાથે અનોપમાદેવી અને લલિતા બન્ને દેરાણી-જેઠાણીએ ઉપાડી લીધી અને શહેરના રસ્તા બંધ કરી હથિયાર સજી આવતા દુશ્મનને ભેટવા અને તેને મહાત કરવા તૈયારી કરી દીધી.

જેતલબાને ખાત્રી થઈ કે ધોળકાની જવાબદારી દેવી અનોપમાએ લીધી છે તેમાં સહાયતા લલિતાએ આપી છે તેમજ મારા કુંવરને પણ સાચવવાની પ્રતિજ્ઞા દેવી અનોપમાએ લીધી છે હવે મને ધોળકાની કે ધોળકાની પ્રજાની જરાપણ ચીંતા નથી

જય ભવાનીની જય ઘોષણાના અવાજ કરતું લશ્કર અને પહાડી પહેલવાન જેવા ત્રણ સરદારો અને લશ્કરના કમાન્ડર તરીકે રણચંડિકા શોભૂ વગેરે જરાપણ ટાઈમ ગુમાવ્યા વગર વીસામો લીધા વગર ખંભાતનો રસ્તો પકડયો.

ખંભાતના દરિયા કાંઠે રાજા શંખ અને વસ્તુપાળનું સામ સામો યુદ્ધ ઘણુ વીકટ અને ભયંકર સ્વરુપમાં ચાલે છે બંને મહારથીઓ પોતાના પ્રાણની પરવા રાખ્યા વગર જીવ સટોસટના ખેલ ખેલી રહ્યા છે શંખનું લશ્કર વસ્તુપાળની બહાદુરી જોઈ ચમકી રહ્યું છે. શું આ તે વાણિયો છે કે કોઈ વિકરાળ રાક્ષસ છે.

ત્યાં નીમકહરામ સદીક આ બધો ખેલ જોઈ રહ્યો છે ત્યાં તો જય ગુજરાત, જય ભવાની, જય જગદંબેના અવાજના લલકાર સાથે સામેથી લશ્કર આવતું જણાય છે ત્રણ શુરવીરો મારતે ઘોડે શ્વાસ ખાધા વગર પોતાના શરીરની પરવા રાખ્યા વગર પોતે મંત્રીનો બચાવ કરવા માટે આવી પોચ્યા. ત્યાં સદીક ચમકયો અને બાજી પલટાણી અને શંખ ચેત્યો કે હવે આવી બન્યું.

ત્યાં તો ત્રણ સરદારો પડકાર કરી બોલ્યા કે કયાં ગયો તારી માનો ટાબર શંખ, કુતરીનો જણ્યો હોયઅતો ભાગજે અને માના પેટ અવતર્યો હોય તો સામી છાતીએ ઘા ઝીલવા તઈયાર થા.

આવી વિચિત્ર ભાષા વસ્તુપાળના સાંભળવામાં આવતાં જ તેને દેવી અનોપમા યાદ આવી કે આ ભાષાતો ચંદ્રાવતીની આજુબાજુના વિભાગોની છે વસ્તુપાળ અનોપમાને માટે એક સાચી ગૃહદેવી તેમજ શીલવતી તેમજ બુદ્ધિશાળી અને ગંભીરતાની મૂર્તિ હતી તેવું તેના હૃદયમાં સંપૂર્ણ અનોપમા માટે માન અને ગૌરવ હતું.

બોલો જય રાણા વિરધવળની બોલો જય મંત્રી વસ્તુપાળની જય ગુર્જરેશ્વરીની. ત્યાં તો લશ્કર આવી પોચ્યું હતું.

શંખનું સૈન્ય અને સદીકના વહાણ વિગેરે ભાગવા માંડયા અને લડાઈ શાંત થઈ. તે વખતે રાણી જેતલબા આવી પોચ્યા કે ભાઈ વસ્તુપાળ ધન્ય છે તમને અને ધન્ય છે તમારી જનેતાને માતા મને યશ આપતાં પહેલાં તમારા વિરમદેવકુમારની દોરી ખેંચનાર જે તમારો ગુલામ નોકર હતો તે ભુવનપાળ આજે પોતાની બહાદુરી બતાવી ને અમર નામ કરી ખંભાતને આબાદ બનાવી ગયો.

મા તેને નમન કરો જે ભુવનપાળને મારો સાચો અંગરક્ષક બનાવ્યો હતો. અને મા મો કહેતાં મારી જીભ ચાલતી નથી પણ

મારી બેન વયજુને તેની સાથે લગ્ન કરવાનું પણ વચન આપ્યું હતું આ આજે મારી બહેનનું બલિદાન આપી રહ્યો છું ત્યાં તો ડુસકા ખાતી ખાતી કોઈ વ્યક્તિ રોતી હોય તેમ લાગ્યું.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે મા જેતલબા કોણ રૂવે છે.

ભાઈ તારી બહેન વયજુ રૂવે છે.

ત્યાં વસ્તુપાળની છાતી ફાટી જાય છે અને બહેનને બોલાવીને કહે છે કે બહેન તારી પીડા તારૂ હૃદય એક ભગવાન જાણે કે તારો ભાઈ વસ્તુપાળ જાણે છે બ્હેન મે તારો હાથ સૂર્ય નારાયણની સાક્ષીએ ભુવનપાલને સોંપ્યો આજે બહેન તું ખુશી થા કે તારો પતિ આજે મરતાં મરતાં પણ અમર નામના કરી પોતાનું જીવનધન્ય કરી ગયો છે બેટા તું કોની દીકરી. માતા કુંવરબાઈની દીકરી જે માતાએ સાચુ જ્ઞાન તો બેટાને મરતાં શીખવાને માટે આપણને ગળથુથીમાં આપ્યું હતું. તે જ્ઞાન આજે દીપાવ અને ગુજરાતના ઇતિહાસમાં તારૂં નામ અમર કર.

ત્યાં તો લશ્કરી પોશાકમાં પોતાની પત્નિ સોખૂ આવી કે ત્યાં વસ્તુપાળ વિચારમાં પડયો કે આ નવો સૈનિક કોણ.

ત્યાં સોખૂ આવી પોતાના પતિના ચર્ણે પડી. પોતાની નણંદ વયજૂને પણ પોતાની છાતી સરસી દાબીને હિંમત આપવા લાગી.

ત્યાં વયજુ પણ મરનાર પતિ ભુવનપાલનો હાથ પોતાના હાથમાં લઇ પોતે પતી તરીકે ધારણ કરી આખુ જીવન વીધવા અવસ્થામાં ગુમાવીશ અને મરનાર પતિના માબાપની સેવા કરીશ. મારા વીરા તારા શબ્દો આજે મને મીઠા દુધ જેવા લાગે છે ધન્ય વીરા તે તારી બહેનને આજે માતૃભુમિની તેમજ પતિના માતાપિતાની સેવા કરવાનો અવસર આપ્યો મારા વિર માતા પણ તારા માટે આજે સ્વર્ગમાંથી આશીશ આપી રહી હશે વયજુ વસ્તુપાળને તેજપાળની

બહેનો જે ભાઇઓએ પોતાના લોહી રેડી આજે ગુજરાતની પ્રજાને તેમજ ખંભાતની પ્રજાને માટે જે જોખમ ખેડી આજે દુશ્મનોને હઠાવ્યા છે તેવા ભાઈની બહેન થવાને માટે હું પ્રભુનો ઉપકાર માનું છું ભાઇ સંસારિક સુખ ભોગવતાં ભોગવતાં પણ મોત તો આવવાનું હતું. મારા પતિનું આવું મહોત તો કરોડોમાં કોઇક ભાગ્યશાળી સ્રીને મળી શકે. જે મારો પતિ મારા પ્રેમને ખાતર આજે પોતાની કાયા અર્પણ કરી માલિકનું લુણુ હલાલ કરી પોતાનું જીવન ધન્ય કરી ગયો ભાઈ હવે આ તારી વયજુના શણુગાર ઉતારી દેવાની આજ્ઞા કર, મારે તો જીવનપર્યન્ત ફકત તેમના કુટુંબની સેવા અને મારા જીવનમાં પ્રભૂ ભકિત કરવાનું બળ મળે એવી આશીશ આપ.

આ પ્રમાણે ભાઇ બહેનનો વાર્તાલાપ સાંભળી આખું સઇન્ય ગમગીન અને ઉદાસ થઇ ગયું, માતા જેતલબાએ પણ વસ્તુપાળના આત્મભોગ અને પોતાની બહેનનું બલીદાન આપી મારા રાજ્યની તેમ રાજાની જેને સેવા બજાવી પોતાનું જીવન ધન્ય કર્યું.

ત્યાં માતા જેતલબા બોલ્યા કે વીર વસ્તુપાળ હવે તારા શબ્દો અને બહેન વયજુના શબ્દો સાંભળી શકવા માટે મારૂ રદય અત્યારે કમકમે છે બેન વયજુના માથે આવેલી આફત અમારા આત્માને કોરી ખાય છે. હવે ભાઈ કૃપા કરી બહેનને શાંત કરી જરા આશ્વાસન લો.

ત્યાં ખંભાતની પ્રજા વસ્તુપાળનું પરાક્રમ જોઇ અને શંખને ઊભી પૂછડીએ ભગાવેલો જોઈ આખી પ્રજા વસ્તુપાળને માંન આપવા માટે આવી છે.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે માન તો શુરવીરને હોય મારા જેવા કાયર અને વૈભવમાં રચીપચી રહેલાને ન હોય.



## પ્રકરણ ૨૪ મું

### ભુવનપાલનું સન્માન

પ્રજા આનંદ અને ઉમંગથી ફૂલના હાર હજારોની સંખ્યામાં લઈ વસ્તુપાળને પહેરાવવા આવી હતી. ત્યાં વસ્તુપાળ કે જેને માન આપવા પ્રજા આવી છે તે પ્રજા બધી ભુવનપાલના શબની અંતિમ ક્રિયા કરવા શમશાન ભુમિમાં આવે છે અને આખી ગુજરાત માટે પોતાના પ્રાણનું બલિદાન આપી સ્વર્ગ સંચર્યો તે મહાપુરૂષને મારા કોટી વંદન હો એમ કહી પોતાની પાઘડી ઊતારી ધ્રૂસકે ધ્રૂસકે આંખોમાં આંસુધારા વહેવડાવવી ત્યાં તો આવેલી બધી પ્રજા તેમ આખુ સઈન્ય બધા સૌ ભુવનપાલની શમશાન યાત્રામાં જોડાયા. અને એક બાદશાહને જે માન અંતિમ વખતે મળે તેના કરતા પણ હજાર ગણું માન ભુવનપાલને આપવામાં આવ્યું. આ વખતે વસ્તુ-પાળની મહત્તા એક પોતાના સાધારણ સઈનિક પર આટલો બધો પ્રેમ અને તેના આપેલા બલિદાન માટે આટલું માન આપવામાં આવ્યું તેથી તો મંત્રીની શોભા ઘણી વધી.

આવેલા ત્રણ સરદારો પણ વસ્તુપાળની ઉદારતા અને લાગણી જોઈ સ્તબ્ધ થઇ ગયા.

આજે રણભુમી શમશાનભુમી બની ગઈ. જેના માટે માન આપવા સારૂ શહેરમાં પ્રજાએ રોશની કરી. દેવમંદિરોમાં દીપમાલાઓ પ્રકટાવી હતી. ઠામઠામ ડંકાનીશાન અને ભૂંગળોના અવાજ વાગી રહ્યા હતા. ખંભાતની સ્ત્રીઓ પણ ખંભાતમંત્રી વસ્તુપાળને આશી-

વાદ આપવા કુમકુમ અને અક્ષય લઈને ઊભી રહી હતી. તે આનંદની વાત એક પલકમાં ફરી ગઈ. વસ્તુપાળે પોતાનો ખેસ માથે ઓઢ્યો. સારી પ્રજાએ તેનું અનુકરણ કરી રહી. આનંદના મહોત્સવમાં મહા શોકજનક દેખાવ થઈ રહ્યો હતો.

ત્યાં વયજીકા રોઈ રહી હતી. ત્યાં પાછો વસ્તુપાળ આવ્યો અને બોલ્યો કે બહેન મેં મારો સ્વધર્મ બજાવ્યો છે. તારો સાક્ષી પ્રભુ છે અને હું છું. માટે બહેન હવે તું રડતી બંધ થા અને તારા આત્માને શાન્તી આપ.

ભુવનપાળનો મૃતદેહ ચંદનના કાષ્ટથી બાળવામાં આવ્યો અને પલકમાં અગ્નીદેવના ખપ્પરમાં બળી ખાખ થયો અને આખી માનવ મેદની પણ ખંભાતના નગરમાં સૌ સૌના સ્થાનમાં સમાઈ ગઈ અને રાત્રીના છેલ્લા પહોર વખતે બધું ખંભાત જ્યારે શાન્ત નીદ્રામાં પોઢી રહ્યું છે તે વખતે વસ્તુપાળ રાજ્યમાતાને મળવા સારૂ ગયા અને બધી તમામ વાતચીત કરવા માગતા હતા. પણ વસ્તુપાળને નહોતો ભૂલાતો ભુવનપાળ.

જેમ જેમ રાણી જેતલબા વાત કરતા જતા હતા તેમ તેમ મંત્રી વિચારની હારમાળા ગોઠવતો હતો. હવે પછી શું કરવું.

ત્યાં તો સોખૂ બોલી કે નાથ અમને ઉત્તેજન આપનાર ફક્ત દેવી અનોપમા બહેન હતા. સતીઓની પતિ પ્રત્યેની ફરજ કેવી રીતે અદા કરવી તે પાઠ જો શીખવ્યો હોય તો તે દેવી અનોપમાને આભારી છે.

નાથ અનોપમાદેવીએ તો ધોલકામાં હદ કરી નાંખી છે. ભલભલા ક્ષત્રીઓને શરમાવે તેવી રીતે આખું ધોલકાને લશ્કરના રૂપમાં બનાવી દીધું હોય તો તે ફક્ત દેવી અનોપમાની લાગણી તેની ગંભીરતા અને તેની આત્મભોગ આપવાની શક્તિ નાથ રાજ્યમાતા

જેતલબા પણ તૈયાર થયા હોય તો પણ તે પ્રતાપ દેવી અનોપમાના છે. પાટણમાંથી સંદેશ આવ્યો કે પાટણ આફતમાં છે.

ત્યાં તો રાણાજી અને તેજપાળભાઈ પાટણની રક્ષા કરવા ચાલ્યા ત્યાં તો સંદેશ આવ્યો કે ખંભાત સૈન્ય મોકલો ત્યારે તો રાણી જેતલબા મુઝાયા અને ઉપર આભ નીચે ધરતી આવી સ્થીતીમાં રાણીજી ખૂબ અકળાયા તેવામાં આ ત્રણ સરદારો આવી પહોંચ્યા. તેમને પોતાની ઉદારતા બતાવી અને તેઓ અમારી સાથે આવવા માટે તૈયાર થયા. ત્યાં મારા દેરાણી અનોપમાદેવી તો જાણે સાક્ષાત્ રણચંડીકાના સ્વરૂપમાં સેનાપતીની જગ્યા ઉપર જાણે પોતે જ ન હોય. પતિની ગેરહાજરીની જવાબદારી પોતાની જ ન હોય. તેવી રીતે પોતે પ્રતિજ્ઞા કરી કે મારા પ્રાણના ભોગે કુંવર વિરમદેવની અને ધોલકાની પ્રજાની જાન જોખમની જવાબદારી હું ઉપાડી લઉ છું. ત્યાં તો સોમેશ્વરભાઈ અને મારાં મોટા બહેન લલિતાદેવી પણ દેવી અનોપમાના વચન પર પણ મોતના ખેલ ખેલવા તૈયાર થયાં.

આ સ્થીતીમાં નાથ અમો આપની સેવામાં હાજર થયા અને આ બધો યશ હોય તો આવેલા ત્રણ સરદારો અને રાજ્યમાતા જેતલદેવીને આભારી છે.

વસ્તુપાળે બધી વાત સાંભળી. વાત સાંભળતાં તેને અનોપમા દેવી પ્રત્યે કોઈ અજબ ભાવના પેદા થઈ. ધન્ય છે ચંદ્રાવતીના ધરણાંગ શેઠની દીકરીને તેના ચરણોમાં આ વસ્તુપાળના કોટી કોટી વંદન હો તેમ મનમાં બોલ્યો.

આ બધી વાત સાંભળતાં વસ્તુપાળની છાતી ફુલાતી નહોતી. તેની ઉદાસી ફક્ત ભુવનપાલના મૃત્યુની અને બહેન વયજુકાના જીવનની હતી. વાત સાંભળી વસ્તુપાળ પોતાના કાર્યમાં ગુંથાયો. અને સૌ વીખરાયા.

આવેલા ત્રણ સરદારોનું યોગ્ય સન્માન કરી રાજ્યમહેમાન તરીકે પરોણાગત સાચવવા હુકમ કર્યો અને વસ્તુપાળે તે ત્રણે બીરાદરોનો અંતઃકરણથી આભાર માન્યો અને સૌને ધોલકે વદાય કર્યા.

●

# પ્રકરણુ ૨૫ મું

## રાણાએ માનેલો અનોપમાદેવીનો ઉપકાર.

ખંભાતનું કામ સમાપ્ત કરી વસ્તુપાળ હવે સદીકની શોધમાં પડ્યો છે ત્યાંસુધી આપણે ધોલકા અને પાટણુ તરફ નજર નાંખીએ. જ્યારે પાટણુ પર ચઢાઈ આવે છે તેવા સમાચાર મળતાં રાણો અને તેજપાળ રવાના થયા ત્યાં તો માલુમ પડ્યું કે આ સમાચાર કોઈ દુશમને ખોટા આપી પોતાનો સ્વાર્થ સાધવાનો ઈરાદો હતો. આવી હકીકત જ્યારે રાણાને અને તેજપાળને સમજાઇ ત્યારે રાણો અને તેજપાળ બન્ને જણા ધોલકા ભણી પાછા ફર્યા. ત્યાં તો ગામડે અને ગામે ગામે લોકો અનોપમાના જ ગુણો ગાતા હતા. શું રાણાજી અને તેજપાળ સેનાપતીની ગેરહાજરીમાં તો અનોપમાદેવીએ તો હદ કરી આખું ધોલકું લડાઈના રૂપમાં ફેરવી નાંખ્યું. જાણે કોઈ મહાદેવીનો અવતાર ભાગ્યાની ભેરૂ ગરીબોની માતા અને રાજ્યપ્રજાની સંપૂર્ણ લાગણી ધરાવનાર. આવી આવી વાતો સાંભળતાં સાંભળતાં બન્ને જણુ જેમ જેમ નજીક આવતા જાય તેમ તેમ અનોપમાની કીર્તિની

વાતો તે લોકો પોતાના સાચા હૃદયના ભાવથી વખાણ કરતા હતા. જાણે જગદંબાનો અવતાર. પેટે અવતાર લેવા જેવી બાઈ છે. ધન્ય છે તેની જનેતાને. ત્યાં તો બીજી બાજુ પણ સાંભળવામાં આવ્યું કે મંત્રી વસ્તુપાળે પણ ખંભાતમાં હદ કરી. રાણી જેતલબા અને સોખૂ બાઈ અને ત્રણ કોઈ વીર સરદારો પણ ખંભાતના મંત્રીની મદદે જવા ઉપડી ગયા અને પોતાના વ્હાલા રાજકુમાર વિરમદેવને પ્રભુના ભરૂસે સોંપી પોતાના રાણાજીની ગેરહાજરીમાં પોતાની ફરજ પૂરી કરવા ચાલ્યા. ત્યાં તો અનોપમાદેવીએ કુંવર વિરમદેવને પોતાના બાહુબળમાં લઈ તેની રક્ષા કરવા સાક્ષાત ભવાનીદેવીની માફક તૈયાર થઈ અને આખા ધોલકાની તેમજ પ્રજાની સાચવવાની તમામ જવાબદારી પોતાના શીરપર લઈ લીધી. તે વખતે વસ્તુપાળના પત્ની પણ લલિતાદેવી પણ રણચંડીકાની માફક રાજ્યગઢની રક્ષા કરવા હથીયાર સજી ઉભા રહ્યાં. આવી આવી વાતો સાંભળતાં સાંભળતાં રાણો અને તેજપાળ તો આભા જ બની ગયા. ત્યાં રાણાજીને અનોપમાદેવી માટે સંપૂર્ણ એક પોતાની જનેતાની માફક છૂપો પ્રેમ હૃદયમાં પ્રકટચો. ત્યાં તેજપાળ પોતાની પત્નીની સુવાસ સાંભળતો પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યો એને વીચાર કરવા લાગ્યો કે ક્યારે દેવીના દર્શન કરૂં અને તેને મારા બાહુપાશમાં લપેટી લઉં. આ વીચારમાં ને વીચારમાં રાણા વિરધવળ તથા તેજપાળ અને તેનું સૈન્ય ધોળકાના દરવાજામાં આવતાંજ પ્રજાએ રાણાજીનો જય અને દેવી અનોપમાનો જયનાદની ઘોષણાથી ધોલકાને ગજાવી મૂક્યું. રાણાજીએ ધોલકાની પ્રજામાં જે વિકાસ નીડરપણું જોતાં જ રાણા પોતે પોતાના મનમાં બોલ્યા કે ધન્ય છે દેવી અનોપમા. તેંતો ધોલકાની પ્રજાની રોનક બદલાવી મુકી રાણાજી જ્યારે રાજ્યગઢમાં આવ્યા ત્યાં તો રાણી જેતલબાએ પોતાના સ્વામીને વંદન કરી અનોપમા દેવીની સ્તુતી કરવા લાગી. ત્યાં તેજપાળ વિચારે છે કે આપણો તો કોઇ ભાવ જ પૂછતું નથી. ત્યાં તો રાણાજીએ જેતલબાદેવીને કહ્યું કે હાલને હાલ

દેવી અનોપમાને બોલાવવા માટે પાલખી મોકલો. જ્યાં સુધી એ મહા જોગમાયાના દર્શન નહી કરૂં ત્યાં સુધી મારા રહૃદયને ચેન નહી પડે. તેજપાળ ધન્ય છે તને તેં કયારે તારી દેવીને આ યુદ્ધના પાઠ શીખવાડયા. ધન્ય છે તારી બહાદુરીને અને અપૂર્વ શક્તિ. પાલખી ભોઈઓ ઉપાડી અનોપમા દેવીને બોલાવવા સારૂં જ્યાં તેજપાળના મુકામ પર આવ્યા. ત્યાં હજારો સ્ત્રીઓને અનોપમા પોતે પોતાની બુદ્ધી અનુસાર સ્વમાન અને નીડરતાનો ઉપદેશ આપી રહી હતી. અને બોલી કે બહેનો જ્યાં સુધી આપણે આપણી જાતનું રક્ષણ કરવા શક્તિમાન ન થઈએ ત્યાં સુધી આપણે આપણા શીયળનું સંરક્ષણ કેવી રીતે કરી શકીશું. માટે બ્હેનો પ્રાણ જાય તો ભલે પણ પોતાનું સ્વમાન અને શીલનો પ્રાણના જોખમે પણ સાચવવા તેજ આપણી સ્ત્રીજાતીનો ખરો ધર્મ છે. જ્યાં સુધી તમે ઘરના ખૂણામાં બેસી રહેશો ત્યાં સુધી તમને જગતની હવાનું ભાન નહી આવે. આજે મ્લેચ્છો આપણી ઘરઘરની કૂટના કારણથી આજે આપણા ઉપર સર્વોપરી સત્તા ભોગવી રહ્યા છે અને આપણી હીંન્દુ જાતિને ગુલામ બનાવી રહ્યા છે. માટે બ્હેનો આપણે ગુલામી બંધનનો નાશ કરવા કટીબદ્ધ થવું એ જ મારો તમને ઉપદેશ છે.

ત્યાં ભોઈ આવ્યો બોલ્યો કે બા અનોપમા આપશ્રીને રાણાજી હાલને હાલ બોલાવે છે.

અનોપમાં જવા તૈયાર થઈ સાથે લલિતા પણ ગઈ, બન્ને દેરાણી જેઠાણી સાથે ચાલ્યાં, રાજ્યગઢમાં આવ્યાં. રાજ્ય માતા જેતલબાને પગે લાગ્યા રાણાજીને પણ હાથ જોડી આશીશ આપી. ત્યાં તો રાણાજી બોલ્યા કે ધન્ય છે બહેન તમો તો અમારા જેવા પુરૂષો ના કરતાં પણ હદ કરી ધોલકાની પ્રજામાં નવ ચેતન રેડયું અને મારા કુંવરને સાચવવાની તેમજ ધોલકાની અને પ્રજાની જાન જોખમની જવાબદારી ઉપાડી જે સેવા બજાવી છે, તેના માટે બહેન હું તમારો આભારી છું. માટે ધન્ય છે બહેન તમારી જનેતાને અને ભાગ્યશાળી મારો સેનાપતી તેજપાળ કે તમારા જેવી પવિત્ર સ્ત્રીનો સ્વામી બન્યો

પ્રભુ તમને સુખી રાખે અને આ વિરધવળ હમેશના માટે તમારો ઉપકાર નહી ભૂલે, ત્યાં અનોપમાં બોલ્યા કે રાજન સૌ કોઈ પોત-પોતાની ફરજ બજાવી રહ્યું છે, મારો ધર્મ મારા પતિની ગેરહાજરીમાં તેમની જવાબદારી મારે લેવીજ જોઇએ અને પતિની જે ફરજ હતી. તે પત્ની તરીકે મારે સંભાળવી. એજ મારી પવિત્ર પ્રથમ ફરજ સમજીને મે મારૂ કર્તવ્ય બજાવ્યુ. પણ રાજન ધન્ય છે મારી જેઠાણી લલિતા બ્હેનને તેમને તો આખી પ્રજા ઉપર જાદુઈ અસર કરી ને પોતાનું કર્તવ્ય જે બજાવ્યું છે તે કાર્ય તો કદી ભૂલી શકાય તેમ નથી. તેમ રાજ્યમાતા જેતલબા અને સોખૂ બ્હેન તથા વયજીકા બ્હેન વિગેરે મંત્રી વસ્તુપાળના સમાચાર આવતાંજ ખંભાત જવાની તૈયારી કરી ત્યાં ત્રણ સરદારો પણ તેમની સાથે જવાનો ઉત્સાહ બતાવ્યો અને એ ત્રણ સરદારો નં હોત તો આજે ખંભાત પણ તમારૂ ન હોત, અને મારા જેઠ વસ્તુપાળે જો શૂરવીરતા ન બતાવી હોત તો આજે શંખ પોતાની સત્તાં જમાવી ખંભાતમાં બેઠો હોત, પણ રાણાજી મુળ ઉપકાર તો માનવાનો હું ભુલી ગઈ જે તમારી પગચંપી કરનાર તમારી સોનાની અંગુઠી ચોરનાર જે તમારો નોકર હતો તેનું નામ બદલી મંત્રીજીએ ભુવનપાલ રાખ્યું હતું. તે ભુવનપાલે તો હદ કરી. શંખના બનાવટી શંખને શંખલા બનાવી બચાને યમદ્વાર પોહચાડી પોતે પણ સ્વર્ગ દેવીને વરવા માટે હમેશની નીંદ્રા લઇ પોઢી ગયો ખરો ઉપકાર તો ભુવનપાલનો આવી અનેક વાતો સંભળાવી રાણાજી આ બધી વાત જાણી તેમની વેંત વેંત છાતી ઉછળવા માંડી અને પોતે મનમાં ખુશી થવા માંડયા. ફક્ત ખુશી નહોતો થતો કુંવર વીરમદેવ તેને આ બાબતમાં કશો આનંદ આવતો ન હોતો. મંત્રીની બહાદુરી પર હૃદયમાં અનેક રીતની અદેખાઇ રાખતો હતો, રાણાજીની આજ્ઞા માગી અનોપમા અને લલિતા પોતાના મુકામ પર આવ્યા અને તેજપાળ પણ પોતાને સ્થાને જવા સારૂ રજા લઈને ઘેર આવ્યા.



# પ્રકરણ ૨૬ મું.

## તેજપાળ અને અનોપ

તેજપાળ જ્યાં પોતાના મકાન પર આવ્યો ત્યારે નોકર આવી ઘોડો લઇ ગયો પોતાનો સરંજામ ઉતારી તેજપાળ પોતાના આસન ઉપર બેઠો. બોલ્યો કે કાં દેવી કોઇ આવેલા મહેમાનનો ભાવ તો પૂછો ત્યાં અનોપમા આવી, બોલીકે પધારો પ્રાણેશ બોલો શો હુકમ છે હુકમ હવે એજ કે કાલથી મારો સેનાપતીનો હોદ્દો તમે સંભાળજો અને હું ઘર કામ કરી તમારી ફરજ હું બજાવીશ.

વાહ વાહ ઘણુંજ સારૂં આટલા પ્રેમ ભર્યા શબ્દ આજે ઘણાજ મહીને સાંભળવામાં આવ્યા તેથી મારા આત્માને હું આજે ભાગ્યશાળી માનું છું.

ત્યાં તો તેજપાળ પોતે અનેક વિનોદની વાતો કરી અનોપમાને પોતાના બાહુપાસમાં વીંટાલી દીધી. અને બોલ્યો કે હવે બોલો હવે કોણ છોડાવવા આવશે,

નાથ મને છોડાવવાની ચીંતા કરનાર તો પ્રભુએ મને એવો શોધી આપ્યો છે કે જેની જગતમાં જોડ નથી. તેના જેવો કોઇ બહાદુર અને શુરવીર નથી તેના આગળ તો ભલભલા રાજાઓ પણ ચમકે છે તો બોલો દેવી તેવો કોણ છે, લ્યો બતાવું છું ત્યાં તો તેજપાળના ગાલ પર ચૂંબન કરી બોલી કે આ મારો દેવ મને બાંધનાર અને છોડાવનાર ત્યાં તો તેજપાળ પણ આનંદના આવેશમાં

આવી અનોપમાને અનેકવાર ચુંબન કરી પોતાની અંતરની આગ બુઝાવી અને બન્ને પ્રેમીયુગલ આનંદ વીનોદમાં જીવનનો રસ પીવા લાગ્યા.

કાલી ભલે કસ્તુરી પણ, જીવન તણી દેનાર છે,
સોમલ ભલે હોય ઉજળો, પણ પ્રાણનો હરનાર છે.
અનોપમા જરી શ્યામ હતી. છતાં સુંદર દેદાર છે,
પ્રેમની મુર્તી સમી, કોઇ દેવીનો અવતાર છે.
સાચી વીરાંગના અનોપમાં, શીલગુણનો ભંડાર છે.
દુઃખસુખમાં સરખી સદા, અભીમાન નહી લગાર છે.
તેજપાલ ગુણ ગાતો થકો અનોપમાં નૌતમ નાર છે,
ધન્યભાગ્ય અનોપમાનું, કે તેજપાળ જેવો ભરથાર છે.

જ્યારે બહુ રાત વીતી ત્યારે અનોપમા બોલી કે નાથ રાજ્ય-કાજના કામમાં કૃપા કરી ઉતાવલ ન કરતાં ખૂબજ વીચાર કરી પગલું ભરવા આ દાસીની વીનંતી છે.

શુરવીરો સાહસીક હોય છે સારા સારનો વિચાર કરવાની શુરવીરોમાં એ ટેવ ઓછી હોય છે પણ કેટલીક વખત શુરવીરતાની સાથે ગંભીરતાની પણ જરૂર છે માટે મારા રદયના દેવ હવે જરા દાહ્યા થઈ આ અનોપમાને જરા પોતાની ગણુશો, અલગી ન કરશો. ત્યાં તો તેજપાળ બોલ્યો કે દેવી તમારા વચનો જ્યારે જ્યારે સાંભળું છું. ત્યારે મને ઘણોજ વીચાર આવે છે તુ કોઇ ભવિષ્ય જોઇ ને બોલતી ન હોય. તેવું મને લાગે છે, તારા બોલ ઉપર મારો ભાઈ પણ તારૂ બોલેલું વચન ઉથાપી શકતો નથી. માતાનો પણ તારા ઉપર સંપુર્ણ વિશ્વાસ હતો, પણ દેવી પેલી વાત યાદ છે કે જ્યારે આપણે લગ્ન ગ્રંન્થીથી ન હોતા જોડાયા અને હડાલા ગામમાં મુકામ

હતો રાતરે જંગલમાં ધન દાટવા ગયા હતા. તે વખતે તારા ઉપર ગુસ્સે થઇ મેં તને કેવી ચુંટલી ખણી હતી. ત્યાં અનોપમાં શરમાઇ ગઇ હવે ઘેલી વાત મૂકી મારા ખોળામાં માથું મુકી જરા આરામ કરો અને થાક ઉતારો તે તમારી ચુંટલીમાં મને ઘણોજ આનંદ આવ્યો હતો, પણ બા હતા એટલે હું કંઇ બોલી ન હોતી. એકલા હોત તો ગલગલીયા કરત સમજ્યા મારા સેનાપતી દેવ, હવે પોઢો મારા પ્રાણેશ, મારા જીવનના આધાર તમારા સુખમાં મારૂં સુખ, પ્રભુ આપ તો મારા હૃદયના દેવ છો હું તો આપના ચરણકમળની રજપુ છેવટે બન્ને પ્રેમીઓ જગતની જંજાળ મુકી. બન્ને પવિત્ર આત્મા એક-એકની હુંફમાં પોઢી ગયાં, અને પ્રભાત થયું.



# પ્રકરણ ૨૭ મું.

## પાપીને પાપની શીક્ષા.

આજે આનંદમાં ગરકાવ થઈ ગએલા ખંભાતની પ્રજાને બીજી કાંઈ બાબત યાદ આવતી નહોતી. જ્યાં જુઓ ત્યાં વસ્તુપાળ મંત્રીની બોલ બોલા બોલાતી. પણ મંત્રી વસ્તુપાળને આનંદની વાતમાં

પણ રસ આવતો નહોતો. ખંભાતની પ્રજા તો તેમ સમજતી હતી કે હવે આપણે રામરાજ્યમાં બેઠા છીયે પણ પ્રજાનો જે કટ્ટો દુશ્મન જે સદીક હતો તે ક્યાં છે તેનું શું થયું તેની પણ કોઈને દરકાર નહોતી. પણ આપણા વિજેતા મંત્રીને તો સદીકની ચાલબાજી ભુલાતી નથી. તે સદીકેજ શંખને બોલાવ્યો હતો, ધોલકામાં પણ ખોટા સમાચાર તેનેજ મોકલાવ્યા હતા ગુજરાતની હરીયાળી ભૂમીને વેરાન કરનાર એ પાપી ચંડાળ હતો.

જ્યારે ભુવનપાલ શંખની સાથે યુદ્ધ લડતો હતો સદીક લડાઇનું પરીણામ શું આવે છે તે જોવા માટે પોતે આંટા મારતો હતો જે શંખ અને તેનું લશ્કર દરીયા વાટે નાશી ગયું તે વખતે શંખે સદીકને પણ સંઘર્યો નહી, ઘોબીનો કુતરો ન રહ્યો ઘરનો કે ઘાટનો, વસ્તુપાળે સદીકની તપાસ કરવા સારૂ ચારે તરફ માણુસો મોકલ્યા આખરે ખબર મળી કે સદીક પોતાના વહાણમાં ત્રણ દીવસ થયાં દરીયામાં રોકાયો છે કારણ કે તેની માલ મીલકત ખંભાતમાં હોવાથી તે બીજે જઈ શકતો નથી, ખંભાતમાં સદીક આવે તો મંત્રી વસ્તુપાળ તેને મારી નાંખે, આ બીકથી તે ખંભાતમાં આવતાં ડરે છે.

ત્યાં ખબર લાવનાર માણુસને મંત્રીએ પૂછયું કે શું સદીક અહીં આવવા માગે છે, હા. નામદાર ત્યારે સદીક તો બીચારો ભલો માણુસ છે તે કયાં બીચારો આપનો દુશ્મન હતો, તે તો આપનો બીરાદર છે. તેનો તો રાજ્ય ઉપર ઘણોજ ઉપકાર છે એ ન હોત તો આજે ગુજરાત નહોત, માટે ગાંડો છે શા માટે ન આવે ખુશીથી આવે તેના માટે મને સંપૂર્ણ માન છે કે સદીક કોઇ દીવસ બે ઇમાની કરે જ નહી, આવી આવી વાતો વસ્તુપાળની સાંભળવાથી તેનાં જે સગાં વહાલા હતા. તેને વિશ્વાસ પડયો અને જરૂર વસ્તુપાળ પોતે સદીકને કોઈ જાતની ઇજા નહી કરે.

ત્યાં તો સદીકની મુલાકાતવાળા માણુસોએ મંત્રીજીને વીનંતી

કરી કે આપ તેને બોલાવવાની આજ્ઞા આપો અને કોઇ જાતનું તેને પોતાના જીવનું નુકસાન ન થાય તેવી ખાત્રી આપો. તો સદીકને અમો બોલાવી લાવીએ ત્યાં મંત્રીએ સદીકના જાનનું જોખમ નહી થાય તેવું વચન આપ્યું.

જ્યારે સદીકને બોલાવવાની મંત્રીએ આજ્ઞા આપી. ત્યાં તો નગરજનો આવી મંત્રીજીને વીનવણી કરી કે એ પાપીને પાછો કાં બોલાવ્યો તેને તો અમને હેરાન કરવામાં બાકી રાખી નથી માટે આપ જરા વિચાર કરો.

તમો પ્રજાજન બહુ ભલા છો સદીક શેઠ તો ખુદાના અવતાર છે તેનામાં જે ભલાઇ છે તેવી ભલાઇ બીજામાં ભાગ્યે જ હશે મંત્રી પણ જાણે પોતાનાણાં કંઇ પણ બુદ્ધિ જ નથી તેમ બોલવા લાગ્યો. તેમ પ્રજાજન પણ મંત્રીને નિંદવા લાગી કે મંત્રી એતો પ્રજાની સમક્ષ સદીકને ઇમાનદાર બનાવ્યો, આવી આવી વાતો જ્યારે ઘેર ઘેર થવા લાગી. તે વાત તેના માણસો દ્વારા સદીકને પોતાના વહાણમાં પહોંચી ત્યાં સદીક ખુશી થયો અને વસ્તુપાળની બેવકુફાઇ પર હસવા લાગ્યો.

જેમ જેમ વાતો સદીકના સાંભળવામાં આવી તેમ તેમ સદીકને ખાત્રી થઇ ગઇ કે હવે પોતે આઝાદ છે.

ત્યાં જ્યારે સદીક શેઠ દરિયાના કાંઠે ઉતર્યા, ત્યાં તો મંત્રી પોતે સદીકને માનપૂર્વક લેવા ગયા અને પોતાના જ મહેમાન બનાવ્યા અને એટલી બધી આગતાસ્વાગતા કરી કે સદીક સમજ્યો કે મંત્રી તદન અક્કલ વગરનો બુડથલ છે જ્યારે મંત્રીએ સદીકને હદ વગરનું માન આપ્યું ત્યારે પ્રજા પણ સદીક શેઠના માટે માન આપવા અને જમવાનું કહેવા માટે તઇયારી કરી. ત્યાં તો પ્રજાના

આગેવાનો આવ્યા કે સાહેબ સદીક શેઠ તો આજે અમારા મહાજનના મહેમાન થશે માટે કૃપા કરો આપ હા કહો.

ત્યાં વસ્તુપાળ બોલ્યા કે ભાઈ ઉતાવળા શીદ થાઓ છો આજ તો મારા મહેમાનોને આજ તો મારે ત્યાંજ તેમના માટે જમવાનું નક્કી કરેલું છે તો સાહેબ આવતી કાલના માટે હા કહો પણ મારા શેઠીયાઓ સદીક શેઠ હવે ખંભાતની બહાર જવાના જ નથી માટે આજ તો અમારાજ મહેમાન રહેશે આવતી કાલ માટે જોઈ લેવાશે.

જેમ જેમ પ્રજાના આગેવાનોનો આગ્રહ અને મંત્રીનો પ્રેમ જોતાં સદીકને ખાત્રી થઇ કે હવે હું સલામત છું.

ત્યાં તો અનેક જાતની સુંદર પાક શાક ભજીયાં વીગેરે સેંકડો ચીજો એવી સુંદર વાનગીઓ બનાવી હતી કે જેટલા જમવા બેઠેલા તમામ લોકો રસોઈની પ્રશંસા કરવા લાગ્યા.

જ્યાં બધા જમી ઉઠયા, પાનસોપારી ગુલાબ થયાં, ત્યારે સૌ કોઇ વિખરાયા.

ત્યાં સદીક શેઠ માટે કોઈ સારામાં સારો શુશોભીત પલંગ બીછાવી સુવા માંટે પથારી કરી આપી, સદીક શેઠને પગ ચંપી કરાવવાની ટેવ હતી.

ત્યાં તો વસ્તુપાળે કરી મુકેલી ગોઠવણ મુજબ પાંચ મલ્લ ચંપી કરવા માટે આવ્યા, ત્યાં તો મલ્લે એવી ચંપી કરી કે સદીક શેઠ ઊંઘી ગયા.

ત્યારબાદ વસ્તુપાળની સુચના મુજબ જ્યારે પાંચે મલ્લોએ ચંપી એવી શરૂ કરી કે સદીક શેઠના તમામ સાંધા જુદા કરી નાંખ્યા

સદીક તો બુમો પાડવા અને પગ ચંપી ખુદાને ખાતર બંધ રાખો મારો જાન નીકળી જાય છે.

અરે મંત્રીજી આ તે પગચંપી થાય છે કે મારો જાન લેવાની દગાબાજી રચાઈ છે.

તેમ તેમ મલ્લ લોકો ચંપી જોશમાં એવી કરી કે સદીક શેઠના શરીરના તમામ ભાગ લુલા પડી ગયા. ન ઊઠી શકાય કે ન બેસી શકાય એટલા શરણુ કરી નાંખ્યા.

વાહ મંત્રીજી વચન આપી દગો ઠીક કર્યો, ના સદીક મેં જીવતો રાખવાનું વચન આપ્યું હતું તો મેં તને જીવતો રાખ્યો છે, ઘણું જીવો અને કરેલા પાપ ભોગવો,

હાય ખુદા પરવર દીગાર, મારી શી હાલત, મંત્રીજી મારા પર આવી કઠોર શીક્ષા કરતાં તમને કંઇ પણ દયાનો ભાવ પણ ન આવ્યો.

સદીક શેઠ તમે તો ગુજરાતને દયા એવી બતાવી છે કે ગુજરાત બીચારી આજે બીજાની દયા ઉપર જીવી રહી છે તારો તો ગુજરાત પર એટલો બધો રોષ હતો કે તારે તો ગુજરાતને બીજાની ગુલામ બનાવી તારે તારો સ્વાર્થ સાધવો હતો. માટે સદીક શેઠ ગભરાવવાની જરૂર નથી. તમારી પાસે તો શક્તિની ઘણી ઘણી જાતની બુટ્ટીઓ હશે તે ખાઓ અને સાજા થાઓ.

હવે તો હું સાજો થઈશ જહાંનમમાં. મંત્રીજી ભલા થઈ મને મારે ઘેર પહોંચાડો.

સદીક શેઠ તમારૂ ઘરબાર કંઈ છે જ નહી. તમારૂ ઘર ગણો કે મહેલ ગણો તે આ પલંગ અને આ પંથારી. ત્યાં સદીક ચમક્યો. પોક પોક રોવા માંડયો. ખુદાની ખાતર મને મારા ઘેર પહોંચાડો.

મંત્રી તમારાં પગે પડુ છું. શેઠ પગે લાગો ખુદાને કે તમારા પાપની શીક્ષામાંથી બચાવે. તમારા સગાંવહાલાંને વદાય કર્યાં છે. તમારી માલમીલ્કત બધી જપ્ત કરી છે અને તે રાજ્યમાં જમા થશે તેની નોંધ પણ થવા માંડી છે. માટે સદીક શેઠ ભરૂચ લેતાં ગુજરાત ખોઈ બીજાનું ભુંડું તાકતાં તમારી શું દશા થઈ તેનો ખ્યાલ કરજો. હવે રાજ્ય તમારી ઉપર કોઈપણુ જાતનો જુલમ નહી કરે.

ત્યાંતો નોકરોને હુકમ કર્યો જાઓ આ પાપીને ખંભાતના માણેકચોકના બજારમાં મુકી આવો. લોકો ખાવા આપશે તો ખાશે. ભલે રીબાઈ રીબાઈને મરે. જો તેને કોઈપણુ આશરો આપશે તો રાજ્ય તેને સખ્ત શીક્ષા કરશે. આખરે પાપી પોતાની પાછળની જીંદગી રીબાઈ રીબાઈને ખતમ કરી અને આખરે પાપનો અંજામ પાપ આવે છે.



## પ્રકરણુ ૨૮ મું

### વીરનું સ્મારક

વસ્તુપાળ મંત્રી સદીકની તમામ મીલ્કતની નોંધ કરી કરોડો ઉપરની સંખ્યાની મીલકત થશા આવી તો પણ ઘણી મીલ્કત નોંધ્યા વગરની રહી ગઈ તે તમામ અસબાબ સરસામાન વીગેરે તમામ

સદીકનું જે કંઈ હતું તે લઈ મંત્રી વસ્તુપાળ પોતાના રસાલા સાથે ધોલકામાં આવ્યા.

જ્યારે રાણા વીરધવલ સમક્ષ સારો દરબાર બેઠો છે ત્યાં આખું ગામ સદીકની મીલ્કત જોવા માટે રાજ્યગઢમાં આવ્યું છે ત્યાં અનોપમા પણ હાજર હતી. સેનાપતી તેજપાળ પણ હાજર હતા.

આ વખતે વસ્તુપાળે તમામ મીલ્કત સોનું, ચાંદી, હીરા, મોતી, પન્ના, માણેક, રત્નો કરોડોથી પણ વધુ મીલ્કત જોતાં રાણાજીની તો છાતી બેસી ગઈ. છેવટે મંત્રી બોલ્યા કે તેના ઓરડામાં પણ માટી ભરેલી હતી તે માટી પણ અણમોલી કીમતની છે. તો રાણા બોલ્યા કે ભલે ગમે તેવી હોય પણ હું તમને માટી ભેટ આપું છું.

માહારા રાજાધિરાજ ભોલા ન થશો.

અરે વાણીયા તને કહુ છું જા મેં તને માટી આપી આપી ને આપી મારા બાપના બોલે આપી.

ત્યારે બાપુ સાંભળો એ માટી નથી સોનું છે. તેનું નામ તેજં-તુરી નામની માટી છે. માટે કહું છું કે આપ છોકરમત ન કરો.

બસ હવે તું બોલી રહ્યો. ગમે તો સોનુ હોય કે દેવતાઇ ચીજ હોય તો પણ મેં તને આપી તે આપી.

જેવી નામદારની આજ્ઞા. તેમ કહી વસ્તુપાળ બોલ્યો કે મારૂં ધન તે પણ આપના રાજ્યનું છે. માટે તે બધુ પ્રજાકલ્યાણ અને ધંધાની આબાદી માટે ખેડૂતના કલ્યાણ માટે ખર્ચાશે.

તેતો રાણા કહે આપણને તેમાં સમજ નહી પડે તેથી તમારી ધ્યાન પોચે તેમ કરવા તમને સત્તા છે.

ત્યાં મંત્રી બોલ્યા કે નામદાર એક વચન માગું છું આપશો. બોલ શું વચન આપું. તો એજ માગુ છું વીરની વીરતાનું સ્મારક અને તેનું પુજન. આપ તેમાં મને સહાનુભૂતી આપશો.

કારણ કે મને ધારતી લાગે છે કે આપ હા. નહીં કહો. ત્યારે રાણો બોલ્યો કે વસ્તુપાળ તું શું બોલે છે તે સમજાતું નથી તો સાંભળો સોલંકીઓના ઇતિહાસમાં કે વાઘેલાના ઈતિહાસમાં કે ચાવડાના ઈતિહાસમાં જે થયું નથી. તે મારે કરવાનું છે અત્યારસુધીમાં તો મોટા મોટાઓના સ્મારકો મંદિરો વાવ કુવા તળાવો બંધાયા છે. પણ મારે તો આપ નામદારના હસ્તે જ તેનું ખાતમુહૂર્ત કરાવવું છે. ત્યાં બોલ્યો કે ભાઇ તેજપાળનું સ્મારક કરવું છે કે દેવી અનોપમાનું સ્મારક કરવું છે. તારી લલિતા કે સોખૂનું કરવું છે કે તારે તારી બહાદુરીનું કરવું છે કોનું સ્મારક કરવું છે તે તો બોલ ના. ના. નામદાર મારે તો એક આખરી ઘડીના સૈનિકના નામનું સ્મારક કરવું છે.

ત્યાં તો વીરધવળ રાણો બોલ્યો કે વસ્તુપાળ તમારી વાત મારા સમજવામાં આવતી નથી. શા માટે તમે બોલી શકતા નથી કેમ શાથી અચકાઓ છો. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે જે ઈતિહાસમાં બન્યું નથી. તે મારે બનાવવું છે. જગતના કોઈ રાજાએ નહી કર્યું હોય તેવી વાત મારે કરવાની છે. માટે રાણાજી હું બોલતા જરા વીચાર કરૂં છું.

ત્યાં રાણા ફરી બોલ્યા કે વસ્તુપાળ કોઈપણ જાતનો સંકોચ રાખ્યા વગર ખુશીથી બોલો. લે મારૂં વચન.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે રાણાસાહેબ, એક વખતનો તમારો પગચંપી કરનારો તમારા પગની અંગુઠી ચોરનાર. તે તમારા નોકર તે આજનો ભુવનપાલ. તેનું સ્મારક મારે ખંભાતમાં કરવાનું છે અને તેનું ખાતમુહૂર્ત પણ આપ નામદારના શુભ હસ્તે કરાવવું છે.

ત્યાં તો રાણાજી તો તેમ સમજતા હતા કે વસ્તુપાળ કોઈ મંત્રીનું કે કોઈ રાજાનું કે પોતાની અનોપમા કે લલિતાનું કંઇપણ નામ રહે તેવી વાત માગશે, પણ મંત્રીએ તો હદ કરી. કે એક

સાધારણ સૈનીકના સ્મારક માટે એની આટલી બધી ઈન્તેજારી. ત્યાં તો રાણાએ મંત્રીને શાબાશી આપી. અને પોતાની બાથમાં ભીડયો. ધન્ય છે વસ્તુપાળ જગતના ઇતિહાસમાં કોઇએ કર્યું નથી. તે તમે આજે કરી બતાવો છો. જરૂર તે ખાતમુહૂર્તમાં મોટા રાણાજીનાજ શુભ હસ્તે કરાવીશ. ત્યાં વસ્તુપાળ ખુશી થયો તે પછી પેલા ત્રણ સરદારો જે નોકરી રહેવા આવ્યા હતા. અને જે બહાદુરી બતાવી હતી તેમને બોલાવ્યા. ખુબ સન્માન આપ્યું ત્યાં મંત્રીજી વસ્તુપાળે ત્રણ જણની ઓળખાણ આપી કે આ ત્રણ સરદારો નહોત તો આજે ખંભાત પણ નહોત. અને આ આપનો વસ્તુપાળ પણ નહોત.

બોલો મારા બીરાદર તમો શું પગાર લેશો, તે ખુલાસો કરશો ત્યાં ત્રણમાંથી જે મોટો હતો તે બોલ્યો. એક મહીને લાખ દ્રામ લઈશું. આપની મરજી હોય તો હા કહો, ન હોય તો ના કહો. રાણા વીરધવળ– તો પગાર સાંભળી ઠરીજ ગયા આટલો મોટો પગાર કેવી રીતે અપાય ત્યાં મંત્રી સમજ્યો રાજાને શુરવીરોની કદર નથી. પણ મંત્રી ગમ ખાઈ ગયો ત્યાં રાણાએ પોતાની અશક્તિ બતાવી તો કંઈ નહી રાજન જેવી આપની મરજી ત્યાં ત્રણે જણાંને શોભે તેવા સરપાવ શેલા વીગેરે પોતાના મોભાસર સરપાવ આપી રાજી-ખુશીથી વદાય કર્યો, વસ્તુપાળ પોતે બધી હકીકત રાણા વિરધવલને સમજાવી. પોતે પેલા ત્રણ સરદારો ને પણ માનપુર્વક વદાય કરી પોતાના મુકામ પર આવી. ત્યાં પોતાની બહેન વયજૂકાને બોલાવી ને ભુવનપાલના સગાંવહાલાં અને તેના માબાપનાં નામ જાણી લીધાં. બહેન પણ ભાઈની તમામ વાત જાણી ખુશી થઈ અને પોતાના પતિનું સ્મારક થશે એમ જાણી તેના હૃદયમાં એક જાતનો આનંદ થયો. ધન્ય છે વયજૂકાના પવિત્ર પ્રેમને અને ધન્ય છે તેના વસ્તુ-પાળ જેવા ભાઇને. બેન વયજૂકાની સ્થીતી જોતાં વસ્તુપાળની આંખોમાં આંસુ આવ્યા. પણ લાચાર. જ્યાં ભાવી પ્રતીકૂળ હોય ત્યાં કોઈ શું કરે.

## પ્રકરણ ૨૯ મું.

### અનોપમાની વેદના

જ્યારે વસ્તુપાળ અને બહેન વયજુકાની વાત ચાલતી હતી ત્યારે અનોપમા તે વાત પોતે બધી સાંભળતી હતી. પોતાના પતિની સાહસિકતા ઉપર તેમજ પોતાના વડીલ વસ્તુપાળની બુદ્ધિ ઉપર જેટલી તેની મમતા અને શ્રદ્ધા હતી તેના કરતાં તેની શ્રદ્ધા બહેન વયજુકા પર વધારે હતી.

જે બહેન પોતાના દરેક કાર્યમાં પોતે કેટલો આનંદ આપતી હતી તે બહેન જ્યારે આજે તેને વિધવા વેશમાં જોતાં અનોપમાની છાતી ફાટી ગઈ છે તેના શરીરમાંથી જાણે ચેતન ઉડી ગયું હોય તેવી સ્થિતિ તેની થઇ રહી છે. જ્યારે વયજુકા પોતાના ઓરડા તરફ જતી હતી તે વખતે અનોપમાએ બહેન વયજુકાને બોલાવી પોતાની ગોદમાં ઘાલી બહેન તમારી સ્થિતિ જોતાં આજે મારા આત્માને કંઈ ચેન પડતું નથી પણ બ્હેન જેના ભાઈઓ આજે ગુજરાતના માટે પોતાના પ્રાણના બલિદાન આપવા સુધીની તૈયારી કરી રહ્યા છે તો તેની બહેન પણ ગુજરાતના ગૌરવને છાજે તેવું બલીદાન આપી આજે તમે તમારૂં જીવન ધન્ય બનાવ્યું છે બહેન વીરની પત્ની વીરાંગના જ હોય તેને દુનિયાના વૈભવની લાલસા ન હોય. વૈભવ તો બહેન ક્ષણભંગુર છે પણ ધર્મ અને પ્રેમ એ બેજ વસ્તુ જીવનનો વિકાસ કરનારા છે તો બહેન ધીરજ અને શાંતિથી આવેલા કષ્ટને સહન કરી તમારા મરનાર બહાદૂર પતિએ તમારો

પ્રેમ મેળવવા માટે જ મોતના ખેલ ખેલ્યા. એક સાધારણ નોકરમાંથી આજે તે વિર બન્યો અને ગુજરાતના ઈતિહાસમાં તેનું નામ અમર કરી ગયો. માટે એવાં ક્યાંથી ભાગ્ય હોય કે એવા વીરની પત્નિ બનવાનું સૌભાગ્ય તો કોઈ ભાગ્યશાલીના ભાગ્યમાં હોય તો બહેન તમે તો ખુશી થાઓ કે તમારો પતિ એક બહાદુર શંખ જેવા રાજાને મહાત કરી પોતે પોતાનું કર્તવ્ય બજાવી ગયો માટે તમો પણ તેમના પગલે ચાલી તેની વીરતાનુ પૂજન કરી સારી આ સમાજને તમારા જેવા આત્મ ભોગ આપવાનો પાઠ ઘેર ઘેર શીખવાડી સારી ગુજરાતની બહેનોને તમારા જેવી વીરાંગના બનાવો અને કહો કે વીરની પૂજા કરતા શીખો, વીર બનતા શીખો વૈભવ અને વિલાસના સુખોની ભાવનાનો ત્યાગ કરી માતૃભૂમિની સેવા કરતા શીખો.

આ પ્રમાણે અનોપમા પોતાની વેદના વયજુકા બહેનને સમજાવી રહી છે. ત્યાં તેજપાળ આવ્યાં.

દેવી,

ત્યાં અનોપમા બોલી કે બહેન તમારા ભાઇ આવ્યા છે.

જ્યાં તેજપાળને જોતાં જ વયજુકા પોતે ભાઈના ગળે બાઝી પડી અને ધ્રુસકે ધ્રુસકે રોવા માંડી અને બોલી કે ભાઇ તેજ તમારે તો ખુશી થવું જોઇએ તમારી બહેન આજે તમારા પગલે ચાલી વીરના પૂજન પૂજવાની અધીકારી બની છે. જેને મારા પ્રેમના માટે પોતાના જીવનનું બલિદાન આપી ગુજરાતનું ગૌરવ વધારી આજે અમર નામના કરી ગયા. તો હું શું તેમના ચરણોની પૂજા કરી મારી ગુજરાતની સેવા તેમ તેમના માતાપિતાની સેવા કરી. મારી જીંદગી આનંદમાં ગુજારીશ.

ત્યાં તેજપાળ સેનાધિપતી છતાં પોતાની બ્હેનની આ સ્થિતિ જોતાં પોતાની આંખોમાં પણ અશ્રૂધારા વહેવા લાગી.

ત્યાં અનોપમા બોલી કે નાથ શૂરવીરની આંખમાં આંસુ શોભે નહિ તમે તો મોતના ખેલ ખેલવા રાત દિવસ જાઓ છો ત્યાં તમને તમારી અનોપમા યાદ આવે છે શું થશે. માટે જે પુરૂષો જ્યારે યુદ્ધના મેદાનમાં જંગ ખેલવા જાય છે ત્યારે તેની સ્ત્રીઓ તો કહે છે કે નાથ બહાદુરી બતાવી કીર્તિદેવી વરીને મારા શયનભુવનમાં આવી આ દાસીને આલિંગન આપશો પણ પીઠ બતાવી બીકણુ બની પ્રાણુ બચાવી ઘેર આવશો નહિ તે શું પાઠ ભુલી ગયા આપ જ્યારે પાટણુની રક્ષા માટે ગયા ત્યારે મે કહ્યું હતુ કે આપની ફરજ ન ચૂકશો. માટે શુરવીરની આંખમાં આંસુ શોભે.

વયજુકા બહેન તમે તો એટલા બધા ખુશી થાઓ કે તમે અને તમારા પતિએ તો ગુજરાતના ઈતિહાસને ગૌરવવંતો બનાવ્યો છે. ભૂતકાળમાં પણ તમારો ઈતિહાસ લોકો વાંચશે ત્યારે જરૂર તમારા બંને જણુને ધન્યવાદ આપશે અને કહેશે કે ધન્ય છે એ વિરને અને ધન્ય છે એ વીરની વીરાંગના વયજૂકાને.

ત્યાં તો તેજપાળ પણ દેવીના વચન સાંભળી સ્તબ્ધ થઈ ગયા અને મનમાં બોલ્યો કે ધન્ય છે આની નીડરતા અને ગંભીરતાને ત્યાં અનોપમા બોલી કે—

દુઃખ પડે તો નાથ મારા કોઈ દીવસ ડરવું નહિ
આવે કદી જો આપદા નીરાશ કદી બનવું નહિ
જાય બધો દુનીઆનો વૈભવ પણ ઇજત જાશો નહી
આખર જવાનું સૌને ત્યાં છે મોતથી ડરશો નહિ.
શુદ્ધ પ્રેમમાં પ્રભુતા વસી માટે પ્રભુને ઓળખો

સચ્ચા હૃદયના ભાવથી સત્ય વસ્તુ નીરખો,
બલિદાન આપી વીર જનો, તે નામના કરી ગયા
કંગાલ ને કાયર જનો મોતથી જે ડરી ગયા
માટે કહું છું નાથ માહારા બલિદાન આપજો પ્રેમથી
કીંકરી આ અનોપમાને રાખજો નાથ સ્નેહથી

ત્યાં રાત ઘણી વીતી ગઇ તે વખતે વયજૂકા પોતાના સ્થાને ગઈ અને તેજપાળ અને અનોપમા પણ ભુવનપાલ અને વયજૂકાના આત્મબલીદાનની પ્રશંસા કરતા કરતા નિદ્રાવશ થઈ ગયાં.

●

## પ્રકરણ ૩૦ મું

## વીરની વીરતાનું પૂજન

ખંભાતમાં આજે કોઇ અનેરી ધામધૂમ થઇ રહી છે હજારો લોકો આજે ખંભાતમાં આવી રહયા છે જ્યાં નાતજાતના ભેદભાવ સિવાય સૌ કોઈ વીરની વાતો કરી રહ્યા છે.

ભાઈઓ ધોળકાના વાણિયાએ ભુવનપાલની યાદગીરી માટે ભુવનપ્રસાદ કોઈ અલૌકિક કારીગરી વાલો એવો બનાવ્યો છે કે જેની જોડ એ વખતમાં ભાગ્યે જ હશે.

જ્યારે ભુવનપ્રસાદ તૈયાર થયો ત્યારે તેની પ્રતિષ્ઠા શંભુની કરવા મંત્રી શ્રાવક જૈન હોવા છતાં મંત્રીએ પોતે કરી. અને પોતાની ફરજ બજાવી અને હજારો માણુસની વચ્ચે જ્યારે ભુવનપાલના આત્મભોગની વાત જ્યારે વસ્તુપાળે કરી ત્યારે તો ત્યાં આવેલી તમામ જનતાની આંખમાંથી આંસુનો સાગર વહેવા માંડયો તેના માતાપિતા અને નિકટના જે સગાંઓ હતા તેમને પણુ તે વખતે વસ્તુપાળે બોલાવી રાખ્યા હતા. તેઓને પણ આ ભુવનપ્રસાદની પ્રતિષ્ઠા વખતે ઘણાજ સન્માન સહિત બોલાવ્યા. તે વખતે વૃદ્ધ માતાપિતાની સ્થિતિ જોતાં તો આવેલી જનતા પણુ શોકમાં ગરકાવ થઈ ગઇ અને દરેકની આંખમાં આંસુ આવ્યા અને ગમગીની ફેલાઈ રહી.

આ વખતે ભાટ ચારણુ અને કવિઓએ વસ્તુપાળની બીરદાવલી ગાવા લાગ્યા અને વસ્તુપાળ પણુ કવિ ચારણો વીગેરેને છૂટા હાથે પોતાની લક્ષ્મી આપવા માંડી. જાણે બીજો રાજા કરણનો અવતાર સમો વસ્તુપાળ શોભવા લાગ્યો. વસ્તુપાળ જ્યારે ભુવનપ્રસાદની પ્રતિષ્ઠા કરી પોતાના બનેવીનું નામ અમર કર્યું, તે વખતે બહારગામના હજારો માણસો ત્યાં ભુવનપ્રસાદને જોવા માટે આવવા લાગ્યા.

તે વખતે કેટલાક શ્રાવકો પણ આ પ્રાસાદ જોવા આવેલા તે શ્રાવકોની સાથે એક મહાન જૈનયતિ મલ્લવાહસૂરી પણ તે વખતે પધારેલા લોકોએ તેમ ભાટ ચારણો અને કવિઓએ વસ્તુપાળની એટલી બધી પ્રશંશાની કવિતાઓ લલકારી કે વસ્તુપાળને સેજ ગર્વ આવ્યા જેવું થયું. ત્યાં મલ્લવાહનસૂરી જેવા ભુવનપ્રસાદમાં જોવા માટે દાખલ થયા. ત્યાં બોલ્યા કે આ બધી વસ્તુ કરતાં મૃગલોચની તેમ સારંગલોચની રંભા જેવી સ્વરૂપવાન સુંદરી શોભી રહી છે. ત્યાં વસ્તુપાલ આ શબ્દો સાંભળી ને આવેલા મલ્લવાહનસૂરી પર ક્રોધ

આવ્યો અને બોલ્યો કે આપ જૈન સાધુ થઇને આવા શૃંગારીક શબ્દો દેવમંદીરમાં કેમ બોલ્યા. જ્યારે મલ્લવાહનસૂરી આ શૃંગારીક બોલ્યા તે વખતે હજારોની મેદની પ્રાસાદના ભવ્ય મેદાનમાં ઉભી હતી. અને સૌ કોઇ આ શબ્દો પર ટીકા કરતા હતા, આ બાબત જોતાં વસ્તુ-પાળને મલ્લવાહનસૂરીનું મોં જોવાની પણ ઇચ્છા ન થઈ અને મનમાં સૂરીશ્વર પર ધીક્કાર છુટયો. આ પછીથી બીજા કેટલાક યતિ મહા-રાજ પણ સારી સંખ્યામાં વસ્તુપાળ મંત્રીને ધન્યવાદ આપવા આવ્યા હતા. જ્યારે બધી શુભ ક્રીયા પૂરી કર્યા પછી આવેલા બીજા યતિ-ઓએ વસ્તુપાળને આશીર્વાદ આપવા સારૂ મલ્લવાહનસૂરીનેજ મોકલ્યા.

ત્યાં સૂરીશ્વર મંદીરની બહાર આવી ભર સભામાં મંત્રીના સામે લાંબો હાથ કરીને બોલ્યા કે—

આ સંસારમાં સાર રૂપ ફક્ત એક મૃગલોચનીજ છે આ શબ્દો જ્યારે મલ્લવાહનસૂરી ફરી ફરી બોલ્યા ત્યારે વસ્તુપાળથી સહન ન થઈ શક્યું, ત્યાં તો વસ્તુપાળ આવી બોલ્યો કે મને ક્ષમા કરજો આપ એક જૈન સાધુ થઈ ને દેવમંદિરમાં–પ્રભુના નામના બદલે શૃંગા-રીક શબ્દો બોલી કેમ આપ દોષ બાંધો છો ત્યાં મલ્લવાહનસૂરી હસ્યા. વસ્તુપાળ આપ તો કવિ છો, સાક્ષર છો છતાં તમે મારા ભાવને સમજી શક્યા નહી તેજ મને નવાઇ લાગે છે. મારા જે શબ્દો બોલેલા છે તેનો ભાવાર્થ જ્યારે તમો સમજશો ત્યારે તમને તમારી ભૂલનો જરૂર પસ્તાવો થશે. હું તો એમ બોલ્યો હતો કે હે સારંગ લોચની. હે મૃગલોચની જેવી સુંદર કુંવરબાઈ માતા તને ધન્ય છે કે તારી કુક્ષીમાંથી તેં વસ્તુપાળ જેવા પુત્ર રત્નનો જન્મ આપી, તેં તારૂં જીવન સાર્થક કર્યું છે અને વસ્તુપાળ જેવા માતૃભક્તિવાળા પુત્રને ધન્ય છે જેને તારી કુખ દીપાવી છે માટે હે માતા કુંવરબાઈ આ મલ્લવાનસૂરીના તને હજારો વાર પ્રણામ છે. આ શબ્દો સાંભળી વસ્તુપાળ તો શરમીંદો બની ગયો અને પોતાના મગજમાં જે કવિતાનો અને કાવ્યનો અભિમાન હતો તે આ મલ્લવાહનસૂરીના અગાડી

ઓસરી ગયો. જ્યારે વસ્તુપાળ બોલ્યો કે ગુરૂદેવ આપ મને ક્ષમા કરો, આપની અપાર વીદ્વતા અને ગંભીરતા જોઈ આજે મારા અંધ નેત્રો ખુલી ગયા છે હે વસ્તુપાળ અમો તો શ્રી પાર્શ્વનાથ સ્વામીના કીંકરો છીયે અને મહાદેવી સરસ્વતિના ઉપાસકો છીયે અમે જ્યારે તમારી ધોળકામાં સરસ્વતી પ્રત્યેની ભાવના અને વીદ્વતાના વખાણુ સાંભળવામાં આવ્યા ત્યારે અમને લાગ્યું કે આવા સરસ્વતિના ઉપાસક મહાપુરૂષની જરૂર મુલાકાત કરવી એવો અમારા હૃદયમાં ભાવ ઉત્પન થયો જ્યારે અમે સાંભળ્યું કે એક અદનામાં અદના સેવકના આત્મભોગની મહત્તા વધારવા સારૂ તેમજ પોતાની મહત્તા દુર કરી અન્યની મહત્તા શોભાવવા ખાતર ખંભાતમાં ભુવનપ્રસાદ નામનું મંદીર વસ્તુપાળે બનાવ્યું છે અને પોતે જૈન છતાં શુંભુ દેવની પ્રતિષ્ટા પણુ પોતે કરી કોઈ પણુ જાતનો જૈનેત્તરનો ભેદ રાખ્યા સિવાય મંત્રી આજે નવી દુનીયામાં પગલા પાડી રહ્યો છે તેથી અમોએ જાણ્યું કે જે માતાની કુક્ષીએ આવા પુત્ર રત્ન પાકે તે માતા તો એક સુંદર સારંગ લોચની અને કમલલોચની સમાન પવિત્ર અને મહા સતી હોય તેજ આવા પુત્ર રત્નનો જન્મ આપી શકે જ્યારે પુરેપુરો વિસ્તાર વસ્તુપાળના સમજવામાં આવવાથી પોતાની થએલી ભૂલ અને કરેલી અવગણુા માટે વસ્તુપાળે કર જોડી વંદના કરી ગુરૂદેવની પાસે ક્ષમા માગી અને આશાર્વાદની યાચના કરી ગુરૂએ આશીંર્વાદ આપ્યો કે ધન્ય છે વસ્તુપાળના વિવેક અને વિનયને.

卐

# પ્રકરણ ૩૧ મું

## અનોપમાની ત્યાગ ભાવના

અનોપમા પોતાના નિવાસસ્થાનમાં વીચારતી હતી. પોતાની નણંદ વયજૂકાના પર તેનો અથાગ પ્રેમ હતો તેની સ્થીતિનો ખ્યાલ આવતાં અનોપમા મનમાં રડતી અને કર્મની વીચીત્ર ગતીનો ખ્યાલ કરતી હતી શાશનદેવની કૃપાથી અનોપમાને પણ એક તેજસ્વી બાળક હતો. તેનું નામ લુણસી હતું તે પોતાના મોસાળ ચંદ્રાવતીમાંજ મોટો થતો હતો તે પણ પોતાની માતા પાસે થોડા વખતથી ધોલકે આવી ગયો હતો.

માતા પોતાના પુત્રને કહે છે કે બેટા આ જગતમાં જો જીવનનો વિકાસ સાધવો હોય તો મારી આપેલી શીખામણ ઉપર જરૂર મજબુત અને કર્તવ્ય પરાયણ રહેજે, પહેલું તો એ કે પોતાના કુળને દુષણ લાગે કે અપકીર્તિ થાય તેવા નઠારાકૃત્યથી સદા દુર રહેવું, માટે બેટા પહેલા તો પિતાની મીલ્કત પર વિશ્વાસ ન રાખતાં તું તારા પગ ઉપર જીવતા શીખજે, કોઈ પણ સંજોગોમાં અસત્ય વસ્તુનું આચરણ કરીશ નહીં. દુખી દીનની સેવા કરજે. પણ તેને રીબાવી દુખી કરીશ નહી. પરાઈ સ્ત્રી માતા અને પોતાની બહેન ગણી તેની બને તેટલી સેવા કરી તેના દુખનો ભાગીદાર બનજે દુશ્મન સામે ટક્કર ઝીલવા તારા બાપુથી પણ સવાયો બનજે બેટા કોઈ પણ દિવસ વિશ્વાસઘાત કોઈથી કરીશ નહી. ગમે તેવા દુખના પ્રસંગમાં પણ પ્રભુ ભક્તિ અને ધર્મની શ્રદ્ધાને ગુમાવીશ નહી. ન્યાયનીતિનું

વન ઉપાર્જન કરી તે ધનથી ગરીબોના દુખ દૂર કરજે બેટા લક્ષ્મી ચંચળ છે તે કોઈની થઈ નથી. થવાની નથી. માટે પારકી આશાએ જીવવા કરતાં પોતાની બાહોશી અને બહાદુરીથી તદન જીવો, અને સ્વમાનની કીંમત આંકજો તારા બાપુ તથા કાકાજી તો આજે કોઈ જુદી દીશામાં પ્રયાણ કરી રહ્યા છે પણ વખત આવે તો તને તેઓના કાર્યમાં કંઈપણ ઉણપ દેખાતી હોય તો વિનય અને વિવેકથી સત્ય વસ્તુ સમજાવજે. અનોપમાંનો દીકરો ભલે થયો બેટા પણ તારા બાપુએ જે આબરૂ મેલવી છે તેનાથી સવાઈ મેળવી તારી માતાના આત્માને શાંન્તી આપજે. જીવનભર સેવા કરવામાં છે તે બીજામાં નથી. તેટલું સમજી માતાની શીખામણ પુત્ર બરાબર એક ધ્યાનથી શ્રવણ કરી પોતાની માતાના ચર્ણોમાં પોતાનું શીર ઝુકાવી બોલ્યો કે મા તારો લુણુસી તારી શીખામણના એક એક શબ્દને પોતાના પ્રાણ સાટે સાચવશે અને તારો દીકરો તારા આશીર્વાદના પ્રતાપે મારા બાપુ અને મારા વડીલના પગલે જરૂર નીતિથી ચાલી પોતાના સ્વમાનની કીંમત જરૂર શીખશે. પોતાના બાળકના આવા સુંદર વચનો સાંભળી માતાના હૃદયમાં અનેરો આનંદ આવ્યો ત્યારે માતાએ વિચાર કર્યો કે— પોતાના મનમાં ચાલી રહેલી છૂપી ભાવના પોતાના પતિદેવને કહેવી અને તેમની સંમતિ-હોય તો મારે-મારા જીવનનો કાર્યક્રમ બદલવો. ત્યાં તેજપાળ આવ્યા. સતિ ઊભી થઈ વિનયથી બોલી. નાથ જરા આરામ કરો, પછી મારે તમને કંઈ વાત કરવી છે તેજપાળ પણ પોતાની પ્રીયતમાની ગંભીર મુખ મુદ્રા જોઈ બોલ્યો મારે આરામની જરૂર નથી, વીના સંકોચે ખુશીથી બોલો નાથ, આપના કુંટુંબમાં એક એવી ભયંકર વસ્તુ સાચવવાની છે અને જીવન કાળ તેમ બ્હેન વયજૂકા પર ઉપકાર કરી આપ વયજૂકા બહેનના સહોદર તરીકે આપ આટલો આત્મભોગ આપી આપની દાસી અનોપમાને કૃતાર્થ કરશો. ત્યાં તેજપાળ તો ચમકી ગયો પોતાની પવિત્ર પતીપરાયણ દેવીની મનમાં સ્તુતી કરવા માંડયો, અને પોતે મહા

ગુંચવણમાં આવી પડયો, આ વખતે બન્ને દંપતી પણ ભરયુવાની અવસ્થામાં હોવાથી તેજપાળનો આત્મા મહા વિચારમાં પડયો ત્યારે સાહસીક પુરૂષ પણ કોઈ વખત પોતાની સાહસીકતાથી જગતપર ઘડો બેસાડી શકે છે તેવીજ રીતે બોલ્યો કે દેવી ધન્ય છે તમારી માગણી માટે જરૂર વિચાર કરી તમને સંતોષ આપીશ, નાથ જેના ઘરમાં વીધવા બ્હેન કે દીકરી હોય તેના મા-બાપ કે વડીલ પણ હોય તે જ્યારે પોતાના સુખ વૈભવનો ત્યાગ કરે તોજ તે વિધવાનો વૈધવ્ય ધર્મ સચવાઈ રહે નહી તો સચવાવવો મુશ્કેલ છે આવી અનેક વાતો કરી તેજપાળ પણ પોતાના જીવનને ધન્વ માનતો કે મારા અહો ભાગ્યય કે હું આવી પવિત્ર પ્રિયતમાનો સ્વામી બન્યો.



# પ્રકરણ ૩૨ મું.

## પહેલા વચન પછી સંઘ

વાંચક વર્ગ હવે આપણે ખંભાત પર નજર નાંખીયે ખંભાતની પ્રજા આજે દરેક બાબતથી વસ્તુપાળ મંત્રીની બાહોશાઈ અને કાર્ય-કુશળતાથી સુખી છે ખંભાતમાં હવે કોઈ જાતની ઉપાધી જેવું નામ પણ નથી વળી વસ્તુપાળની બન્ને પત્નીઓ સોખૂ-અને લલિતાદેવી

પણ ખંભાતમાં મંત્રી વસ્તુપાળની સાથે જ રહે છે બહેન વયજૂકા તો ભુવનપ્રસાદના મંદિરમાં પોતાના પતિદેવનું પુજન કરે છે અને પતિના વૃદ્ધ મા-બાપની સેવા કરી પોતાનું જીવન વ્યતિત કરે છે.

ત્યારે વસ્તુપાળની લલિતાને પણ એક પુત્ર રત્નનો જન્મ થયો છે. તેનું નામ જેતશી પાડવામાં આવ્યું છે તે આજે પાંચ મહીનાનો બાળક પારણામાં ઝુલી રહ્યો છે અને બધા આનંદની વાતો કરતા કરતા વસ્તુપાળે લલિતા દેવીને વાત કરી કે ખંભાતના શ્રાવકો સીદ્ધાચલજી અને રૈવતગીરી. ગીરનારની યાત્રા કરવા સારૂ થન થની રહ્યા છે તો મારો વિચાર પણ એક સંઘ કાઢી દરેક ગામમાં આમંત્રણ આપી બધાને યાત્રાનો લાભ આપવાનો છે તો દેવી લલિતા તેમાં તમારો શું વિચાર છે.

નાથ આવા શુભ કાર્યમાં કઇ અભાગણી હોય કે ના કહે ખૂશીથી આપ સંઘ યાત્રાનો વિચાર નક્કી કરી દેવી અનોપમાને પણ ધોળકે ખબર આપો. અને સમગ્ર જૈન સમાજને તેમ સાધુ સાધ્વીને આમંત્રણ આપી મળેલી લક્ષ્મીનો સદુપયોગ કરો.

ત્યાં પત્નિની સલાહ મળતાં વસ્તુપાળે વિચાર નક્કી કર્યો. અને કાસદને ધોળકે મોકલ્યો તેજપાળ અને અનોપમાદેવીને સમાચાર મોકલાવ્યા કે આપ પણ સંઘ યાત્રામાં જોડાવવા સારૂ તૈયાર થઇ રહો.

કાસદ રસ્તો કાપતો કાપતો ધોળકામાં તેજપાળના મુકામ પર આવી. દેવી અનોપમાને સમાચાર આપ્યા કે મહામંત્રી વસ્તુપાળે વિનંતિ કરી અને આગ્રહપૂર્વક કહ્યાવ્યું છે કે આપ પણ સંઘમાં સાથે આવવા માટે તૈયારી કરો, જેઠનું આમંત્રણ સાંભળી અનોપમાને સહેજ હસવું આવ્યું સાથે દીલગીરી પણ થઈ. ત્યાં કાસદને પોતે સમાચાર આપ્યા કે મારા વડિલને કહેજો કે સંઘમાં આવવાની બીલકુલ ઇચ્છા નથી પછી તો વડિલનો હુકમ હશે તો જરૂર આવીશ પણ

મારો આત્મા ના પાડે છે કે મારે આવવું નથી. કાસદ સમાચાર લઈ ખંભાત પહોંચ્યો. મંત્રીને સમાચાર આપ્યા, સમાચાર સાંભળી વસ્તુપાળ વિચારમાં પડયો કે કંઈક દેવી અનોપમાને ખોટું લાગ્યું છે માટે ચાલ ધોળકે જઈને મળી આવી વાતનો ખુલાસો કરૂ. મંત્રી વસ્તુપાળ સાંઢણી સ્વાર થઈ તાબડતોબ ધોળકા આવ્યા.

નાનાભાઈ તેજપાળે ભાઈને નમસ્કાર કર્યા પુત્ર લુણસીએ પણ કાકાને નમસ્કાર કર્યા. દેવી અનોપમાએ પણ નમસ્કાર કર્યા. ત્રણે ત્રિપુટી સાથે બેઠી છે લુણસી વસ્તુપાળના ખોળામાં બેઠો છે ત્યાં વસ્તુપાળે વાત ઉપાડી કે અનોપ શા માટે સંઘમાં આવવાની ઈચ્છા નથી.

ત્યારે અનોપ બોલી કે જેઠજી અત્યારે તો યાત્રા શોભશે નહિ.

ત્યાં વસ્તુપાળ બોલ્યા કે ખંભાતના શ્રાવકો તો એકે પગે થનથની રહ્યા છે અને તમારી જેઠાણીનો પણ સંપૂર્ણ સહકાર છે તો તમે કેમ ના પાડો છો તેની મને સમજ પડતી નથી.

વડિલ તમને સમજ પડયા વિના આ કાર્ય ઉપાડવાનો વિચાર કર્યો હશે શ્રાવકો બિચારા યાત્રાનો લાભ લેવા કેમ ખુશી ન હોય પણ સારાસારનો વિચાર કર્યા વગર જે પગલું ભરવામાં આવે તે ભવિષ્યમાં દુઃખરૂપ થાય છે માટે આપ શાંતિથી વિચાર કરશો.

અનોપમા જેમ જેમ વચનો બોલતી જતી હતી તેમ તેમ વસ્તુપાળ પણ તેની નિડરતા ઉપર ખુશી થતો હતો. ત્યારે કહો તમારી કઈ સલાહ છે મારી તો સલાહ એજ કે બહેન જેતલબાને આપેલું વચન યાદ કરો. બહેનનો ગએલો માલ પાછો લાવી વામાસ્થલીને જમીનદોસ્ત કરી સૌરાષ્ટ્રનો કબજો મેળવી વિજયયાત્રા પૂરી કરી પછી ધર્મયાત્રાનો વિચાર થાય તો સારૂં. શાથી કે સૌરાષ્ટ્ર આજે ધોળકા

પર અને પાટણ પર મીટ માંડી રહ્યું છે કદાચ તમે સંઘ લઈ નીકળ
રસ્તામાં ન કરે નારાયણ ને કંઈ લડાઈ થઈ તે વખતે તમે સંઘ
સાચવશો કે યુદ્ધમાં જશો માટે સૌરાષ્ટ્ર કબજે કરી ભૂમિકા સ
કરી રસ્તો સરલ કરી પછી મારા વડિલ ખુશીથી યાત્રા સંઘ. કા
યશ મેળવો. પણ પહેલાં તો આપેલું વચન પૂરૂ કરવા તમો આળ
ન કરો, આપ ખંભાતમાં સત્તાધારી બન્યા મારા બન્ને જેઠાણી અ
ભાઈ જેતશીના આનંદમાં કર્તવ્યપરાયણતા ભૂલી ગયા.

રાણી જેતલબા પણ રાણાજીના પ્રેમમાં મશગુલ બની પો
લીધેલી પ્રતિજ્ઞા વિસરી ગયા, તમારા ભાઈ પણ સેનાપતિ ભલે બન
પણ તે પણ જરા પ્રમાદી બની આજે પોતાની કઈ દિશામાં
પરિસ્થિતિ છે તે પણ સમજી શકતા નથી. માટે વડિલ મારી વા
જો આપશ્રીને ઠીક લાગતી હોય તો કર્તવ્ય જે અધુરૂં છે તે આપે
વચન અને લીધેલા સોગન પાળો, નહિ તો જેવી વડિલની ઇચ્છા
તો બાળક છું મને જે સત્ય સુઝયું તે સત્ય આપની રૂબરૂ સંક
વગર દીલ દુભવ્યા વગર મેં કહ્યું તેની સાથે પણ વયજૂકા બહેન
જીવન પવિત્ર અને સંયમી કેમ બને તેના માટે પણ વડિલ આ
વૈભવ વિલાસનો મોહ ઓછો કરી બહેનને સંયમમાં મજબુત બ
વાનો પાઠ શીખવાડો અને ભાઈ તરીકેની ફરજ ભૂલી ન જ
પૂરી કરો.

વસ્તુપાળને અનોપમાના શબ્દોની બહુજ અસર થઈ અ
સમજ્યો કે મને ગંભીર ભૂલ કરતા આ મહાદેવીએ બચાવ્યો મન
બોલ્યો કે મારી માતા કુંવરબાઈની ખોટ જો આજે પૂરી પાડી સા
સલાહ આપી હોય તો તે ફક્ત દેવી અનોપમાને આભારી છે માતા
મરતાં મરતાં જે વચનો કહ્યા હતા કે કંઈપણ નાનું-મોટું કામ કર
વખતે સલાહ લો તો અનોપની લેશો તે વાત આજે સત્ય અ
સાચી પડી.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે આ બધું તમને સમજાવ્યું કોણે સમજાવે કોણ સમજ્યો આ બધા તેજલના કામ છે હોય જનેજેને લોકોના મહેણા સાંભળવા પડે, સૌરાષ્ટ્રના રાજાઓ તમારા સામે દુશમનાવટ અને બહારવટું ખેડે રાણી જેતલઆ પણ પતિની શોડમાં પૂરાઈ રહે તો જે બહાર હોય તેને સાંભળવું પડે ને.

ધન્ય છે દેવી તમારી બુદ્ધિ અને કાર્યદક્ષતાને તમે તો અમારા કુટુંબમાં એક રત્ન સમાન છો કે તમે મારા જેવાને કર્તવ્યદિશાનું ભાન સમજાવ્યું.



# પ્રકરણ ૩૩ મું

## વસ્તુપાળની કાર્યદક્ષતા

અનોપમાની અનુપમ સલાહથી વસ્તુપાળને પોતાની બુદ્ધિનો ગર્વ ઉડી ગયો અને બોલ્યો કે 'બહુરત્ના વસુંધરા, પોતે સ્નાન ભોજન ક્રિયાને પતાવી રાજગોર સોમેશ્વર પાસે ગયો. અને વામાસ્થળીની બાબતમાં સોમેશ્વર દ્વારા કામ લેવા નિશ્ચય કર્યો કારણકે આ પ્રશ્ન જેટલો સહેલો હતો તેટલોજ મુશ્કેલ હતો કારણ કે આ તો વાત જેતલઆના પિયરની હતી.

ત્યાં વસ્તુપાળ સોમેશ્વરના પાસે આવ્યા. ત્યાં સોમેશ્વર પાસે બીજી કોઈ બે વ્યકિતઓ બેઠેલી હતી. ત્યાં સોમેશ્વરે રમુજ કરી પધારો બીજા કરણુરાજ વસ્તુપાળ.

કારણુકે વસ્તુપાળના દાનની પ્રશંસા ચારે દિશાએ પ્રસરી હતી અને જનતાએ તેને પણુ ઘણા ઘણા સન્માનના શબ્દોથી પદવીઓ આપી હતી. કાં સોમેશ્વર ઠીક તમે પણુ મારી થેકડી કરો છો. કાં શી વાતચીત ચાલે છે વાત એજ કે તમે તમારી બે પત્નીઓ અને જેતશી સાથે ખંભાતમાં મોજ કરો. કારણુ કે તમે હવે વૈભવવાળા સત્તાવાળા એટલે તમને કોણુ કહે પણ આ બે પ્રજાજનો તમારા સંબંધી ફરિયાદ કરવા આવ્યા છે.

ત્યાં તો મંત્રીની નજર તે બન્ને વ્યકિતઓ પર પડી. અને તરત ઓળખ્યા. વાહ, વાહ આ તો આપના જુના અને જાણીતા દેવરાજ પાટીલ.

ત્યાં તો આડી અવળી વાતો કરી દેવરાજ પાટીલને પૂછ્યું કે આપ ગામડેથી અતરે કેમ પધારવું થયું.

થાયજને ભાઈ જ્યારે જ્યારે મારા મનને ઊમળકો થાંય ત્યારે આવું બાકી તો આનંદ છે પણુ મંત્રીશ્રી તમે તો હવે ખંભાતમાં પણુ આનંદ અને વૈભવ વિલાસના કામમાંથી ઉંચા પણુ આવતા નથી, તેમ દેવરાજ પાટીલ બોલ્યો, તેજપાળભાઈ પણુ હમણાં બધુ આગળનું પાછળનું ભૂલી ગયા છે. રાણુાજી પણુ જાણે મોટી ધાડ મારી બધો વિજય કરીને આવ્યા હોય તેમ શાંતિથી રાજ્યમહેલમાં આનંદ ભોગવી રહ્યા છે મારા વીરધવળનો કોઈ ચારણુ કે કોઈ કવિઓએ તેની બિરદાવલીના ગુણુગાન ગાયા નથી ત્યાં સુધી મારૂ હૈયું શાંત થતું નથી.

ત્યાં બાઈ બોલી કે બધા વિજયના ધણી તો આજે બે ભાઈઓ જ છે. બધી શુરવીરતા નિડરતા આજે તેમનામાંજ સમાઈ ગઈ છે. બધા ભાટ ચારણો તેમનાજ ગુણ ગાય છે પણ મારા વિરૂનો કોઈ ભાવ પણ પૂછતું નથી.

ત્યાં મંત્રી ચમકયો અને બોલ્યો કોણ મદનબા.

ત્યાં મદનબા ચમકી ગઈ મારૂ નામ કોઈપણ વ્યકિત જાણતું નથી અને આ શું.

મંત્રી પણ શાણો હતો માડી ગભરાશો નહિ, અમો તો તમારા બાળકો છીએ. તમે તો અમારા પૂજનિક માતાના સ્થાને છો.

માતા મંત્રી ઉપર ભરૂસો રાખશો કે રાણાને હવે શાંતિથી વૈભવ ભોગવવા નહિ દઉ તેને તેની ફરજનું ભાન કરાવીશ.

આટલી વાત સાંભળ્યા પછી બંને વ્યક્તિઓ ચાલી ગઈ અને શાંતિ પથરાઈ. બન્ને સોમેશ્વર અને મંત્રી વસ્તુપાળ વાતચીત કરી મોડી રાત્રે જુદા પડયા સવારનો પહોર થયો રાજ્ય પુરોહિત સોમેશ્વર પૂજાનો સામાન લઈ દેવી જેતલબાને આર્શીવાદ દેવા ગયો જેતલબા બોલ્યાં કે સોમેશ્વર શું મંત્રી આવ્યા છે.

હા બા આવ્યા છે અને પોતે સિદ્ધાચલજીનો સંઘ કાઢવાના છે.

એમ કે લ્યો ત્યારે બહુ આનંદની વાત ત્યાં જેતલબા બોલ્યા મંત્રી મને સંભારતા હતા છે તો કુશળ ને હા, બા સંભારતા હતા અને ધોળકાની હકીકત બધી પૂછતા હતા.

શું પૂછતા હતા.

કંઈ નહિ. તે તો અમારા બન્ને જણની મિત્રાચારીની વાતો.

બા. મંત્રીનો વિચાર કંઈ સંઘ કાઢવા માટે મુંઝાયો છે. શા માટે બા એ પૂછ્યું. શા કારણથી ત્યાં લાગ જોઈ સોમેશ્વર બોલ્યો કે મંત્રીએ કીધું

કે કદાચ સંઘ કાઢું અને સૌરાષ્ટ્રના રાજાઓ તરફથી કંઈ હલ્લો કે ધીંગાણું થાય, તેનો પણ ભય તો ખરો ને, કારણ કે હજુ આપણી આજ્ઞા સૌરાષ્ટ્રના રાજાઓ કયાં માને છે. વળી વામાનસ્થલીની વાત જે શાન્ત પડી ગઇ છે તે પાછી તાજી થાય, અને નવી ઉપાધી આવી પડે. આવા કેટલાક વિચારથી વસ્તુપાળ મંત્રીનું મન જરા સંઘ કાઢવા માટે કચવાય છે.

જ્યાં પોતાના પીયરના ગામનું નામ સાંભળતાંજ રાણી જેતલ બા શરમાઇ ગયાં અને બોલતાં બંધ થયા, તે વખતે લાગ સાધી સોમેશ્વર બોલ્યો. કે લોકો તો જેમ ઠીક લાગે તેમ બોલે, તેમાં લોકોના બાપનું શું જાય છે, લોકો શું કહે છે, જેતલબાએ પૂછ્યું. લોકો તો કહેજ ને રાણાજીએ કંઈ એવો ધાડ મારી કે શાંન્તીથી રાજ્ય મહેલમાં રાણીજીની પાસે ને પાસે ભરાઈ ગયા છે, ગામને મોંઢે ગરણું બંધાય છે, લ્યો બા હવે હું જઉં છું. ત્યાં જેસતબા બોલી કે જાઓ છો કયાં ઉભા રહો. મને સલાહ આપતા જાઓ મારે હવે શું કરવું.

બા. અમે બ્રાહ્મણભાઈ લાડવા સિવાય બીજી વાત ન સમજીએ માટે જ્યારે પત્રાળી જમાડવાની વાત હોય ત્યારે બ્રાહ્મણભાઈની સલાહ પૂછવી. લ્યો જયશંકર ત્યાં રાણીના મનોભાવ બદલાયા. પોતાની ભૂલ પોતાને સમજાઈ અને સોમેશ્વરને કહ્યું કે બોલો હવે કેમ કરવું, તો લ્યો, બા. સાહેબ આપણી તો સલાહ એજ કે જયાં સુધી સૌરાષ્ટ્રનું કાર્ય ન પૂરૂં થાય ત્યાં સુધી મંત્રીજીને સંઘ કાઢવાનું બંધ રખાવો, લોકો તો એટલે સુધી બોલે છે કે રાણીએ રાણાજીને નબળા અને ડરપોક બનાવ્યા છે માટે અમે તો બ્રાહ્મણભાઇ સીધી વાત આવડે, બાકી તલવાર-પટાબાજીમાં અમારૂં કામ નહી. તે કામ તો ક્ષત્રીઓનું અને મંત્રીઓનું બાકી આપણે તો બ્રાહ્મણ તે બ્રાહ્મણ,

સોમેશ્વર તમે રાણાજીને વાત તો કરો, ત્યારે હું કહું તેના કરતાં આપજ કહોને.

બા. બીજો વિચાર પણ સાથે સાથે કરવાનો છે, બધી યશ કીર્તિ જ્યારે મંત્રીઓ મેળવી જાય. અને રાણો એક પૂતળાની માફક બેસી રહે તો ભવિષ્યનું શું તેનો કંઇ વિચાર કર્યો. તક મેળવી સોમેશ્વરે વાતમાં ને વાતમાં ઘા કર્યો.

ભોળી સોરઠીયાણી. વિચારના વમળમાં પડી ગઇ અને પોતાના ભાઇ સાંગણના ભૂતકાલમાં કરેલા પરાક્રમો યાદ આવ્યા પોતાનું સર્વંશ લુંટી પોતાની સગી બ્હેનને ભિખારણ બનાવનાર પોતાના ભાઈ ઉપર તેને અત્યંત ક્રોધ આવવા લાગ્યો. અને તેના શરીરના તમામ રોમાંચ ખડાં થઈ ગયાં અને વેરની તૃપ્તિ કરવાની તમન્ના પોતાના રદયમાં જાગી.

સોમેશ્વર જ્યારે રાણી જેતલબાની મુખમુદ્રા જોતો જતો હતો ત્યાં સોમેશ્વરે જવાની રજા માગી, અને ફરીવાર બોલ્યો કે મંત્રીજીને સંઘ કાઢવાની ના કહી દેજો. અને બા રાજા તો કામકાજમાં હોય તેજ સારા.

કારણ કે નવરો માણુસ નંખોદ કાઢે અને નવરો હોય તો અનેક જાતના દેખાવ સુઝે. માટે તમે તમારૂ ભવિષ્ય વિચારજો, નહિ તો બા તમો જાણો છો કે વખતે નવી રાણી પણ આવી જાય.

જાઓ ગુરૂદેવ તમે આજે મારી પ્રતિજ્ઞાનું ભાન કરાવ્યું હું તો રાજગઢમાં રહેનારી મને શું ખબર પડે કે બહાર પ્રજાજનમાં શી શી વાતો ચાલે છે માટે હવે આપ જઈ મંત્રીજીને બધી વાત કહો અને હું પણ વામાનસ્થળીનું વેર વાળ્યા સિવાય જંપીશ નહિ. માટે આપ પધારો.

સોમેશ્વરે તક સાધી વાત બરાબર ગોઠવીને એવી કહી કે

રાણી જેતલબા પોતે જાતે જ વામનસ્થળીનુ વેર વાળવા માટે તૈયારી કરવા લાગ્યા.

આ પ્રમાણે સોમેશ્વર પોતપોતાનું કાર્ય સંપૂર્ણ પુરૂ કરી હવે કયા રસ્તા ઉપર જવું તેનો વિચાર કરવા લાગ્યા પોતે મંત્રી વસ્તુપાળ અને તેજપાળ અને અનોપમા પાસે આવ્યા. અને વસ્તુપાળ મંત્રીને સઘળી વાતચિત કરી.

રાણીજી તો હવે એક પગે તૈયાર થઈ ગયા છે ૭ મહિનામાં જો સૌ રાષ્ટ્ર મારૂ ન કરૂ તો મારૂં નામ સોરઠીયાણી નહિ.

શાબાશ સોમેશ્વર તમે પણ હદ કરી આખરે પ્રતિજ્ઞાનુ ભાન રાણીજીને આવ્યું. તો ખરૂં. પણ સોમેશ્વરે મુળ વાતની તમને ખબર છે. આ વાતની ઉત્પતિનું મુળ કારણ દેવી અનોપમાને આભારી છે અને આજે મને અને ભાઈ તેજપાળને અને રાણી જેતલબાને બધાને પોતાના કર્તવ્યનું ભાન કરાવ્યું, માટે તેતો મારા કરતાં પણ બુદ્ધિમાં ચતુરાઇમાં મંત્રીના પણ મહા મંત્રી તરીકેનું મુંગા મોંઢે થોડું બોલી કામ કરી રહ્યા છે.



## પ્રકરણ ૩૪ મું

### સૌરાષ્ટ્ર પર ચઢાઈ

રાણી જેતલબા પોતાના અંતઃપુરમાં પોતાની જવાની તૈયારીનો બધો સરસામાન ગોઠવે છે ત્યાં રાણા વિરધવલ આવે છે કાં રાણીજી શું થાય છે કંઈ નહીં એ તો રાજાઓની ફરજ આજે મારે બજાવવા

સારૂ વિચાર થયો છે તેથી બધો સાજ સજવાના કામમાં છું હાલમાં આપ પધારો એશઆરામ કરો. અને સુખે આરામથી પોઢો ત્યાં રાજા ચમકયો શું બોલ્યાં કંઇ નહિ. રણુવાસમાં બેસી કંકણોના ખખડાટ સાંભળો અને તેના વિલાસ-મોજમાં મશગુલ બનો. અને ખાંડાના ખેલ ખેલવા માટે નાથ મને જવાની રજા આપો કારણકે આજના રાજાઓ ખાંડાના ખેલથી ગભરાય છે અને રણુવાસમાં છુપાઇ છુપાઇ પોતાનું જીવન ગુજારે છે ત્યાં તો ગમે તેટલો પણ ક્ષત્રીય રાજ્ય-બીજનું લોહી છે એકદમ રાણો ચમકયો, બસ બોલતા બંધ થાઓ હાલને હાલ હું મારી ફરજ બજાવવા તૈયાર થઉં છું. બોલો જેતલબા શું છે. હોય શું નાથ મારા ભાઇ સાંગણના ભૂતકાળના પરાક્રમો ભૂલી ગયા. જ્યાં સુધી મારા પીયરનું સત્યાનાશ ન નીકળે અને વામનસ્થળી જમીનદોસ્ત ન થાય ત્યાંસુધી રાણાજી તમારી સાથે કોઇ પણ જાતનો વૈભવવીલાસ ભોગવવાની હું પ્રતિજ્ઞા લઉ છું. જે ભાઇએ મને ભીખારણ બનાવી. મારૂં સર્વંશ લુંટી લુંટારાની પેઠે ભાગી જઈ આજે આનંદ ભોગવી રહ્યો છે તે ભાઈ સાંગણના જ્યાં સુધી તેના કરેલા પાપનો બદલો ન લઉં ત્યાંસુધી મને જરા પણ શાન્તી કે સુખ નહિ મળે.

ત્યાં રાણાજીએ જેતલબાને કીધું કે-હું કાલને કાલ વામાન-સ્થળી ચઢાઇ લઈને જઉં છું અને સોમનાથ ભગવાનની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે તમારા પીયરનું ગામ વામાનસ્થલીને-પાયમલ ન કરૂં. અને તમારા સાંગણને જીવતો ન મારૂ તો મને સોમનાથ ભગવાનના સોગન છે ત્યાં તો નીશાનડંકા ગગડાવ્યા લસ્કરને તૈયાર થવાનો હુકમ આપ્યો આખા ધોળકામાં વાત પ્રસરી કે રાણો. સૌરાષ્ટ્ર પર ચઢાઈ કરવા જાય છે આ વખતે સોરઠીયાણી જેતલબા પણ પોતાના પતિની શુરવીરતા જોઈ મુગ્ધ થાય છે.

તે વખતે વસ્તુપાળને ખબર પડી કે રાણાજીનો નીશાનડંકા ગગડાવીને સોરાષ્ટ્રને તાબે કરવા જાય છે તે વખતે વસ્તુપાળ આવ્યા

અને બોલ્યા કે મહારાણા મારે તમને કંઇ વાત કહેવી છે ત્યાં રાણા બોલ્યા મારે તમારી વાત જરા પણ સાંભળવી નથી. ન સાંભળવી હોય તો તમારી મરજી પણ વસ્તુપાળ સાંભળાવ્યા સિવાય રહેવાનો નથી. પણ હું કહું છું મારે તમારો એક પણ શબ્દ સાંભળવો નથી તે નથી. આનું નામ જ રાજ્યના સ્થંભ રૂપે રાજાઓની અક્કલનું દેવાળું તો વસ્તુપાળ શું તને તારા મંત્રીપણાનો અભીમાન આવ્યો હોય તેમ લાગે છે તો નામદાર—એ મંત્રીપણાની મુદ્રીકા આ વખતે જ વસ્તુપાળ તમતે પાછી આપી પોતાના સ્થાન પર જાય ત્યાં રાણો ચમકયો. હાં. હા. બોલ ભાઇ બોલ તારે જે કહેવાનું હોય તે કહે કહું શું મારૂ કપાળ જ્યાં સુધી વામાનસ્થળી ન જીતો ત્યાં સુધી નીશાનડંકાના ગગડાટ શોભે નહીં રાણાજી. ગાજંતા મેહ—વરસે નહી ભસંતા કુત્તા કાટે નહી માટે જવાની ના નથી કહેતો પણ જાઓ તો બુદ્ધી પહોંચાડી જાઓ અને રાણી જેતબાને એક જ વહેલમાં બેસાડી. અડવાણા શરીરે તેમના પીયર મોકલો અને તમારો સંદેશો ત્યાં પહોંચાડે વળી તમો ખંભાતના દરીયા માર્ગે સૌરાષ્ટ્રના બંદરે પહાડી રસ્તે જઇ વામનસ્થળીની નજીક તમારો પડાવ કરો જો જેતલબાનું કહ્યું ન માને તો રાતો રાત છાપો મારી તમારી બહાદુરી બતાવી તમારી પ્રતીજ્ઞા પૂરી કરો ત્યાં રાણો બોલ્યો કે શું માહરે દગો કરવો ના ના આ તો રાજ્ય રમત છે ઉતાવળા શો બાવરા ધીરા શો ગંભીર રાણાજી જરા સમજો તો ઠીક પછી તો આપની મરજી.

વસ્તુપાળની સલાહ રાણાજીને ગમી પણ જેતલબાના ગળે ઉતરતાં મહીનાઓના મહીના વિત્યા આખરે જેતલબા તૈયાર થયાં અને રાણાજી એકલા જ આ લડાઇમાં જશે ત્યાં મંત્રીઓની કશી પણ મદદની જરૂર નથી. વસ્તુપાળે કીધું કે બધી શરત મારે કબુલ મારી શરત પણ એ છે કે તમારે ઉતાવળ કરી રાણાજીને યુદ્ધમાં એકદમ જવા દેવા નહી તો તમારી આંખોમાં બન્ને બાજુથી આંસુ જ

હેશે. માટે આપ જે કામ કરો તે બુદ્ધીપૂર્વક કરશો એટલી મારી
નંતી ધ્યાનમાં રાખશો. ત્યારે જેતલબા બોલ્યાં કે તમે કહો મારે
ું કરવું અને કેવી રીતે ત્યાં જઇને કહેવું. ત્યારે મંત્રી બોલ્યા કે
આપને ત્યાં એકલાં જ ત્રણ ચાર માણુસોની સાથે જ લઈ સાધારણ
હેલમાં બેસી જવું અને જ્યારે તમે વાયાનસ્થળી પહોંચો તે વખતે
ાઈ પણ જાતનો ડર રાખ્યા સિવાય તમારે તમારા ભાઇને બહુ જ
ેનયથી સમજાવવા છતાં ન સમજે તો તમારે-ત્યાં સીધા ચાલ્યા
આવવું અને તમારી સાથે ગુપ્તચર જે હોય તેની સાથે રાણાજીને
સમાચાર મોકલી આપને-આપણી પ્રતિજ્ઞા પુરી કરવી પણ જેતલબા
ાણું મને કીધા સીવાય ચાલતું નથી. આ બાબત તમારા સગાભાઈની
તમારા પીયરનું નામ નીશાન નહી રહે માટે તમારૂ મન મજબુત
ાય અને સાચી સોરઠીયાણી તરીકે જો જીવવા માગતા હો અને
તમારા પતિદેવનું નામ અમર કરવા માગતા હો તો જરા પણ દયા
રાખ્યા સિવાય રાણાજીને તેમની ફરજ બજાવવા રોકશો નહીં.

પણ જો તમારો ભાઈ સમજી જાય અને તમારી લુંટેલી અના-
ત મીલ્કત પાછી આપે તો જ કશો પણ ક્લેશ ન કરતાં રાજી-
ખુશીથી પાછા આવશો મંત્રીની સલાહ જેતલબાને ગળે ઉતરી અને
પોતાના પીયર જવા માટે સોરઠીયાણીએ તૈયારી કરી. આ બધો
વ્યુહ રચી અને તૈયારી કરી વસ્તુપાળ પોતાના મકાન પર આવ્યા
પછી પોતાના ભાઇ તેજપાળ અને અનોપમાને બોલાવ્યા. અનોપમા
આવી. તેજપાળ આવ્યો કહો મોટાભાઈ શું આજ્ઞા છે-ત્યાં અનોપમા
બોલી કે મોટાભાઇનો જે વિચાર છે તે વિચાર જો હરકત ન હોય
તો કહું ત્યાં તેજપાળ બોલ્યો કે-શું મોટાભાઈ કરતાં તમે વધારે
કહી શકશો ત્યાં વસ્તુપાળ બોલ્યો કે ભાઇ-તે-જે કહેશે તેમાં જેટલી
મહત્તા અને વીચાર હશે તેટલો વિચાર મારી વાતમાં નહીં હોય,
વસ્તુપાળે અનોપમાને કહ્યું કે મારી બુદ્ધિ આમાં કામ કરતી

નથી. રાણાજીએ વાયાનસ્થલી જવાની હઠ પકડી છે અને મંત્રીની કોઈ પણ જાતની મદદ લેવા તેની મરજી નથી. પણ વડીલ તેની મરજી હોય યા ન હોય પણ માલીકનું રક્ષણ કરવાની ફરજ પહેલી તો સેનાપતીની છે તો શું તેમના રક્ષણ માટે ન જવું. જરૂર જવું. વસ્તુપાળ. બોલ્યા. તો કેવી રીતે જેઠજી તમો કહેશો તેમાં બરાબર તેની ગોઠવણી હશે બાકી અનોપમા કહેશે તે તો સ્ત્રી છે સ્ત્રીની બુદ્ધિ તો પગની પાની સુધી હોય ના ના દેવી તમારૂં કહેવું અસ્થાને છે આમાં તો તમારી જ સલ્લાહની જરૂર છે શાથી કે તમારા સૌભાગ્યના જીવનના મોતનો સવાલ છે આ વખતે બુદ્ધીમાન વસ્તુપાળે અનોપમાની બુદ્ધિની કસોટી કરવા સારૂ તેની સલાહ પુછવા નક્કી કર્યું. બોલો અનોપમા તમારી શું સલ્લાહ છે તમારી હાલતને સંભાળો અનોપમા પોતાનું ચાતુર્ય બતાવે છે અને મંત્રીએ જે પોતાનો વ્યુહ રચ્યો છે તે સમજાવે છે,

રાણાજી ભલે- દરીયા માર્ગે જાય-રાણી જેતલબા ભલે એકલા જાય પણ તમારા નાના ભાઇની સાથે સાગમાં સારા ચુનંદા માણસો બાવાનો વેશ કરીને પગ રસ્તે આડકતરી રીતે વામનસ્થળી પહોંચી જાય અને તમામ સૈનીકો ત્યાં જુદા જુદા સ્થાન પર પોતાનો વેષ બદલી નગર ચર્ચા જોઇ બધી બાતમી મેળવે અને તમામ ભાઇ રાજ્ય મહેલની પાસે વૈદ બનીને-નાની સરખી હાટડી રાખે દવાખાનું ચલાવે તે વખતે રાજ્યમહેલમાં જતી આવતી વ્યક્તિઓ પર ધ્યાન રાખી રાજ્યમહેલમાં જવા આવવાનો પગ કરે પણ તે સાથે મારા પિતાના નામથી બનાવટી પત્ર લખીને રાજાને બતાવવો કે તેજ-પાળના સસરાને જરૂરનું કામ હોવાથી તેજપાળને ચંદ્રાવતી બોલાવે છે. જો આપ હુકમ આપો તો તેજપાળને મોકલું. તેટલે રાજા હા પાડશે-અને તેને પણ શાન્તી થશે કે તેજપાળ ગયો. અને હું એકલો બહાદુરી કરીને આવીશ માટે-મારી તો સલાહ આ છે.

વસ્તુપાળે જે વ્યુહ ગોઠવ્યો હતો તે જ વ્યુહ અનોપમાના મુખમાંથી નીકળતાં વસ્તુપાળ સમજ્યો કે અનોપમા કોઇ સાધારણ સ્ત્રી નથી પણ કોઇ અલૌકિક માયા છે તેજપાળતો પોતાની સ્ત્રીની વાત સાંભળી. તાજુબ થયો ધન્ય છે દેવી અનોપમા કે મારા અહોભાગ્યથી હું તારા જેવી રમણી પામ્યો આ પ્રમાણે પોતાના મનમાં આનંદીત થયો. અને વેશપલટો કરી જવા તૈયારી કરી.

ત્યાં સવાર થયું. વસ્તુપાળે રાણાની સાથે વાત કરી કે તેજપાળના સસરાનો પત્ર આવ્યો. ને જરૂરી કામ માટે બોલાવે છે. સાથે સાથે આપણા રાજ્યના પણ કેટલાક કામો પણ કરવાના છે તો તે માટે આપની આજ્ઞા માગે છે. રાજાએ હા પાડી. ત્યાં વસ્તુપાળે તેજપાળને જવાની રજા આપી. અનોપમા પોતાના સ્વામીને રદયથી આલીંગન આપી ભેટી પડી. નાથ જાઓ અનોપમાનો આત્મા સાક્ષી પુરે છે કે આપ જરૂર ભગવતી પ્રતાપે અને શાસન દેવના પ્રતાપે યશ અને કીર્તિ લઈને આવશો.

તેજપાળે પોતાની સાથે થોડાઘણા પચીસત્રીશ માણસો લઈને જવા તૈયાર થયો અને આડો રસ્તો લીધો અને વીરમગામ પછી સોરઠનો રસ્તો પકડ્યો. ત્યાં ત્યાં બધાએ જુદા જુદા વેશપલટા કરી બબ્બેચચ્ચારની ટુકડીઓ કરી ભીખ માગતા માગતા બધા વામાનસ્થલીના રસ્તે કુચ કરી. કોઈ બ્રાહ્મણ બન્યો કોઈ જોશી બન્યો. કોઈ રાજવૈદ બન્યો. તેજપાળ તો વૈદની દવાઓ વાટનાર તરીકે ખલબત્તાની મજુરી કરનાર બન્યો.

બધા વામાનસ્થલી આવી પહોંચ્યા. રાજ્યમહેલના આગળ કોઈ વૈદની દુકાને તેજપાળે દવા વાટવા સારૂ પોતે ત્યાં રહ્યો.

તે પછી કેટલાક દીવસના આંતરે એક સાધારણ વેલડું રાજ્યગઢના નાકે આવી ઊભું. સાથે નથી કોઇ માણુસ નથી કોઈ સીપાઇ.

ત્યાંતો રાજ્યગઢમાં ચામુંડરાજ અને સાંગણરાજના નામની બીરદાવલીઓ બોલાઈ રહી છે અને ઘંટ વીગેરે ચોઘડીયા વાગી રહ્યા છે અને નેકી પોકારાય છે.

રાજ્યના અમલદારો અને ભાયાતો વીગેરેની ઠઠ જામી છે ત્યાં તો મહેલમાંથી એક સાધારણ પોશાકમાં પોતાની બહેન જેતલબાને ઉતરતાં સાંગણે જોઈ. તે વખતે રાતના વખતે રાતના ખુલ્લા મોઢે જ્યારે રાજપુતાણીને કચેરીના આવાશમાં જોવામાં આવી. ત્યાં તો સોરઠી રાજકુળના રીવાજ પ્રમાણે એક મોટો આઘાત થયો કહેવાય.

જેતલબાના અંગપર વાલની વીંટી પણ નથી. પોતાની આંગળીએ ફક્ત પોતાનો કુંવર વીરમદેવ પાંચ વરસનો સાથે ચાલતો હતો. આવા સાધારણ પોષાક રાતના અંધારામાં કોઈ ઓળખી શકયું નહી. જ્યારે અજવાળુ પડયું ત્યારે સાંગણે ઓળખી કે કોણ જેતલ શું તું એકલી આવી. ચામુંડ પણ ચમકયો ને બોલ્યો કે તું આવી સ્થીતીમાં કેમ આવી. દરબાર બરખાસ્ત કરી પોતાની બહેનને અંદર મોકલી. જ્યારે બધા જમવા ટાણે બેઠા ત્યારે જેતલબાને પણ જમવા બોલાવવા લાગ્યા ત્યાં જેતલ બોલી કે આજતો મારે ઉપવાસ છે.

આવા વિચિત્ર પ્રસંગે જેતલબાના આવવાથી ગામમાં અનેક પ્રકારની વાતો થવા માંડી કે રાણાએ જેતલને કાઢી મેલ્યા. કોઈને પણ રાણાજી યુદ્ધ કરવા આવે છે તેવો ખ્યાલ સ્વપ્ને પણ ન આવ્યો.

જ્યારે બધા પોતપોતાના કામથી પરવાર્યા ત્યારે ભાઈઓએ બહેનને પૂછયું કે આમ એકાએક કેમ આવવું થયું. ત્યાં જેતલબાએ થોડો સમય જવા દીધો અને મહેલની અગાસી પર ચઢી જોયું કે મારૂં લશ્કર કયાં છે તો છેટેથી મશાલો બળતી જોઈ. પોતે પોતાના મનમાં સમજી. રાતના બીજા પહોરે પોતાના ભાઈઓને બોલાવી ને કહેવા માંડયું, ભાઈઓએ પૂછયું કે બહેન તારી આ દશા કોને કરી

ભાઈ મારી આ દશા માં હું લુંટાણી છું.

પણ તું બોલતો ખરી કયાં લુંટાણી કોણે લુંટી.

લુંટનાર ભાઇ ચામુંડ મા જણ્યો ભાઇ હતો તેને લુંટી.

અરે ગાંડી જરા સાંન્ત થા અને શું હકીકત છે તે બરાબર કહે. ભાઇ કહેતા જ આવી છું. જેતલ ફફડતા હોઠે ધ્રુજતા અંગે બોલી કે ભાઈ આ નગારાં ચોઘડીયા મશાલો વીગેરે કોની કરો છો.

પાટણના સ્વામીએ ઉઠીને મને તમારી પાસે હકીકત કહેવા મોકલી છે. પણ બહેન તું ગાંડુ ગાંડુ શું બોલે છે નહી બોલું ભાઇ પણ મારી કકળતી આંતરડી બોલે છે. સોરઠની ધરતીમાં હું પેદા થઇ છું. બે હાથ જોડી બંધવા વીનવું છું કે સગા થઈ શત્રુ ન બનો. શાણા થઇ ચોર ન બનો. જરી તમારી આ દુઃખી બહેનના આંખના આંસુ સામે જુઓ. મારા ફાટેલા તુટેલા ઓઢણા સામે મારા શરીર ઉપર હેમની કટકી નથી. તેના સામું જુઓ. મારો નાથ તમને વંનંતી કરે છે અને કહેવરાવે છે કે કંઇ સમજો.

તું પણ જેતલ કંઇ ગાંડી થઇ છે તારૂ ભેજુ ચસકી ગયું છે. મને લાગે છે કે રાણાએ તને કાઢી મૂકી છે અને રાણો અમને તને આવા ભીખારી વેષે મોકલી અમને દબાવવા માગે છે. અત્યાર સુધી સાંગણ ચૂપ હતો ત્યાં સાંગણ પોતે બોલ્યો.

ત્યાં તો જેતલ બોલી કે હું તો તારૂ મોં જોવા પણ માગતી નથી. ત્યારે બહેન ભલે મારૂં મોં જોવા માગતી ન હોય તો તું મારા બોલ પણ સાંભળી લે. જો જાણે એમ છે કે કદાપી અમારે ને રાણાને ધીંગાણુ થાય તેમાં રાણો કદાપી મરી જાય ત્યારે તું ચૂડા વગરની થાય તે તને ફીકર થઈ છે. બહેન તું ગભરાઈશ નહી. કદાપી રાણો મરી જશે ને તું રાંડીશ તો અમે બીજા ઠેકાણે પરણાવી

તારો ચૂડો કાયમ રાખીશ. આપણે તો ફરીવાર ચૂડો પહેરાય તેમાં કંઈ નાનમ નથી.

જેતલ બોલી ધન્ય છે મારા માડી જાયા વીર છતાં ધણીએ રંડાપો આપવા તૈયાર થએલા નરરાક્ષસ. મારો ચૂડો ભાગતાં ભાગતાં તો તારી બાયડીઓના ચૂડા ભાગશે. હું તો આવીતી મારા પીયરના ભલાના માટે કે મારા પીયરનું તાળુ ન દેવાય પણ હવે તો મારો ચૂડો જ્યારે તમારા જ લોહીથી રંગીશ ત્યારે જ મારા આત્માને શાંન્તી થશે. લ્યો ભાઇ રામરામ છે. બેન અત્યારે કયાં જાઓ છો. મારે લાંબે જવું નથી ફક્ત પાદર સુધી જ જવું છે. વેલડામાં બેસી હંકાર્યું.

ત્યાં તો ચામુંડરાજે કહ્યું કે જેતલની પાછળ કોઈ જાઓ કંઈક નવા જુની કરી બેસશે. ગાડી બહાર કાઢવા જ્યાં દરવાજો ઉઘાડયો તે વખતે જ જાણે કોઈ નદીના પાણીની માફક અજાણ્યું લશ્કર આવી લાગ્યું. પલકવારમાં તમામ દરવાજાનો કબજો કરી લીધો. ત્યાં ગીરનારના દરવાજે રાણાજી ઘોડા પર સ્વાર થઈ આવતા જેતલને જોઈ બોલ્યો કે રાણી શો સંદેશો છે.

ત્યાં જેતલ બોલી કે પધારો મારા નાથ. જરાપણ દયા ખાધા વગર મનમાં કશો વીચાર કર્યા વગર આજે મારા પીયરનું જડામુળ ઊખેડી નાંખો. તમને તમારી ભવાનીની સોગન છે મારા ચુડાની ફીકર કરશો નહી તે તો ફીકર મારા ભાઈઓએ રાખી છે. મારો ચૂડો ભાગે તો મને બીજો ચૂડો પહેરાવવાની તૈયારી પણ કરી રાખી છે. ત્યાં રાણો ક્રોધે ભરાયો. મારા નાથ હવે મારા સામું ન જોશો. મારા સ્વજનની દયા ખાશો નહી. ત્યાં તો જય ગુર્જરેશ્વરી જય ગુર્જરેશ્વરીની ઘોષણા થવા માંડી. જ્યાં આ છેડાથી કે બીજા છેડા સુધી

ઘોષણાના પડઘા સંભળાવવા લાગ્યા. ત્યાં તો ચામુંડ અને સાંગણને ખબર પડ્યા કે રાણો વેર લેવા આવ્યો છે.

રાણાજીના ઘોડાએ પોતાના માલીકના હુકમ પ્રમાણે રાજ્યગઢના કીલ્લા પર પોતાના પગ જમાવી દીધા. આ વખતે રાત અંધારી હતી. કોણ કોણ છે તેની પણ ગમ પડતી નહોતી. ગામમાં તો નાશાભાગ થઈ રહી હતી. રાજ્યગઢના ચોગાનમાં રાણાજી આવી પોચ્યા. જેતલ પણ તેની સાથે હતી.

ત્યાં તો રાણાએ પડકાર આપ્યો કે હજુ તમે મારા સ્વજન છો સગા છો તમને વચન આપું છું કે સમજો નકામો માનવ સંહાર ન કરો કે ન કરાવો.

તે વખતે રાજ્યગઢની પેઢીના ઉપર બે ભાઈઓના વચમાં એક નાનો બાળક દેખાયો. પણ અંધારે કોનો બાળક છે તે બરાબર ઓળખાયો નહી. ત્યાં જ્યારે મશાલના તેજના અજવાળામાં જ્યાં બાળકને જુએ છે ત્યાં તો જેતલ ચમકે છે.

ત્યાં તો ઉતાવલે ઉતાવલે પોતાની ગાડી હંકારી ત્યારે બાળક સાથે હતું કે નહી તેની ખબર નહોતી. પણ ભાઈબ્હેનના ઝઘડામાં પોતાના વહાલા બાળકને લેવો ભૂલી ગઈ.

ત્યાં જેતલદેવી બોલ્યા. નાથ મારો વિરમ. ગાડીમાંથી ઉતર્યો હતો કે નહી. ત્યાં રાણો બોલ્યો કે ના ના તમે એકલાં જ હતા.

ત્યાં તો રાણી જેતલદેવી પોતાના બાળક માટે બુમાબુમ પાડવા લાગી. કોઇ મારા વિરમને લાવો. પણ લાવે કયાંથી વિરમ તો મામાના કબજે પડયો હતો.

સાક્ષાત યમરાજના અવતાર બે મામાઓ હતા. જેના હ્રદયમાં દયાનો તો છાંટો પણ નહોતો. તેતો એક નરરાક્ષસ જેવા હતા.

આવા કૃતઘ્ની ક્રુર રદયના નરપીશાચોને દયા ક્યાંથી. આખી રાણાની બાજી બન્ને ભાઈઓના પાંચ આંગળામાં હતી. જરા જો ધીંગાણુ થાય તો વિરમનું મહોત જ હતું. રાણો ચમક્યો વીચારમાં પડ્યો બોલ્યો રાણી હવે શું કરવું જો વિરમને કબજો લેવો હોય તો તેની ક્ષમા માગવી પડશે દુનીયામાં હાંસી થશે. ત્યાં વીરમની ચીસો સંભળાવવા લાગી. ઓ મા ઓ મા બોલવા માંડયો અને ચોધાર આંસુએ રડવા લાગ્યો પણ આ નરપીશાચ મામાઓને ભાણેજ પર તલભાર પણ પ્રેમ ઉત્પન્ન થાય તે અશક્ય હતું. તે તો જેમ એક રમકડુ હાથમાં રમાડે તેમ તેના ભાણેજને ઊંચો ઉછાળે અને હાથમાં લઇ ગરદનથી પકડી લાંબો હાથ કરી બતાવે ત્યાં જેતલનો આત્મા ચીરાઈ જાય. માજાયા ભાઇએ તો હદ કરી ત્યાં રાણી જેતલ સમજ્યા. હવે ભીક્ષા માગવા કરતાં તો ભલે મારો વિરમ પણ મરે. પણ હવે તો મારા માડીજાયા નરરાક્ષસ વિરોનું નીકંદન કાઢ્યા સિવાય મારા આત્માની જલતી જ્વાળા શાંન્ત નહી થાય.

નાથ ભલે જાય આપણો વિરમ તમે જરાપણ દીકરાની લાગણી રાખશો નહીં. જે થવાનું હોય તે ભલે થાય પણ તમે હવે વામાનસ્થલીને ભાંગી ભૂકા કરી મારા ભાઈના લોહીમાં મારી ચુડીઓ રંગો અને મારી લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરો. નાથ આપ હયાત હશો તો ઘણા વિરમની માતા થઇશ -પણ આ પાપી યમદૂતનો હવે નાશ કરો. બોલો જય ભવાની જય ગુર્જરેશ્વરી જેતલદે • બોલવા લાગ્યા. ભલે ગયો મારો વિરમ રાણાએ પણ પડતો બોલ ઝીલી લીધો અને રાણો વિરધવલ રાજ્યગઢ ઉપર ધસ્યો. ત્યાં મશાલ બોલવાની-લાગી. વિરમની ચીસનો અવાજ કોઇ ઊંડાણ જગાએથી નહી જેવો સંભળાયો. રાણો સમજ્યો કે વિરમ મરી ગયો ત્યાં રાણો પણ સિંહની માફક પોતાની તલવાર ચલાવતો ચલાવતો સેંકડો માણસનો સંહાર કરી પોતાનુ બળતુ હૃદય શાંન્ત કરતો હતો. રાણો ભુલી ગયો-

પોતાનુ ધોલકુ ભુલી ગયો પાટણુ ભુલી ગયો વૈભવ ભુલી ગયો પુત્રનો પ્રેમ એકજ તમન્ના કે પાપીને-પાપની શીક્ષા આપવી અને મારી રાણી જેતલની પ્રતીજ્ઞા પૂરી કરવી ત્યાં તો રાણાએ ધમશાણુ મચાવ્યું. બન્ને ભાઈઓને શોધ્યા અને બન્ને ભાઈઓની સામી છાતીએ યુદ્ધ કરી બન્ને પાપીને પરલોક પહોચાડયા અને વામાનસ્થલી ભાગી. અને રાણાએ પોતાની આણુ વર્તાવી. રાણી જેતલની પ્રતિજ્ઞા પૂરી કરી. પણુ વિરમનો અવાજ ન ભુલાયો. અને રાણો બોલ્યો-કે મારો વિરમ.



## પ્રકરણુ ૩૫ મું

### રામ રાખે તેને કોણુ ચાખે

વિરમના વિયોગની ઉદાસીમાં રાણા પણુ હતાશ થયા વિજય તો મલ્યો પણુ પોતાનો લાડકવાયો વીરમ ગુમાવ્યો. ચારે તરફ બધી જગ્યાએ તપાસ કરી. એકપણુ જગ્યા જોયા વગર બાકી ન રાખી નહિ છતાં વિરમનું હાડ કે નામનિશાનનો કંઈપણુ પત્તો લાગ્યો નહિ.

રાણો બુમો પાડતો વિરમને પોકારતો પોકારતો શોધવા લાગ્યો પણ વિરમનો પત્તો ન લાગ્યો તે નજ લાગ્યો. ત્યાં રાણી જેતલદેવીનો પણ પત્તો ન મળ્યો રાણી જેતલદેવી તો પુત્રની રડતી ચીસો સાંભળી તેજ વખતે મુર્છા વશ થઇ ગયા હતા તે વખતે કોઈ બે અજાણ્યા મુશાફરોએ રાણીને ઉપાડી જઈ નીર્ભય સ્થાનમાં લઇ ગયા હતા. અજાણ્યા માણુસો કોણ હતા તે માલમ પડયુ નહિ વાયાનસ્થલીનો રાણાજીએ પાકો બંદોબસ્ત કરી પોતાના નામનો સીકકો જમાવ્યો. અને તમામ રાજયગઢની સંપત્તીની નોંધ કરવા માંડી તો અસંખ્ય ક્રોટી દ્રવ્ય અને સોનાના સીક્કાઓ નીકળ્યા. આ સિવાય બીજો પણ ઘણોજ સામન નીકળ્યો. કહેવતમાં કહ્યું છે કે ચોરીનો માલ ચંડાળે જાય અને પાપી હાથ ઘસતા થાય.

રાણાજીએ પોતાનો વિજયનો આનંદ માનવા માટે પોતાના વિરમનો અને રાણીજીનો પત્તો નહી લગાવાથી જરા પણ ઉદાસીન બનાવતાં. હુકમ આપ્યો કે ખુબ બજાવો ઢોલનો શરણાઈ કોઇ પણ બાબતે કચાસ ન રાખો જયારે જયારે વાયાનસ્થલીનો ઈતીહાસ લખાશે ત્યારે જરૂર મારો વિરમ અને મારી જેતલના યશગાનો ગવાશે આવી અપૂર્વ ભાવના એક શુરવીર ને છાજે તેવી રીતે બતાવી–પોતાના વિજયનો દરબાર ભર્યો ત્યાં તો રાણાને પોતાનો ભુતકાળ યાદ આવ્યો પોતાની માતા પણ સાંભળી આવી અને જુના મિત્રો અને સાથી પણ યાદ આવવા લાગ્યા તે બધુ પોતાના મનમાં સમાવી દઈ દરબાર ભરી રાણા બોલ્યા કે આજનો ઓત્સવ એવો ઉજવો કે મને મારા આત્માની સાથે કોઈ વસ્તુનો ખ્યાલ પણ ન આવે.

રાણાજીની આવી શુરવીરતા અને નીડરતા જોઈ પ્રજાજનો પણ ચકીત થયા અને વિજય દરબાર બરખાસ્ત કરી રાણાજી પોતે પોતાના નિવાસસ્થાનમાં ગયા ત્યાં સુઈ ગયા.

ત્યાં તો સેનાપતિ સોમવર્માએ આવી જગાડયા કે રાણાજી જાગો.

રાણો જાગ્યો બોલ્યો કે શું છે.

અન્નદાતાં રાણી જેતલબા કુંવર વીરમદેવ અને મંત્રી તેજપાળ અત્રે પધાર્યા છે.

શું મારો વિરમ. શું મારી જેતલ ક્યાં છે, ક્યાં છે જલ્દી બતાવો શું ભૂત થઈને તો નથી આવ્યા ને સોમવર્મા ના ના આપ જરા સ્વસ્થ થાઓ અને બહાર પધારો.

રાણો બહાર આવ્યો. બહાર જય ગુર્જેશ્વરીના જયનાદો સંભળાતા હતા.

ત્રણ ને જોતાં રાણો ગંભીર બન્યો પોતાના વિજય વખતે ખોટો આનંદ ન બતાવાય ત્યાં ત્યાં રાણા બોલ્યા કે તમે ક્યાંથી મંત્રી અહીં. ત્યારે તેજપાળ બોલ્યો કે ત્રણ મહીનાથી તેજપાળે બધી વાત કરી પોતે વૈદની દવાઓ વાટનાર તરીકે નોકરી રહ્યો હતો. શું ત્યારે તમે જ વિરમને બચાવ્યો. ના નામદાર પ્રભુએ બચાવ્યો,

ત્યાં રાણો બોલ્યા કે મને તારા ઉપર એવી તો ચીડ ચડે છે કે તને જાણે શું કરી નાંખુ. આખરે મારા યશમાં તુ ભાગ પડાવવા પણ આવ્યો.

નામદાર અત્યારે ઝાઝુ બોલશો નહી. પહેલા આપ મજબુતી કરો, દુસ્મનોને તાબે કરો અને ગુજરાતનું વર્ચસ્વ જમાવો. પછી આપણો હીસ્સો વહેંચવાની વાતો કરીશું. ઝાઝા ફૂલાશો નહી. નહી તો પાછા કરમાઈ જશો તો પાણી મારે સીંચવુ પડશે.

ત્યાંતો વીરધવલ રાણાએ જાહેર કર્યું કે અમારો મુકામ હજુ ઘણા દિવસ રોકાશે. જેટલા ગુજરાતના દુસ્મનો છે તેને શોધી શોધી ને જમીનદોસ્ત કરવા છે કોઈ રાજા કે જાગીરદાર ને પણ જવા દેશો

નહી. આ પ્રમાણે રાણાનો હૂકમ છૂટતાં. પ્રજા ખુશી થઈ દુશ્મનો તાબે થયા. ક્ષમા માગી. લોકો વણીકો વહેપારીઓ વગેરે પ્રજાજનો રાણા વિરધવલને ધન્યવાદ આપતા હતા. અને તેમના યશોગાન ગાતા હતા.

પણ રાણી જેતલદેવીને તો આ બધા યશ ગાન ગાનારાઓની જરૂર ન હોતી. જરૂર હતી. કવિની જે કવિ મારા પતિના યશનું કાવ્ય બનાવી મારા રાણાની કીર્તિ ઉજ્જળ કરે. ઠામ ઠામ શોધ કરાવી પણ કોઈ ચારણ કે કવિ દેખાયો નહી. આખરે એક કવિ આખર પથારીમાં પડયો હતો. અશક્ત હતો. ચાલવાની શક્તિ ન હોતી. અફીણનો કસુંબો પણ મળ્યો ન હોતો, કેવલ નિસ્તેજ સ્થીતીમાં પથારી વશ પડયો હતો. આવા સમાચાર કોકે આપ્યા, રાણી જેતલબા કવિની પાસે ગયા, અને બોલ્યા કે ઘણું જીવો મારા દેવી પુત્ર આજે રાણી જેતલ પોતાના પતીના યશગાનનું કાવ્ય સાંભળવા અને જનતાને સંભાળાવવા સારૂ વીનંતી કરવા આવી છે પધારો કવિરાજ કોણ દેવી જેતલબા ભલે પધારી ગુર્જરેશ્વરની રાજ્યમાતા ધન્ય છે. તારી ટેક અને નેકને બા. જેતલ હું અશક્ત છું બોલી શકવા માટે લાચાર છું. બોલવાના શબ્દો શોધું છું પણ જડતા નથી. ત્યાં જેતલ બોલી, કે કવિરાજ ગુજરાતની રાજટમાતા તમને ખોળો પાથરે છે. કે મારા પતિના યશગાનની ફક્ત ચારજ લીટી સંભળાવી મારી ઉકળતી આત્માને શાંન્ત કરો. પધારો મા કાલે સવારે દરબાર ભરાવજો. યાદ આવશે. એવું કહીશ.

પધારો મા પધારો, ધન્ય છે તમારી પતિભક્તિ અને ધન્ય છે મા તમારી વીરતાને.

ત્યાં તો બીજા શૂરવીરો પણ કવિ પાસે જઈ પોતાના નામની પણ કંઇ કવિતા બોલે એવી વિનંતી કરવા લાગ્યા. કવિ તો પોતે

અશક્ત દશામાં પડયા હતા. અને બોલ્યા કે ભાઈ જેવો વખત હશે તેવું બોલાશે.

પ્રભાતનો પ્રહોર થયો આખી પ્રજામાં આનંદ આનંદ છવાઈ રહ્યો છે રાણી જેતલબાને આજે આનંદની સીમાનો પાર નથી. કવિરાજ આજ મારા પતિના યશગાનની કવિતા ગાશે. મારા રાણાની કીર્તી જગમાં વિખ્યાત પામશે. લોકો ધન્યવાદ આપશે એજ વિચારમાં રાણી પોતાનું સર્વજ્ઞ ભુલી ગઇ. રાજ્ય દરબાર ભરાયો, રાણાજી પોતાના સ્થાન પર આવ્યા. મંત્રી તેજપાળ અને સેનાપતિ સોમવર્મા પણ આવ્યા પ્રજાના સૌ આગેવાનો પણ આવ્યા. તાબાના રાજાઓ, જાગીરદારો પણ આવી પોતપોતાના સ્થાન પર ગોઠવાઈ ગયા.

તે વખતે હજારોની મેદનીની ઠઠ જામી હતી. ત્યાં કવિરાજની સવારી લાકડીના ટેકે ટેકે ધીમે ધીમે આવી રાજ્ય દરબારમાં તેમનું સન્માન થયું. પધારો કવિરાજ પધારો. કવિરાજ પોતાના સ્થાન પર બેઠા, ચારે તરફ નજર નાંખી બોલ્યા.

ધન્ય ધન્ય વિરધવળ, રાણાકુળ ઉજ્વળ કર્યું.
શુરવીરતા ખુબ દાખવી, ગુજરાતનું ગૌરવ ભર્યું.
વામાનસ્થલી ભાગી રાણા, પ્રતીજ્ઞા પૂરી કરી.
સૌરાષ્ટ્રની ભૂમી મહીં, તેં નામના અમર કરી.
થર થર ધ્રુજાવ્યુ સૌરાષ્ટને, દુસ્મનો તાબે કરી.
પ્રજાતણા દુખ સર્વે, લીધા રાણા તેં હરી.
પાપીઓના પાપની. શીક્ષા કરી તેં ન્યાયથી.
ભૂમી પવિત્ર થઇ ગઈ, તું આવ્યો અહીં જ્યારથી,
આશીશ પ્રજાજન આપતી રાણા વિરધવળને,
પ્રજા તણા પાલન બનજો, કહેતી પ્રજા આપને.

આટલો કાવ્યનો દુહો સાંભળતાં રાણી જેતલબાના હૈયામાં

આનંદનો પાર ન રહ્યો. કવિરાજને ન્યાલ કર્યો, હજારો દીન દુખીને દાન આપી. પોતાના પતિનો વિજય મહોત્સવ પૂરો કરી દરબાર બરખાસ્ત કરી રાણા અને જેતલ પોતાના નિવાસસ્થાને આવ્યા અને રાણી જેતલબા પોતાના અસુર ભાઇઓના મૃત્યુનું જરા દુખ લાવી રડી લીધું. અને પોતે શ્યામ વસ્ત્રો ધારણ કર્યાં. અને મનમાં બોલી કે હવે વસ્તુપાળની વહુરાણી શોખૂને તેના આપેલા સવાલનો જવાબ આપીશ કે મારા રાણાએ એકલા હાથે વિજય મેળવ્યો છે અને કવિઓએ મારા રાણાની બીરદાવલીઓ પણ ગાઇ છે.

જ્યારે બધુ શાંન્ત થયું ત્યારે જેતલે મંત્રી તેજપાળને પૂછ્યું કે મારા વિરમને તમે કેવી રીતે બચાવ્યો, ત્યાં તો તેજપાળે બનાવટી વાત કરી, પાટણ પહોંચ્યો ત્યાં તો મોટા રાણાબાપુએ ઠપકો આપ્યો અને તેં વિરધવળને એકલો કેમ જવા દીધો. મને ન દેવાનો ઠપકો આપ્યો અને કહ્યું કે તેના હુકમ પ્રમાણે તું લડાઇમાં સાથે ન ઉતરીશ પણ છૂપા વેશે તું તારાથી બનતું બધું કરી મારા વિરધવળને સહાય કરજે અને જો મારો વિરધવળ પીઠ બતાવી પાછો આવશે. તો ગુજરાતની આબરૂ જશે માટે તું તારે છૂપા વેશે જઇ તું તેની મદદમાં જા તેથી મારે મોટારાણાના વચનનું ઉલંઘન કેમ થાય તેથી મારે લાચારીથી આવવું પડયું.

તેજપાળે વિરમને કેવી રીતે બચાવ્યો તે બધી વાત કરી રાણી જેતલે તેજપાળનો ઉપકાર માન્યો આખરે મા જણ્યો ભાઇએ દગો કર્યો, પણ ધરમના ભાઇએ તો બહેનને તો બરોબર બદલો વાળી આપ્યો કે તે બદલો જ્યારે ઇતીહાસ લખાશે ત્યારે લોકોના મુખમાંથી નીકળશે ધન્ય છે આવા ધરમના ભાઈઓને રાણી જેતલબાએ પણ ધોળકાની બધી વાતો કરી અને દેવી અનોપમાનો તો હજાર હજારવાર ઉપકાર માનવા લાગી. અને તેને ધન્યવાદ આપવામાં પણ બાકી ના રાખી. અને બોલી કે જગતમાં કરોડો સ્ત્રીઓ હશે પણ અનો-

પમા તો એકજ છે તેની જોડ જગતની ક્રોડોમાંથી મળવી મુશ્કેલ છે ધન્ય દેવી અનોપમા ત્યાં તેજપાળ શરમાઈ ગયો પોતાની પત્નીની અપૂર્વ વિરતા અને કાર્ય પરાયણતા જોઈ તેને અનોપમા ઘણીજ યાદ આવી, અને મનમાં નક્કી કર્યું કે ધોળકે જઈમારા બાહુપાશમાં એવી લપેટું કે છૂટવાજ ન પામે, તેજપાળ પોતાના સ્થાન પર ગયો ત્યાં જેતલબા બોલી કે નાથ આપણો વીરમ આજે જીવતો જોતાં કેટલો આનંદ આવ્યો. માટે જેણે રામ રાખે તેને કોણ ચાખે.



## પ્રકરણ ૩૬ મું

### અનોપમાની કર્તવ્ય પરાયણતા.

આર્યવર્તના ઈતીહાસમાં કંઇક બ્હેનોએ પોતાના આત્મબલી-દાન આપી પોતાની અમર નામના કરી ગઈ છે અને પોતાની સુવાસ જગતના ચર્ણે ધરી ગઈ છે, તેમાંની આ અનોપમાં પણ તેના ચારીત્ર બળથી પોતાના સેવાભાવથી આખી સારી ગુજરાત પર પોતાની ઇજત આબરૂ વધારી રહી છે, રાણો વિરધવલ રાણી જેતલબા અને તેજપાળ વામાનસ્થલ્લોના યશોગાનમાં પડયા છે ત્યારે ધોળકામાં

અનોપમાં પોતાનું કર્તવ્ય કેવું બજાવી રહી છે તે. તેનો ખ્યાલ આજે તેજપાળને કે રાણુાને નથી.

અનોપમા સવારના પહોરમાં ઉઠી સ્નાનક્રીયા પતાવી જીનેશ્વર ભગવાનની પૂજા વીગેરે કરી પોતાના સ્થાન પર આવી હજારો ગરી· બોને દાન આપતી જાય છે. જાતી ભેદ માનતી નથી ગમે તો જૈન આવે શૈવ આવે કે ઊંચ અગર નીચ આવે પણ અનોપમાના દ્વારથી કોઈ કદી ભુખ્યો જાતો નથી. દરેક દુઃખી આત્માને સંતોષ આપી બધાને જમાડી પોતે જમતી હતી. આ પ્રમાણે તેનો રોજનો કાર્યક્રમ હતો. અનોપમાની ધીરજ તેની સહનશીલતા અને તેની અમૃતમય ભાષા એટલી બધી વિવેકી અને વિનયવાળી હતી કે ભલભલા પણ અનો- પમાના અગાડી માનની દ્રષ્ટીએ જોતા હતા.

અનોપમાના અનુપમ કાર્યોથી મંત્રી વસ્તુપાળ ઘણોજ સંતોષ પામતો હતો. વળી ગુપ્તદાન પણ એવું આપતી હતી કે જમણો હાથ આપે તો ડાબો હાથ ન જાણે, આ પ્રમાણે હજારો નીરાધાર કુટુંબને પણ સંપૂર્ણ સહાય આપી. તેનો આર્શીવાદ લેતી હતી, ઘણા ઘણા મહાન વીદ્વાન જૈનાચાર્યોએ પણ અનોપમાના ગુણગાનના ઘણાજ કાવ્યો બનાવી તેને એક દેવી તરીકે સંબોધી છે, આવી પવિત્ર ભાવનાવાળી અનોપમાં પોતાના જીવનમાં વૈભવ વિલાસની ભાવના ન રાખતાં ફક્ત પોતાનું શું કર્તવ્ય છે તેનાજ ઉપર પોતે પોતાની શ્રદ્ધા ધરાવતી અને કામ કરતી.

એક વખતના સમયમાં અનોમમા હજારો ગરીબોને દાન આપી રહી હતી અને વખત પણ ઘણો વહી ગયો હતો. પોતે ગરીબોને જમાડયા સિવાય જમતી ન હોતી. તે વખતે પોતાને જમવાનું ઘણું મોડું થઇ ગયું હતું તેવામાં એક મુસાફર આવ્યો. મુસાફરને શાંન્તીથી જમાડયો, તેની આગતા સ્વાગતા કરી અને અનોપમા બોલી કે ભાઈ

આપનું નામ શું અને શું ધંધો કરો છો, અને આપ ક્યાં જવાના છો.

ત્યારે મુસાફર બોલ્યો બ્હેન હું ગુજરાતમાંથી આવું છું, મારૂં નામ શોભન છે. હું શીલ્પી છું. અને શ્રી સીદ્ધાચળજી ઉપર પ્રભુની પ્રતિમા ઘડવા માટે જઉં છું. આટલી વાત સાંભળતાંજ અનોપમાને વિચાર આવ્યો. લુંણિંગભાઇની માંદગીનો ખ્યાલ આવ્યો મરતાં-મરતાં તેની ઇચ્છા આબુ ગીરીરાજ પર પ્રભુનું બિંબ પધરાવવાની અંતીમ ઇચ્છા હતી તે દરેક બાબત વિચારતા અને લુંણિંગનો ચહેરો જોતાં અનોપમાને ખ્યાલ આવ્યો રૂપ તેમના જેવું. ભાષાની મધુરતા પણ તેના જેવી. જ્યારે અનોપમાએ પૂછ્યું કે તમારી ઉમર કેટલી ત્યારે તેને પોતાની ઉમર બતાવી. તે વખતે લુંણિંગભાઇના સ્વર્ગવાસને આજે કેટલા વરસ થયા તે વીચારમાં તે વરસ અને શોભનશીલ્પીનું ઉપરનું પ્રમાણુ બરાબર લાગ્યું. જરૂર પોતે સમજી કે ભાઈ લુણિંગનો જ આત્મા આ શોભન શીલ્પી છે ત્યારે પોતે પૂછ્યું કે આબુ ગીરીરાજ ઉપર પ્રભુ પ્રતિમા પધરાવવામાં અને મંદિર બનાવવામાં કેટલો ખર્ચ આવે. આપ પાછા સિદ્ધરાચળજીથી ક્યારે આવશો જ્યારે આપ ત્યાંથી વિદાય થાઓ ત્યારે જરૂર આપ અત્રે આવી જશો મારો વિચાર આબુ ગીરીરાજ ઉપર પ્રભુ પ્રતિમા પધરાવવાનો અને અસાધારણુ અજોડ મંદિર બનાવવાનો ભાવ છે.

આ વાતચીત કરી-ત્યાં શોભન ચાલ્યો ગયો તેટલામાં મંત્રી વસ્તુપાળ આવ્યા ત્યારે માલુમ પડ્યું કે અનોપ હજુ જમીનથી ત્યાં મંત્રી બોલ્યા કે આ પ્રમાણે કાયાને કષ્ટ આપી તમે શું કરવા ધાર્યું છે.

વડીલ તે તો ખાવા પીવાનું અને વૈભવ ભોગવવાનું તો હમેશનું

છે પણ દુઃખી જનને દાન આપવાનું તો જીવનમાં ફરી ફરી આવતું નથી.

આ પ્રમાણે વાત કરી ત્યાં વસ્તુપાળ સમજ્યો કે ધન્ય છે. આ દયાની દેવીને તેવામાં એક કરૂણ દેખાવ. અનોપમાના જોવામાં આવ્યો બહારગામથી એક કુટુંબમાં ત્રણ ચાર સ્ત્રીઓ હતી. ચાર પાંચ બાળક હતાં. ચાર પાંચ પુરૂષો હતા. દેખાવ ઉપરથી કોઈ ખાનદાન લાગતા હતા. મોં ઉપર ગરીબાઈની છાપ હતી માગવું ને મરવું તેના આત્માને અસહ્ય લાગતું છતાં ભાગ્યને વશ થઈ દેશ મુકી પરદેશ પોતાના પેટનો ગુજારો કરવા આવ્યા હતા. આખો દીવસ ફર્યા પણ કંઈ આશરો ન મળ્યો. તે વખતે અનોપમા પોતે જમવા બેઠી હતી. બહારથી કોઇ માણસે આવી કીધું કે–બા–બહાર કોઈ દુખી કુંટુંબના બાર પંદર માણસો બીચારા આંખમાં અ,સુ લાવી પોતાના ભાગ્ય ઉપર રડે છે. તરત અનોપમા જમતાં–જમતાં હાથ ધોઈ બહાર આવી, તે કુટુંબને જોતાં જ તેના આત્મામાં દયાનો ઝરો વહેવા માંડયો ત્યાં અનોપમા બોલી કે–ભાઈઓ અને બહેનો આપ આ જગા ઉપર બેસો. જરા પણ મુઝાશો નહિ. હૃદયમાં દુઃખ લાવશો નહી કર્મને આધીન આખું વિશ્વ છે. માટે ભાઇઓ સુખ-દુઃખ તો આવે અને જાય. માટે આ તમારૂ જ ઘર સમજશો. આ પ્રમાણે આવેલું કુટુંબ અનોપમાની મધુંરી વાણી સાંભળી. સારૂએ કુટુંબ અનોપમાના ચર્ણોમાં પડયું જયારે પુત્ર પોતાની માતાને ચર્ણે પડે તેમ આં આખા કુટુંબને અનોપમાદેવી ઉપર પોતાની જનેતા કરતાં પણ વધારે પ્રેમ આવ્યો. ધન્ય છે દેવી તમે તો એક દયાની મુર્તી છો. ધન્ય છે તમારી સેવાભાવી લાગણીને.

નાના બાળકોના શરીર ઉપર ફાટેલાં–કપડાં બહેનોના અંગ ઉપર પણ ફાટેલા ઓઢણા અને કાપડાં પુરૂષોની કાયા ઉપર થીંગડા

મારેલા ધોતર અને ફુગ્ગા આ જોતાં જ અનોપમાની આંખમાં આંસુધારા વહેવા માંડી. હે દેવ શું તને જરા પણ દયા આવતી નથી. આવાં બીચારા નિરાધાર ગરીબો પર જરા પણ તારી કૃપા નથી. ત્યાં તો પોતાના માણુસને બોલાવી. તમામ જાતની સગવડ કરાવી પોતાની એક જગામાં બધાનો મુકામ કરાવી કપડાં વીગેરે બદલાવી સ્નાનાદિ ક્રીયા વીગેરે પતાવી બધાને સાથે લઈ પોતે જમવા બેઠી. આનું નામ શ્રાવક ધર્મ અને સાચી દયા આજે તો ખોટો આડંબર અને વાહવાહના ભુખ્યા ધનવાનો પોતાંની સાચી વસ્તુ ભુલી ગયા છે પોતાના દુઃખી ભાઈબ્હેનોની કઈ પરિસ્થિતી છે તેનો પણ ખ્યાલ ચૂકી ગયા છે; જો ધનવાનોના ધનનો ઉપયોગ આવા દુઃખી આત્માઓના ભલા માટે કરવામાં આવે તો હજારો ગરીબો આજે પોતાનો નિર્વાહ ચલાવીને આર્શીવાદ આપી રહ્યા હોય. પણ તે તો આજના ધનવાનોની આશા રાખવી તે નકામી છે.

જ્યારે આવેલું પરદેશી કુટુંબ જમી કરી સ્વસ્થ થયું ત્યારે વડીલ વસ્તુપાળને અનોપમાએ અરજ કરી કે—આ ભાઈઓને કંઈક ધંધો અપાવો વસ્તુપાળે આવેલા મુસાફરોને ધંધા માટે સહાય આપી સારા કુટુંબની સ્થિતિ પલટાવી નાંખી. ધન્ય છે દેવી અનોપમાની દયાને અને તેની ઉદારતાને.

વસ્તુપાળ પણ અનોપમાનું દયામય અને સેવામય વર્તન જોઈ મનમાં ને મનમાં પુજ્યભાવ દર્શાવતો અને કહેતો કે આતો કોઈ અલૌકિક માયા છે કે પોતાના જીવનના સુખની પણ જેને પરવા નથી. જેને પરાયા દુખ કેમ દૂર થાય ગરીબ કેમ સુખી થાય એજ ભાવના આખા જીવનમાં જેને ઓતપ્રોત બનાવી છે જ્યારે આવેલા મુસાફરોના કામથી પરવારી મંત્રી વસ્તુપાળ અને દેવી અનોપમા પોતાના વિશાળ–હોલમાં બેઠા છે. સાથે લુણસી પણ કાકાના ખોળામાં બેઠો છે ત્યાં તો વાયાનસ્થળીથી સમાચાર આવ્યા અને

વિજયની વધામણી કીધી. તેજપાળ મંત્રીએ બજાવેલી ભાતૃભાવના. રાણી જેતબાએ બતાવેલી શુરવીરતા અને રાણા વીરધવળે બતાવેલી બહાદુરી વીગેરેના તમામ સમાચાર મળતાં વસ્તુપાળ બોલ્યા કે–લ્યો દેવી વાયાનસ્થળીના વિજયના સમાચાર તેમ તમારા પતિની ભાતૃભક્તિના સમાચાર આવી ગયા ખુશી થાઓ દેવી હવે તો તમે સંઘયાત્રામાં જોડાશોને–અને સંઘના સંઘવણ બની સંઘની સેવા કરશો ને ત્યાં પાછી અનોપમા બોલી. વડીલ વારે ઘડીએ તમે મને પૂછો અને હું તમારા ઉત્સાહભર્યા કાર્યમાં આડી જીભ કરૂં તે મને ઠીક લાગતું નથી. ત્યાં તમને મારા પ્રત્યે કંઈ ખોટું લાગી જાય. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે વળી પાછું શું છે શું આપ ભૂલી ગયા. ભાઈ લુંણિગની માંદગી વખતે લુંણિંગભાઈ શું બોલતા હતા. મારે આબુગીરીરાજ ઉપર પ્રભુ પધરાવવા છે ને તેની મરતાં મરતાં અંતીમ ઇચ્છા હતી આપે તે ઇચ્છાનો જવાબ પણ એવો આપ્યો હતો કે જરૂર તારી ઇચ્છા પુરી કરીશું. તો જ્યાંસુધી મરનાર ભાઈની અંતીમ ઇચ્છા પૂરી ન થાય અને આબુગીરીરાજ ઉપર પ્રભુ ન પધરાવો. ત્યાં સુધી તો સંઘ યાત્રા શોભશે નહિ. પહેલાં કરેલી પ્રતિજ્ઞા યાદ કરો. ત્યાં વસ્તુંપાળ પોતાના મનમાં વિચાર કર્યો કે–આ શું અનોપમાની યાદશક્તિ શું તેની લુણિંગ પ્રત્યેની ભાવના ધન્ય છે દેવી ધન્ય છે આજ તમે મને મારી ફરજનું ભાન કરાવી મને આભારી કર્યો છે હું તો તમારો કેટલો–આભાર માનું.

વસ્તુપાળે તો પ્રભુનો ઉપકાર માન્યો કે અમારા પુર્વ કર્મના પુણ્યયોગે અમને પણ માર્ગદર્શક બનાવે તેવી ઘરવખુ ગૃહદેવી મળી અનોપમાના શબ્દો ઉપર વસ્તુપાળને ઘણી અસર થઈ અને પુછ્યું કે આ વાત તમને આજે કેમ યાદ આવી. ત્યાં ખુલાસો આપ્યો હજારો ગરીબો જમી ગયા પછી પાછળથી એક લુણિંગભાઇના સ્વર્ગવાસને જેટલાં વરસ થયાં તેટલી જ ઉમરનો–શોભનદેવ નામનો શિલ્પી અહીં આવ્યો

હતો મેં પૂછ્યું કે શીદ જાઓ છો તેને કહ્યું કે સીદ્ધાચળજી પ્રભુની પ્રતિમા ઘડવા. ત્યાં મને તેના ચહેરા પર નજર નાંખી ચોકસ લુણિંગભાઈનો જ અવતાર હોય તેવો દેખાવવા લાગ્યો. તે વખતે મને આ લુણિંગભાઈની વાત યાદ આવી. અને આપની સમક્ષ રજુ કરી ત્યાં તો મંત્રીને પણ વાત બરાબર યાદ આવી. ત્યાં મંત્રીએ કહ્યું કે હું તેની હાલને હાલ ખબર કઢાવું છું અને શોધી મંગાવું છું. પણ માણસોને ચારે દીશાએ મોકલ્યા પણ શોભન હાથ આવ્યો નહી.

આ વાત જ્યાં પૂરી થઈ ગઈ વસ્તુપાળ પોતાના સ્થાનકે-ગયો ત્યાં તો વીજળી વેગે સમાચાર આવ્યા કે રાણા વિરધવળ અને મંત્રી તેજપાળ વાયાનસ્થળીનો વિજય વરીને આવે છે ગામમાં ધામધુમ થઇ રહી છે શહેરમાં ઠામઠામ આશોપાલવના તોરણો બંધાવવા માંડયા ગામના લોકોમાં પણ અપુર્વ ઉત્સાહ આવ્યો અને રાણા વિરધવળનું અને મંત્રી તેજપાળનું ધોળકાની પ્રજાએ વાજતે ગાજતે સુંદર રીતે સ્વાગત કર્યું અને રાણી જેતલબા પણ પોતાના પતિ વિજય કરીને આવ્યા તેથી તેમના રદયમાં ખુશાલી અને આનંદનો પાર નહોતો. સૌ લોક પોતપોતાના નિવાસસ્થાને પધાર્યા ત્યાં તો તેજપાળ પોતાની પ્રીયતમાને ભેટવા સારૂ ઉતાવળો થઈ રહ્યો હતો. ત્યાં રાણા પાસે રજા માગી પોતે પોતાના મુકામ આવ્યો ત્યાં દેવી અનોપમા પતિનું સ્વાગત કરવા ઊભી રહી હતી. પધારો પ્રાણેશ ત્યાં અનોપ-માએ પોતાના પતિનું સ્વાગત કરી. કુશળ પૂછ્યા તેજપાળ બોલ્યો. દેવી આજ તો મારે તને એવી ભયંકર શીક્ષા આપવી છે કે-તું તારી જીંદગી સુધી યાદ કરે-તો જેવી પ્રાણેશની મરજી. દાસી શીક્ષા ખમવા તૈયાર છે.

બોલો નાથ શી શીક્ષા આપો છો. ત્યાં તેજપાળે બાહુપાશમાં

વીંટાળી દીધી અને અનોપમાના મુખ ઉપર ચુંબન કરી તેજપાળ અનોપમાના હૃદયમાં આરામ ભોગવી રહ્યો. હતો આમ રાત્રીના ટાઇમે વખતે નિદ્રાદેવીની સ્વારી પધારી બન્ને યુંગલ આરામથી પોઢી ગયા.



## પ્રકરણ ૩૭ મું

### જુનાં સંભારણાં

વસ્તુપાળ પોતાની રૂમમાં બેઠા છે. ત્યાં તો લવણપ્રસાદ રાણા આવ્યાના સમાચાર આપ્યા. વસ્તુપાળ રાણાજીને મલવા ગયો. રાણાએ વસ્તુપાલને છાતી સરખો દાબ્યો અને ઘણો જ પ્રેમ બતાવ્યો ત્યાંતો લવણપ્રસાદ બોલ્યો કે-તમને કંઈ વાત કહેવા મારી મરજી છે. ખુશીથી બોલો બાપુ એવી તે શી વાતો જે વાત કહેતા આપ મુઝાઓ છો.

રાણાએ જ્યારે કીધું કે-તમો જ્યારે વીસ વરસ પહેલાં પાટણ જતા હતા ભણવા સારૂ ત્યારે મેં તમને ખીજાવ્યા હતા, અને તમારી થેકડી કરી હતી. તે દીકરાઓની માતા કેવી ભાગ્યશાળી હશે કે જેને આજે મારૂં પાટણ ગુજરાત અને ધોલકાને શોભાવ્યું છે ધન્ય છે તે જનેતા કેવી સુંદર હતી. તે માતાનું શું રૂપ શું ગંભીરતા

શું તેનું પ્રભાવશાળી મુખાર્વીંદ વીગેરે અનેક શબ્દોથી લવણુ રાણો વખાણુ કરતો હતો. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે બાપુ ફરી એકવાર બોલો કે–મારી મા કેવી હતી. સાંભળ શીલવતી હતી ધર્મપરાયણુ હતી. કર્તવ્ય પરાયણુ હતી. સમયની જાણુ હતી સેવાભાવી હતી. અનેક ગુણોથી અલંકૃત તે તારી માતા હતી. ત્યાં માતાના ગુણુ સંભારી વસ્તુપાળની આંખમાંથી ચોધારે આંસુ આવ્યા મા તું જો અત્યારે હોત તો તારા આત્માને કેટલો આનંદ થાત ત્યાં લવણુપ્રસાદને પણુ પોતાની રાણી યાદ આવી તે વખતે એ રાજસંન્યાસી લવણુપ્રસાદે નીસાસો નાંખી મદનને સંભારવા લાગ્યો. ત્યાં વસ્તુપાળ સમજ્યો અને બોલ્યો કે મા મદન હજુ અહીં છે મોતના છેલ્લા શ્વાસે તેનો આત્મા હવે જવાની તૈયારીમાં છે ત્યાં લવણુપ્રસાદ બોલ્યો કે ભાઈ હવે ઝાઝીવાર બોલીશ નહી જેવી ભાવીની પ્રાબલ્યતા મનુષ્યનું ધાર્યું કંઈ કામ આવતું નથી માટે મનુષ્ય માત્ર ભૂલને પાત્ર હોય છે સર્વગુણસંપનનો ઈશ્વર છે માટે મારી જે ઈચ્છા હતી તે એટલી જ હતી કે ફક્ત જે વખતે મેં તમોને બાળક અવસ્થામા જરા દુભાવ્યા હતા તેની મારે ક્ષમા માગવી જોઈએ.

તેથી જ મેં તને બોલાવ્યો હતો માટે હવે તું કંઈપણુ આગળ બોલ્યા સિવાય તું તારા કામ પર ચાલ્યો જા ત્યાં તો રાણાજીને ખબર આપી કે તેજપાળ મંત્રીના ધર્મપત્ની આપશ્રીને મળવા માટે આવ્યા છે તો આપ પધારો ત્યાં વસ્તુપાળ ચમકયો કે દેવી અહીં કેમ આવી હશે છતાં ગંભીરતા ધારીને પોતે ચાલ્યો ગયો.

ત્યાં રાણાજી પણુ અનોપમાને મળવા માટે ઊઠ્યા. રાણાજીના ચહેરા ઉપર ગમગીનતા છવાઈ રહીતી. આત્માના ઊંડાણુમાં કોઈમહાન વેદના તેમને સતાવી રહી હતી. તેવા સમયમાં ચારીત્ર શિરોમણી દયાની દેવી અને ગંભીરત.ની મુર્તી રાણાજીને નમસ્કાર કરી સામે વિનયથી ઊભી રહી બોલી પિતાજી આપ કુશળમાં છોને રાણો ચમકયો તેના મનના મનોભાવ વાંચવા માંડયો સમજી શકયો નહી કે

અનોપમા શા કારણે આવી છે બોલો દીકરી શા કામે તસ્દી લેવી પડી જ્યારે આપ વડીલ થઈ આપની ફરજ ન સમજો તો બાળકબુધ્ધિની દીકરીએ પોતાના પિતાને વિનંતી કરી સત્ય વસ્તુ સમજાવવી તે પુત્રી તરીકે મારી ફરજ સપજું છું. રાણાજી અનોપમાની ભાષા અને બોલવાની ચતુરાઇ જોઈ નવાઈ પામ્યો. તેની ભવ્ય આકૃતિ અને શીલનું તેજ પણ કોઈ દૈવી જણાયું ત્યાં લવણપ્રસાદ બોલ્યો કે બેટી સંકોચ રાખ્યા વગર ખુશીથી કહે. તો સાંભળો. પિતાતુલ્ય રાણાજી ગઈ ગુજરી ભુલી જાઓ તમારા દીકરાના સામુ જુઓ અનક કષ્ટો વેઠી જેને પોતાના વહાલા બાળકને ગમે તેવા સંજોગો પણ મોટો કરી રાજા બનવાને લાયક બનાવ્યો તેના આત્માની શું પીડા હશે તે કોઈ વખત આડકતરી રીતે પણ આપે જાણવા પુરતી પણ ઊદારતા બતાવી નથી. આજે એ દીકરાની માતા રસ્તાની રખડતી ભીખારણ અને આપના હૃદયથી મરી ગયેલી મદન રાણી આજે છેલ્લા શ્વાસે જીવી રહો છે એના આત્માને હવે કોઈ જાતની તમન્ના રહી નથી ફક્ત તમન્ના એટલી જ કે આપ હવે હદયમાં ગુસ્સો ન રાખતાં છેલ્લા શ્વાસે વ્હાલભર્યાં શબ્દોથી તેને ક્ષમા આપી તેનું મરણ સુધારો. દુખ લાગે તો દીકરીને ક્ષમા કરશો પણ એક રાજ્ય રાણી તરીકે જેનું સ્થાન આજે તમારા હૃદયમાં શોભતું હોત પણ ભાવીની પ્રાબલ્યતા અગાડી મનુષ્ય તો પામર છે. માટે આપ દયાના સાગર છો. પ્રેમના પરીક્ષક છો ત્યાગભાવનાની મુર્તી છો અને રાજાના વેશમાં આપ સાચા સન્યાસી છો તો આ આપની દીકરીની વીનંતો ધ્યાનમાં લઈ આપ કૃપા કરી આપની એક વખતની મહા-રાણી આજે આશરા વગરની તેમજ જગતથી તરછોડાયલી સાધારણ સ્ત્રી તો તમારી તેના પર આખર સ્થિતિએ પણ પ્રેમની સરીતા નહિ વહે શું છેક આપ હૃદયના નીષ્ઠુર છો આપના હૃદયમાં મદનબા માટે કીંચીત પણ જગ્યા નથી ભલે જગત તેને મરી ગયેલી જાણે છે. પણ આજે એ ફક્ત એક તેના વિરધવળ માટે અને આપની છેવટની

ઘડીએ ક્ષમા માગવા માટે જીવતાં છે જ્યાં રાણો બોલ્યો કે બસ દીકરી હવે ઝાઝુ બોલીશ નહી. મૃત્યુ પામેલા પ્રેમને હવે સજીવન કરવા સારુ મારા આત્માને ઉશ્કેરીશ નહિ દીકરી તું હજુ બાળક છે છતાં તારી બુદ્ધિ અને ચારીત્રશીલ આગળ આ તારો વૃદ્ધ પિતા લવણુરાણો લાચાર છે.

બાપુ જરા પણુ આત્માને ક્લેશ કરશો નહી. આશા ભર્યા આત્માની જો અંતીમ દશાએ આશા પણુ પૂરી કરવામાં ન આવે તો બાપુ મરનાર આત્માની સદ્દગતી થતી નથી. અને તેનો આત્મા દુર્ગતિમાં જાય છે.

માટે છેવટની ઘડી જ્યાં આવી રહી હોય. હવે આપ અને મદન ફરી કોઇ પણુ વાર મળવાના નથી તો શું તમને તમારા દીકરાની જનેતા તરીકે પણુ તમને તેના માટે કંઈ પણુ મમતા કે માયા નથી.

રાણો મહાત્ થયો, આખરે અનોપમાના બોલવાના વચનો પર તેને શ્રદ્ધા થઈ અને છેવટે પોતાના મનથી મરી ગએલી મદનને છેલ્લા શ્વાસેજ પણુ ક્ષમા આપવા સારૂ તૈયાર થયો—પણુ ત્યાં તો ફરી પાછો લવણુપ્રસાદ, રાણા બોલ્યા કે, દેવી મને આ બધી પંચાતમાં પડવાનું અને મને ઉપદેશ આપવાનું શું કારણુ, કારણુ ફકત એટલુંજ મદન-બાની સર્વ હકીકત મારી ધ્યાન બહાર નથી. દેવરાજ પાટીલ અને મદનબાની પવિત્ર ભાવના મારાથી અજાણી નથી વિરધવલ માટે અને આપના માટે તેમની લાગણીનો પાર નથી ગુજરાતની ગૌરવતા ભરેલી સ્થીતી જોવા માટે બન્ને આત્માઓની અધીરાઇનો પાર નથી આવી લાગણી ભરેલા આત્માને જ્યારે પોતાના અંતીમ સમયે જો તેની મનની ઇચ્છા પૂરી કરવામાં ન આવે તો બાપુ ભવિષ્યમાં તેનો આત્મા દુભાય અને ભવિષ્યમાં કંઈ અનીષ્ટ થવાનો સંભવ રહે તેથી થએલી ભુલતો ભૂલાવવાની નથી. પણુ સાંભળો ભુલ થવી એ તો મનુષ્ય સ્વભાવનું મુખ્ય લક્ષણુ છે થએલી ભુલની ક્ષમા આપવી તે વિવેક છે.

અને થએલ ભુલની ક્ષમા આપવી તેના જેવી ઉદારતા આ વિશ્વમાં એક નથી માટે આપ તે મદનબાને અંતિમ સમયે તેને ક્ષમા આપી તેના આત્માને શાંન્તી આપો.

ત્યાં લવણુપ્રસાદ ઉઠયો બોલ્યા ચાલ્યા વગર અનોપમાની પાછળ પાછળ કોઈ પણુ ન જુએ તેવી રીતે ગયો. જ્યાં મદનબા માંદગીના બીછાણે છેલ્લા શ્વાસનો દમ ખેંચી રહી છે ત્યાં લવણુપ્રસાદ પોચ્યા. દેવરાજ પાટી[illegible]નુ ગમગીન સ્થીતીમાં બેઠો છે અને ત્રણુ ચાર અજાણી વ્યક્તિઓ પણ બેઠી છે ત્યાં જઈ લવણુપ્રસાદે મદનને બોલાવી મદનરાણી જરા શુદ્ધીમાં આવી સમજી કે મારા દેવ આવ્યા છે ત્યાં પોતાનું શરમીંદુ મોં ઢાંકી દઈ મહામુશ્કેલીએ બે હાથ જોડી તેના ચર્ણોની રજ શીર પર લઈ બોલી કે હાશ, હવે મારો આત્મા ને શાંન્તી થઈ. ત્યાં લવણુ રાણો ગદ્ગ ગદ્ગ અવાજે મહામહેનતે બોલ્યો કે તને ક્ષમા છે.

આખુ વાતાવરણુ ગમગીન બની ગયું. મદનરાણીનું દેહ પંખીડુ ઉડી ગયું. અને શબ પડી રહ્યું. ત્યાં વસ્તુપાળ આવ્યો, અને મદદ-માની અંતીમ ક્રીયા કરવા છેક સુધી રોકાઇ મરનારના આત્માને પ્રભુ સદ્ગતિ આપો. એ પ્રાર્થના કરી. ત્યાં અનોપ ખૂણામાં ઉભી હતી. વસ્તુપાળ બોલ્યો કે શાહબાશ દેવી મારા મંનની કલ્પના તમે જાણી લઇ જે ઉત્તમ કાર્ય મરનાર મદનબાના માટે બજાવ્યું. તેના માટે આ વસ્તુપાળના દેવી તને હજારોવાર ધન્યવાદ છે. શાક્ષાત તું પુણ્યા-ત્માની પવિત્ર મુર્તિ છો, અનોપમા શરમાઇ નીચી દ્રષ્ટી કરી પોતાના નિવાસસ્થાને ગઈ અને સૌ પોતપોતાના કાર્યમાં ગુંથાયા.

## પ્રકરણ ૩૮ મું

### પાટણ–અને ખંભાતના આગેવાનો ધોલકામાં

સમય સમયનું કામ કરે જાય. મનુષ્ય પોતાનુ કર્તવ્ય બજાયે જાય આં પ્રમાણે જગતની ચાલુ ધટમાળનો રીવાજ છે. આજે પાટણનો રાજા ભોળા બીમદેવ ઘણા વર્ષોથી પોતાના પાપી આચરણથી ભયંકર બીમારી ભોગવી રહ્યો છે. ઉઠવા બેસવાની પણ શાકત નથી. ગુજરાતની ગાદી આજે રાજા વગરની સુની છે તો પ્રજાજનોના આગેવાનો વિચાર કરી ઘણા સહૃ ગૃહસ્થો ધોલકામાં આવ્યા. ત્યાં તો જ્યાં જુઓ ત્યાં વિજયની વાતો ચાલતી હતી. રાણા વિરધવલની બહાદુરી માટે પાટણની પ્રજાની માગણી તેમને પાટણમાં ધામધુમ સાથે વિજય પ્રવેશ કરાવવો. આ વખતે વસ્તુપાળ અને તેજપાળ અને અનોપમા ત્રણેની ત્રીપુટી પોતાના નિવાસસ્થાનમાં બેઠી છે ત્યાં ભવિષ્યમાં કેવી રીતે કાર્ય કરવું અને આબુ ગીરીરાજ ઉપર કેવાં સુંદર મંદિર બનાવવા અને પોતાના મોટાભાઈ લુંણીંગનું નામ કેવી રીતે શોભાવવું એજ વાત ઉપર ત્રણે ત્રીપુટી ગંભીર વીચારણા ચલાવતી હતી. ત્યાં પ્રજાના આવેલા આગેવાનો મહામંત્રી વસ્તુપાળ પાસે આવ્યા. આવનાર ગૃહસ્થોને વસ્તુપાળે અને તેજપાળે સુંદર સ્વાગત કરી તેમને આસન પર બેસાડી ધોલકે આવવાનું કારણ પુછવા માંડયું. ત્યાં તો આગેવાન ગૃહસ્થો બોલ્યા કે અમારી અરજ એકજ છે કે રાજા બીમદેવ આખર સ્થીતીમાં છે પાટણની ગાદી રાજા વગરની ખાલી છે માટે અમારી અરજ એક છે કાંતો રાણા લવણપ્રસાદ ગુજરાતના રાજ્યનો મુગટ

સ્વીકારે. નહી તો રાણા વિરધવળ સ્વીકારે આ પ્રમાણે વાતચીત ચાલે છે ત્યાં તો લવણપ્રસાદને માલુમ પડયુ કે મંત્રીશ્વરને ત્યાં બધી રાજ્ય વ્યવસ્થા માટે પ્રજા આવી છે. તેજ વખતે રાણા લવણે અનોપમાદેવીને ખાનગી બોલાવવા સારૂ માણુસ અને પાલખી બન્ને મોકલ્યા. અનોપમા પતિની આજ્ઞા માગી. રાજ્યગઢમાં જવા માટે તૈયાર થયાં રાણા લવણપ્રસાદને અનોપમા માટે ઘણુજ સન્માન અને દીકરી તરીકે તેના પર પુજ્ય ભાવના અને પીતૃપ્રેમ હતો. અનોપમા આવી. પિતાતુલ્ય રાણાને નમસ્કાર કરી આસન પર બેઠી.

રાણાએ કીધું કે દીકરી પાટણ અને ખંભાતની પ્રજાના આગેવાનો રાજા ધીરાજ મને અને વિરધવળને બનાવવા માટે આવ્યા છે. પણ જયાં સુધી મારી હૃદયની વેદના અને જે હકીકત મારા જાણવામાં છે તે હકીકતનો બદલો લીધા સિવાય પાટણનો રાજા શાંન્તીથી રાજ્ય કરી શકશે નહી. તેથીજ બેટા મેન્તને બોલાવી છે-કહો પિતાજી શું આજ્ઞા છે જયાંસુધી ગુજરાતના પાયતખ્ત ઉપર દુશ્મનો ટાંપી રહ્યા છે અને ધોળકાને ઉખેડવા ચારે તરફના રાજાઓ એકપગે થઈ રહ્યા છે અને ગોધરાનો અભિમાની રાજા ધુઘલે પોતે બહાદુર છે તે બતાવવાની રૂએ પાટણના રાજાને કહેણ મોકલ્યુ છે એક ચુંદડી અને મેશની દાબડી અને તેની સાથે પત્ર આ સદેશો આવ્યાને-આજે ત્રણ વરસ થઈ ગયા છતાં તેનો ન્યાય આપવાની આજે ગુજરાતના ગુજરાતીઓમાં તાકાત નથી-સદેશામાં ધુઘલ લખે છે કે-પાટણનો રાજા બીમ મોકલેલી ચુંદડી પહેરી અને મેંશ આંખમાં આંજી સોળ શણગાર સજી મારૂ અંતે ઉર શોભાવવા રાણી બનીને આવે બોલ બેટા અનોપ આનો જવાબ પાટણના આગેવાનોમાં કે ખંભાતના આગેવાનોમાં આવવાની તાકાત હોય તો ગુજરાતનું રાજ્ય સાચવવા માટે રાણો કબુલ થાય છે અને પમા સાંભળી ગભીર બની વિચાર કરી જવાબ આપ્યો. આપ કાલ સવારે દરબાર ભરજો અને

પ્રધાને આમંત્રણ આપી બોલાવજો જો જે વાત થાય તે લક્ષમાં રાખી આવેલી ભેટ રાજ્ય વચ્ચે બતલાવી તેનો ખુલાસો સમજાવજો અનોપમા પોતાનાથી બનતુ કરશે અને ગુજરાતની આબરૂ માટે-પોતાનુ સર્વંશ લુટાવશે.

શાબાશ દીકરી ત્યાં સુંદર પોશાકનો સરપાવ આપી અનોપમાને વદાય કરી. નીવાસસ્થાને આગેવાનો બેઠા છે વસ્તુપાળને આગેવાનોની વાત ધ્યાનમાં બેઠી પાટણની ગાદી ઉપર બાપ અગર દીકરાને ગમે તેને રાજા સ્થાપીશું. આપ ચીંતા કરશો નહી.

સૌ પોતપોતાના કાર્યમાં ગુંથાયા–લવણપ્રસાદે મંત્રીને બોલાવી હુકમ આપ્યો. કાલે સવારે દરબાર ભરો અને આવેલા આગેવાનોની જે કંઇ હકીકત હોય તેનો તોડ લાવો–વસ્તુપાળે હુકમ કાઢયો દરબાર સવારે ભરવાનું નક્કી કર્યું. પોતાના સ્થાન પર આવ્યો તે વખતે તેજપાળ અને અનોપમા–બન્ને પોતાના શયનગ્રહમાં બેઠા છે ત્યાં અનોપ બોલી કે નાથ કાલના દરબારમાંથી ખાલી હાથે પાછા ન આવશો–અને બરાબર રાજ્યભક્તિ અને જીવનનું આખરી કર્તવ્ય બજાવવા મારા દેવ મને યાદ ન કરતાં જરૂર બજાવશો બહાદુરી-ભર્યું મોતને સ્વીકારજો લાખોગણી ગુલામીની સાહબી હોય તો તેણે તરછોડજો દેવી મને વાત તો સમજાવો. વાત સમજાવીશ તો વસ્તુથી ચાલી જશે. મારા પતીમાં કાયરતા આવી જશે અને અનોપમાના પ્રેમમાં પોતાની ફરજ ભૂલી જશે માટે વિશ્વાસ રાખો શાસનદેવ તમારૂં અમર નામ કરશે અને અનોપમાની વેંત–વેંત છાતી ઉછળશે તેજપાળે અનોપમાની વાત સાંભળી. અનોપમાને પોતાના હૃદયસ્થાનમાં વ્હાલી કરી મુખ ઉપર ચુંબન કરી પ્રેમમય વાતાવરણમાં બોલ્યો કે વ્હાલી કાલના દરબારમાંથી ખાલી હાથે પાછો નહી આવું. એ મારૂ વચન છે. બસ સ્વામીનાથ મારી ભાવના પુરી કરી નેમનાથ ભગવાન તમારૂ રક્ષણ કરે.

સવારના પહોરમાં આવેલા પ્રજાના આગેવાનો અને તમામ સરદાર અને જાગીરદારો વીગેરે હજારોની સંખ્યામાં રાજ્યસભામાં આવી રહ્યા છે. ત્યાં જેતલબા-સોખુ અને અનોપમા પણ ચક નાંખી દરબાર હોલમાં રાજ્યસભાની શોભા નિહાળી રહ્યાં છે. ત્યાં મહામંત્રી વસ્તુપાળ અને તેજપાળ પણ પોતાના સ્થાન પર બેસી ગયા છે. રાણો લવણુપ્રસાદ અને વિરધવળ બન્ને બાપ-દીકરા પણ પોતાના સિંહાસન પર આરૂઢ થયા છે. ત્યાં વસ્તુપાળે રાણાને અરજ કરી કે પ્રજાના આવેલા આગેવાનો આપની પાસે અરજ કરે છે કે-પાટણની ગાદી ઉપર આપ અગર રાણા વિરધવળ બીરાજે. વસ્તુપાળ તુ ભૂલે છે રાણો બોલ્યો પાટણ ગુજરાતની ગાદીનો મોહ તો ભરૂચના રાજા શંખને છે. અને દેવગીરીના રાજા યાદવને છે, રાજા સિંધણુદેવને છે અને અભિમાની ગોધરાના રાજા ધૂઘલને આ બધા દુશ્મનો-આગળ આજે રાજ્યની કંઈ કીંમત છે. લે આ કાગળ અને બચકુ છોડી એ કાગળ વાંચી જોઈ જેને એ કાગળ લખ્યો છે જેને એ ભેટની ચીજો મોકલાવી છે તે મોકલનાર અભિમાની રાજાને જ્યાં સુધી જીવતો પકડી મોકલેલી ભેટ તેને પહેરાવી આખા ધોળકામાં ન ફેરવાય ત્યાં સુધી પાટણની ગાદી સલામત નથી.

વસ્તુપાળ ચીઠી વાંચી ચીઠીમાં લખ્યું હતું કે પાટણનો રાજા ભીમ આ ચુંદડી પહેરીને આંખમાં મેંશ આંજીને-રાજા ધુઘલનુ અંતે ઉર શોભાવે અને પાટણના ગાદી મને સોંપે.

રાજા ધુઘલનું નામ સાંભળતાં-બેઠેલા સભાજનોના મોતીયા મરી ગયા. જે ધુઘલનું નામ સાંભળતાં રોતાં બાળક છાનાં રહી જાય. ધુઘલનું નામ સાંભળતાં ગર્ભવંતી સ્ત્રીને પ્રસવ થઈ જાય અને ધુઘળનું નામ સાંભળતાં લોકો વગર લડાઈએ તાબે થઈ જાય. આવી ધુઘળની ધાક આગળ તેની વીરતા આગળ તેના શરીર આગળ તેના બાહુ-બળ આગળ ગુજરાતનો એક પણ ગુજરાતી ટકી શકે નહી વસ્તુ-

પાછે બધી ચોખવટ કરી આવેલા પ્રજાજનોને સમજાવ્યા. બેઠેલા સરદારો અને શુરવીર સામંતોને-ઉશ્કેર્યા પણ કોઈ માઈનો પૂત ધુધળને તાબે કરી જીવતો પકડી ચુંદડી પહેરાવી આંખમાં મેંશ અંજાવી લાવવા કોઈ તૈયાર થયો નહી.

વસ્તુપાળ બોલ્યો કે જે ગુજરાતનો ગરવો ઈતીહાસ આજે ભુરાઈ ગયો જે ગુજરાતે આપેલા બક્ષીદાનો આજે વેડફાઈ ગયા ત્યાં તો રાજ્યનો સેવક ચાંદીની રકાબીમાં પાનનું બીડુ લાવીને મુક્યું. ધુધળને પકડવા માટે કોણ આ પાનનું બીડુ ઉપાડે છે.

સભા શાંન્ત થઈ ગઈ. રાણો હતાશ થયો પ્રજાજનો સ્થંભી ગયા ત્યાં તો સેનાપતિ તેજપાળ ઊભો થયો બોલ્યો નામદાર ધુધળને તમારી આજ્ઞા પ્રમાણે સાડી પહેરાવી મેંશ અંજાવી કાષ્ટના પાંજરામાં પુરી જીવતો પકડી લાવીશ એમ કહી પાનનું બીડુ ચાવી ગયો ત્યાં રાણાએ તેજપાળને છાતીમાં વ્હાલ કરી નીશાનડંકો ગડગડે તેમ તેની છાતી ગડગડાવી. શાહબાશ બેટા ધન્ય છે તારી માતા કુંવરબાઈને જ્યારે સભામાં તેજપાળનું સાહસ જોઈ આવેલા પ્રજાજનો અને સામંત-સરદારો આ વણિકોનું શૂરાતન અને હીંમત જોઈ ચકિત થયા. શું ક્ષત્રીયોમાં પોતાનું શૌર્ય ચાલ્યુ ગયુ શું ધરતીમાં આજે કોઈ ક્ષત્રી વીર રહ્યો નથી શું આજે નામના રાજાઓ થઈ પોતાનું કર્તવ્ય ભુલી ગયા છે આવી અનેક વાતો પ્રજાજનમાં થઈ. ત્યાં તેજપાળ પોતાના સ્વભાવ મુજબ રાણાને નમસ્કાર કરી પોતાના નિવાસ-સ્થાને ચાલ્યો.

卐

# પ્રકરણ ૩૯ મું

## તેજપાળની બહાદુરી

તેજપાળ રાજ્ય સભામાંથી ધુધળને પકડી લાવવાનું બીડું ઉપાડયુ. તે વાત પલવારમાં આખા ધોળકામાં તેમજ આજુબાજુના ગામોમાં પ્રસરી ગઈ જ્યાં જુઓ ત્યાં એની એ વાત. આ વાણીયાઓએ શું કરવા ધાર્યું છે. ધુધળ જેવા શક્તિશાળી અને જુલ્મી રાજાને પકડી લાવવા તેજપાળે હીંમત ભીડી છે તો રંગ છે તેની હીંમતને આમ લોકો પ્રશંશા કરતા વાતો કરતા હતા.

ત્યાં તો તેજપાળ પોતાના નીવાસ સ્થાને આવ્યો. અનોપમા ઉભી હતી. ત્યાં તેજપાળ બોલ્યો કે તમારી આજ્ઞા પ્રમાણે આજે હું રાજ્યસભામાંથી જીવનના કર્તવ્યનું પાનનું બીડુ ચાવી આવ્યો છું. ભલે પાનનું બીડુ લીધુ જરૂર તમારી હીંમત અને નીમકહલાલ પર પ્રભુ સહાય આપસે ત્યાં આડી અવળી વાતો કહી. તેજપાળ પોતાના ભાઇ વસ્તુપાળ પાસે કેટલીક મંત્રણાઓ કરી અને વસ્તુપાળે જેવી સલાહ આપી તે સલાહ બરાબર ધ્યાનપૂર્વક સાંભળી. હૃદયમાં ઉતારી લીધી અને મોટાભાઈનો આર્શીવાદ લઇ પોતાના પુત્ર લુણશીને પ્રેમાલીંગન કરી પોતાની હૃદયરમણી અનોપમા પાસે આવ્યો. દેવી રજા આપો તમારા પતિની ચીંતા કરશો નહી. લુણશીને બહાદુર અને નીડર બનાવવાનો અભ્યાસ ચાલુ રાખશો અને મોટાભાઈની આજ્ઞા શીરો માન્ય સમજજો. લ્યો દેવી જઉ છું. પધારો પ્રાણેશ શુરવીરતો રણ સંગ્રામેજ શોભે તો તેને તો પોતાની પ્રાણપ્રીયા તલવાર સાથેની સંપુર્ણ

મહોબ્બત સાચવવી. અને તેના સહકાર વડે પોતાની કીર્તી અમર કરવી તેજ માનસાઇનું ખરૂ કર્તવ્ય છે. વહાલા પ્રાણેશ અનોપમા તમારી સાથે જ છે અને સાથે જ રહેશે. જાઓ શાસનદેવિ તમારૂ જરૂર રક્ષણ કરશે અને યશ લઇ આપની કોમલાંગી અર્ધાંગનાને ભેટવા પાછા વહેલાને વહેલા પધારી આ દાસીને અત્તરામૃતનો આનંદ આપશો એજ પ્રાર્થના. બેટા લુણથી તું પણ તારી માતાની આજ્ઞા પ્રમાણે ચાલજે. બાપુજીનો વિનય અને વિવેક સાચવજો અને દુકાન ઘર અને બહારના વાતાવરણનો અભ્યાસ કરજે છે. જેવી પીતાશ્રીની આજ્ઞા. બા બા બાપુ જોને જાણે કોઈ સાચા લડવૈયા આ પ્રમાણે વહાલ-સોયા માણસોની આજ્ઞા માગી, શુભ શુકને તેજપાળે ગોધરા તરફ પ્રયાણ કરવા પોતાના સૈન્ય સાથે નીશાન ડંકા ગડગડાવી મુકામ ઉપાડયો આખી ધોળકાની પ્રજાએ તેજપાળને હાર્દીક માન આપી તેનેય યશ કીર્તી માટે પ્રભુ પાસે પ્રાર્થના કરી. ગામની પ્રજાની બધી દીકરીઓએ અક્ષય કંકુથી તીલક કરી વધામણા અને આશીર્વાદ આપ્યા. રાજ્ય પુરોહિત સોમેશ્વર તો તેને હૃદયથી ભેટી પડયો. લવણપ્રસાદે વીચાર કર્યો ત્યાં ખ્યાલ આવ્યો તેજપાળને તૈયાર કરનાર ફક્ત વીરાંગના અનોપમાદેવી જ છે. ધન્ય છે તેની હીંમતને અને આત્મભોગને આ પ્રમાણે મનમાં બોલ્યો આ બધા આનંદમાં ફક્ત એકજ વ્યક્તિને આનંદ નહોતો. તે વ્યક્તિ વિરધવળ રાણાનો પાટવી કુમાર વિરમદેવ હતો. તેને આ મંત્રીઓની યશ કીર્તી પ્રત્યે ધૃણા હતી અને કંઈક છૂપો દ્વેષ હતો. પણ હાલ પોતે મૌન રીતે જોઈ રહ્યો હતો. શા થી કે તેની ઉંમર નાની હતી.

નરવીર તેજપાળ પોને શાસનદેવીની પ્રાર્થના કરી પોતાના ચુનંદા યોદ્ધાઓને સાથે લઈ રાતદીવસના સતત્ પ્રયાસ કરતો કરતો પોતે ગોધરાની આજુબાજુના જંગલમાં મુકામ કરી ઘુઘુળની તમામ બાતમી લેવા શરૂઆત કરી, જેમ જેમ સમય વ્યતિત થતો ગયો તેમ તેમ તેજપાલ દરેક બાબતથી વાકેફ થઇ સમયની રાહ જોતો. પોતેપોતાના

તમામ સરંજામની તૈયારી કરીને સાવધ પણે ધુધળ પર આક્રમણ કરવાનો લાગ શોધવા માંડયો એક વખત ધુઘળ પોતેપોતાના થોડા સૈનીકોને સાથે એજ જંગલમાં નીકળ્યો. તે વખતે બાતમી મળતાંજ તેજપાળ પોતાના સૈનીકોને સાવધ કરી પરીણામની આશા રાખ્યા વગર જયસોમનાથ કરી ધુધળ પર એક સામટો હલ્લો કર્યો ત્યાં ધુધળ અને પોતાના પર આવી પડેલી અણધારી આફતથી અને સાવધ ચમકયો થવા ગયો ત્યા તો પાછળથી ધા આવતાં ધુઘળ પોતાના ઘોડા પરથી જમીન પર પટકાયો. એજ વખતે તેજપાળના સૈનીકોએ કંઈપણ ટાઇમ ગુમાવ્યા વગર ધુઘળને દોરડે વતી જકડી બાંધી ઘોડા પર સ્વાર કરી તેને બીજા રસ્તે ધોળકા તરફ રવાના કર્યો, આ બાબતની જાણ પડતાં જ ધુઘળનું સૈન્ય તૈયાર થયુ. ત્યાં તો તેજપાળે રાતના હલ્લો કરી ગોધરાનો કબજો લઈ સરદારોને રાજી કરી દરેકનો સહકાર મેળવી. ધોળકાના રાણા વિરધવળની સત્તા જમાવી દીધી અને કંઈ પણ મહેનત વગર ધુધળ જેવા પ્રચંડ રાજવીને તેજપાળે જીવતાં કેદ કર્યો.

નરવીર તેજપાલ પોતે પોતાના સૈન્ય સાથે ધુઘલે જે સાડી અને કાજલની દાબડી મોકલાવી હતી. તે સાડી પહેરાવી અને કાજળ અંજાવી. તેને સ્ત્રી વેશમાંના શણગાર સજાવી. ધૂઘલને લાકડાના પાંજરામાં પૂરી આગળ પાછળ પાકો મજબુત પહેરો ગોઠવી ધોળકાના રસ્તે આવવા સારૂ નીકળ્યો, તેજપાળની બહાદુરી જોતાં ભલભલાનાં હાંજા ગગડી ગયા અને વિના સંકોચે ધોળકાની સત્તા સ્વીકારવા તૈયાર થઈ ગયા. ધૂધળાનું શરીર એક પહાડી પહેલવાન જેવું શશક્ત અને મજબુત હતું. તેનો ચહેરો મહા બીહામણો અને રાક્ષસ જેવો હતો તેને જોતાંજ ભલભલાને કંપારી છૂટે તેવી તેની ભયંકર આકૃતિ હતી. જેમ જેમ ધોળકા નજીક આવતું ગયું, તેમ સમાચાર તેજપાલે પહોચાડયા. ધોળકાની પ્રજાને ખબર પડી કે તેજપાળ મંત્રી કોઈ

નવીન જાતનું જાનવર લાકડાના પાંજરામાં પૂરી ધોળકા લાવે છે ત્યાં તો ધોળકાની સારી પ્રજા જોવા માટે ઉલટી. જ્યાં જુઓ ત્યાં હજારો માણસની મેદની બહાર ગામથી પણ જોવા માટે આવી હતી જ્યારે ધોળકાના દરવાજા પાસે આવ્યો. જ્યારે રાણા વિરધવળ, રાણા અને લવણપ્રસાદ વીગેરે તેજપાળનું સ્વાગત કરવા તૈયાર ઉભા હતા. ત્યાં તેજપાળ આવ્યાં. રાણી જેતલબા, શોખૂ, લલીતા વીગેરે બધા સ્રી વર્ગમાંથી પણ હજારો બ્હેનો પણ જોવા માટે અને તેજપાળની શુરવીરતાને વધાવવા માટે હાજર હતી. ફક્ત ન હોતી અનોપમા તે તો દેવમંદિરમાં પ્રભુ પુજા કરતી હતી. અને પોતાના પતિનું દીર્ઘાયુ ઇચ્છતી હતી.

લાકડાના પાંજરામાં ભયંકર વ્યક્તિ જોઈ લોકો તો ડરી ગયા તેનો વિકાળ ચહેરો અને ભયંકર આકૃતી જોતાંજ લોકો ચીચીયારી પાડવા લાગ્યા.

ત્યાં તેજપાળે ભાલાની અણીવતી ઘૃવલને ઘૃઘરાવ્યો. ત્યાં આ ફજેતી જોતાં, ઘૃઘળા શરમાઈ ગયો અને જીભ કચરી પાંજરામાં ને પાંજરામાં આપઘાત કરી મરી ગયો.

આ દેખાવ અને આ દ્રશ્ય ઘણુંજ કરૂણાજનક હતું. તે વખતે લોકો પણ તેજપાલની વીરતા અને નીડરતા જોઈ અચંબો પામ્યા. રાણાજીએ તેજપાળને શાહબાશી આપી. તેજપાળે રાણા સાથે કેટલીક મંત્રણા કરી હતી ત્યાં રાજકુમાર વિરમદેવનું મોઢું જરા વાંકુ થઈ ગયું. તેને આ મંત્રીઓને યશ મળતો, તે ગમતું નહી.

વસ્તુપાળ વિરમદેતના ભાવને સમજી ગયો.

## પ્રકરણ ૪૦ મું

### અનોપમાની ત્યાગવૃત્તિ અને સ્પષ્ટ વાત

જ્યારે તેજપાળ પોતે પોતાના બાહુબળથી અને નીડરતાથી રાજા ઘુઘલને જીવતો પકડી લાવ્યો. અને પોતાનું વચન પાળ્યું, શાહબાશી મેળવી પોતાના વડીલ ભાઈ સાથે પોતાના નિવાસસ્થાને આવ્યા. પોતાના મનમાં બન્ને ભાઇઓને કોઇ જાતનો અભિમાન નથી તેમ કોઈ જાતનો મનમાં ઉમંગ નથી. જ્યારે બન્ને ભાઈઓ ઘર ઉપર આવ્યા ત્યારે સૌ કોઇ બન્ને ભાઇઓને અભિનંદન આપવા આવ્યા હતા. સૌ કોઈ ને આનંદ થયા સિવાય રહે નહી તેવું આ બન્ને ભાઇઓનું વર્તન હતું, પણ દુનીયા આજે દોરંગી છે. જેની મરજીમાં આવે તેમ બોલે તેને કોઈ રોકી શકતું નથી, નદીના પ્રવાહને રોકી શકાય તો દુનીયાની વાતો ને રોકી શકાય. વસ્તુપાળને કાવ્ય અને સાહીત્યનો પૂરેપૂરો ઉત્સાહ અને વિદ્યાનો સંપુર્ણ ભાવ હતો તેના મકાન પર ઘણા લહીઆઓને પુસ્તકો લખવા રોકયા હતા. સેંકડો ગુમાસ્તા પોતપોતાનો કારભાર ચલાવતા હતા તે બધાની તપાસ અને દેખરેખ તેજપાળનો નાનો પુત્ર તેની ઉંમર ફક્ત તેર વરસની હતી. તે રાખતો તેથી તેનું નામ લુણસી હતું. લુણસી નાનો છતાં ચાલાક હતો તેને કોઇ છેતરી જાય કે બનાવી જાય તે ઘણું અશકય હતું લુણશી દરેક કામ કાજ ઉપર સંપુર્ણ ધ્યાન રાખતો હતો. બધા માણસો ઉપર તેમજ નોકર ચાકર ઉપર લુણશીનો કાબુ હતો. સૌ કોઈ તેનું માન સાચવતા હતા. જ્યારે પોતાના પિતા વિજય

કરી આવ્યા પણ તેના મન ઉપર તે વિજયની બાબતમાં આનંદ કે

૧ ચૌલક્ય વંશનો ભાયાત્ ધવલક હતો તેને વ્યાઘ્રપલ્લી (વાઘેલ)નો ગરાસ મળ્યો હતો ને કુમારાપાળની માશી સાથે પરણ્યો હતો. આગળ જે વૈરાટપુરી હતી તે સ્થાન તેને સારૂ લાગવાથી પોતાના નામથી તેને ધવલકપુર (ધોળકા) વસાવ્યું તે ભાગમાં પોતાની સત્તા જમાવી. ઘણા કાળથી તેઓ વાઘેલના ધણી હતા તેથી વાઘેલાની અવટંકથી ઓળખાના ધવલનો સમય ઈ. સ. ૧૧૬૦ નો છે.

૨ ગુર્જરની દેશાધિષ્ટાત્રી મહણદેવી વિરધવલના સ્વપનામાં આવી બોલી કે આ ગુર્જર ધરા ઉપર બધા રાજા ૧૯૬ વર્ષ રાજ્ય કરી ગયા હવે તમે બને પિતાપૂત્ર તે રાજ્યના ભોક્તા છો સ્વામીના અભાવે ગુર્જરધરા મ્લેચ્છોના ત્રાસથી પીડાઈ રહી છે. માટે તમે જો વસ્પુપાળ તેજપાળને મંત્રી બનાવો તો રાજ્યનો પ્રતાપ અને ધર્મની વૃદ્ધી પામે હું તમારા પુણ્ય બળથી આંકર્ષાઈને આવી છું અને તમને સુચના આપું છું.

આ હકીકત–ચતુર્વિંશતિ પ્રબધ અંતર્ગત વસ્તુપતાના પ્રબંધમાં લખ્યું છે.

૩ વસ્પુપાળે ખંભાતના સદીકને પકડયો, અને કેદ કર્યો તેને જુલમ કરી જે મીલ્કત ભેગી કરી હતી. તે તમામ વસ્તુપાળે નોંધ કરી. ૫૦૦૦ હેમની ઇટો. ૧૪૦૦ ઘોડા અસંખ્ય ઝવેરાત કરોડોની કીંમતનું હતું તે બધુ ધોળકા રવાના કર્યું વસ્તુપાળે તે વખતે આદેશ્વર ભગવાનના દહેરાસરમાં જઈ મહાપૂજા ભણાવી અને સોનાનો કળશ ચઢાવ્યો. પછી ધોળકા ગયો, ત્યાં વિરધવળે માન આપ્યું. ત્યાં એક કવિ બોલ્યો.

હે વસ્તુપાળ તારૂ અપુર્વ પાંડિત્ય તો સરસ ભાંખુ.
ચૂરો શંખ કરીને ઉજવળ પરીપુર્ણ વિશ્વ કરી નાંખ્યું,
ત્યાં કવીને ઘણોજ સરપાવ આપી ખુશી કર્યો.

ઉત્સાહ ન હોતો. પણ એક સમજુ બાળકને ઉંડી વેદના હતી. તે વેદનાને પોતે પોતાના મનમાં સમજતો હતો કે પોતાની માતા અનોપમા સમજતી હતી.

જ્યારે વસ્તુપાળ ખંભાત જવા પહેલા પોતાનાભાઇ તેજપાળની સાથે મંત્રણા કરતો હતો તેવામાં લુણશી આવી બોલ્યો કે ગોધરાની લુંટનો માલના દરદાગીનાથી ભરેલા આવ્યા છે. ત્યા વસ્તુપાળ બોલ્યો કે તેને રાજ્યગઢમાં મોકલી આપો, ત્યાં તો લુણસી બોલ્યો રાણાજીએ મારા પિતાની બહાદૂરીના ઇનામ પેટે તેમના ભાગના મોકલી આપ્યા છે અને સાથે આ અર્પણ પત્રીકા પણ મોકલી છે ત્યાં તો લુણશીને કહ્યું કે ઉતરાવી લો. ત્યાં લુણશી બોલી શકયો નહી. કેમ ભાઈ મૂગો મુગો ઉભો છે, બોલતો કેમ નથી. બાપુજી મારી માતુશ્રો ના પાડે છે. તે ધન આપણે ત્યાં ન ઉતરાવશો. ત્યાં તો તેજપાળ વીચારમાં પડી ગયો. અનોપમાના વચન ઉપર તેજપાળ અક્ષર બોલી ન શકયો. પોતાનો પતિ બહાદુરી કરી ઘેર આવ્યો છતાં અનોપમા વિજય ઓત્સવમાં ન જતાં પોતે દેવમંદિરે ગઇ હતી. જરા પણ અભીમાન નહોતો કર્યો.

---

નોંધ [ રણશુર વૃત ]

લીલાંથી સરિતા સધળીનો કરે કોળીયો ને ગાજે,
આકાશે ઉછળે ઉર્મિઓ શીમા પાર વિણતો ગાજે.
નાચતા કુદતા મકરોને વળી કાચબા બંધુ છે
એ સૌ જ્યાં સુધી છેડ અગસ્ત્યે નથી કીધતો સિન્ધુ છે

આ કવિતા સાંભળી કવિને રાણા વિરધવળે ત્રણ હજાર દીનાર આપ્યા અને વસ્તુપાળે પંચોલી પોશાક આપ્યો તે વખતે વસ્તુપાળને ત્રણ વિરૂદ આપ્યા.

**१ सदोकान्वयसंहारी २ शंखमान विमर्दन, ३ वराहप्रोल्ल सत्पुण्य प्रवाहो श्रातिपालने**

આ પ્રમાણે ત્રણ બિરૂદના નામો

[ રાસમાલા પા. ૩૬ ]

**कविए आपेली वस्तुपालने उपमा**

**श्री वस्तुपाल प्रतिपक्षकाल त्वया प्रपेद पुरुषोत्तमे त्वम तीरेऽपि वाघेरकृतेपि मात्स्ये रूपेपरानीवत येनफारुं.**

હે શત્રૂઓના કાળરૂપ વસ્તુપાળ તેં શંખને હણ્યો તેથી તુ પુરૂષોત્તમ વિષ્ણુ જેવો થયો એટલુંજ નહિ પણ તે કરતાં તું વધ્યો કેમ કે શંખ અસુરને હણવા માટે વિષ્ણુને મત્સ્યરૂપ ધારણ કરીને સમુદ્રમાં પ્રવેશ કરવો પડયો. પણ તેં તો તેવું રૂપ ધારણ કર્યા વિના સમુદ્રના કાંઠે રહીને તેં શંખને હણ્યો.

---

નોંધ. રાસમાલા પૃ. ૪૪૭ ૪૪૮

જ્યારે અનોપમાદેવીએ દ્રવ્યના ગાડા ઉતારવાની ના પાડી તે વાત જ્યારે વસ્તુપાળે જાણી ત્યારે વસ્તુપાળ બોલ્યો કે લુણશી જા ભાને કહે કે હું મળવા માટે આવું છું.

ત્યાં તો અનોપમા આવી અને વિનયથી ઉભી રહી.

. કેમ અનોપમા મારા ભાઈની બહાદુરી ઉપર અદેખાઈ આવી.

ત્યાં અનોપ બોલી વડીલ અદેખાઈ તો અંતર બળતું હોય તોજ આવે ને ભવિષ્યનો વિચાર અને સારાસારનો ખ્યાલ તો કરવો જ જોઈએ ને.

તો તમને શો વાંધો છે.

વાંધો મને કંઇ નથી તે તો તમારી ધ્યાન પહોંચે તેમ કરો. પણ આ ધન મારા પુત્ર લુણશીના ઘરમાં ન જોઇએ લુણશી પોતાના બાહુબળથી અને નીતિથી ઉપાર્જીત કરેલું જ ભોગવે તો બસ છે.

તો આ શું હરામનું નથી રાણાજીએ પુરૂષાર્થ સાધ્યો નથી ધુધલે સાધ્યો તે તો ગરીબ રાંક પ્રજાની લુંટનો માલ માટે કહું છું કે તે ધનનો ઉપભોગ કુટુંબ માટે ભુલે ચુકે કરશો નહિ.

પણ રાણાને ખોટુ લાગશે.

તો સાંભળો ધુધલ પોતે જીભ કચરી આપઘાત કરી મુઓ અને પ્રથમના વખતમાં જે આપને માટે રાણાએ આપને ઘડામાં સર્પને પૂરી સદીકની મિલકત માટેનો ન્યાય કરવામાં આવ્યો હતો તે વાત યાદ તો હશે. પણ તેમાં હું નિર્દોષ થયો છું.

વડિલ તે તો આપની બુદ્ધિ અને ચાતુર્ય હતું. માટી નહોતી પણ માટીના સ્વરૂપમાં તે સોનાની માટી તે જંતુરી હતી.

આ પ્રમાણે વાતો અનોપમાની સાંભળી બન્ને ભાઈઓ ટાઢા-હીમ જેવા થઈ ગયા. પણ મનમાં તેની નીડરતા અને ત્યાગવૃત્તીના માટે ગૌરવ ધરાવી રહ્યા હતા.

ત્યાં તો ગાડા જે આવ્યા હતા. તે બધા બહાર ઉભેલા હતા. ત્યારે પ્રજાજન કંઈ નવીન વાતો કરતા હતા. મંત્રીને ભાગ ઓછો પડયો તેથી ગાડામાંનો માલ ઉતરાવતા નથી.

ત્યાં તો બીજા બોલતા કે ના ભાઈ ના મંત્રી હજમ કરવા માગતા હતા એટલે રાજાએ માલને અટકાવ્યો છે આવી અનેક વાતોના ગોળા પ્રજાજનમાં ચાલવા લાગ્યા. ત્યાં જ્યારે આવેલા ગાડાં મંત્રીજી ઉતારતા નથી તેવી ખબર જ્યારે રાણાજીને પડી ત્યારે શોમેશ્વરને હુકમ કર્યો કે તમે જાઓ. ત્યાં સોમેશ્વર વસ્તુપાળ અને તેજપાળ પાસે આવ્યો.

સોમેશ્વર દરેક બાબતે શાણો અને દાહયો હતો ઘાંચમાં પડેલા ગાડાને ઘણીજ સહેલાઈથી કાઢી વાતનો ઉકેલ લાવતો હતો.

ત્યાં સોમેશ્વર પંડિત આવ્યા બંને ભાઈઓએ સ્વાગત કર્યું સોમેશ્વર બોલ્યા કે દેવી આજનો દીવસ સાચવી લો.

તેમાં મારી ક્યાં ના છે તે વિજય ઉત્સવ ઉજવવાનો કોડ મને ઘણો છે અને તે જુદી ઢબનો છે પણ વડિલ સોમેશ્વર ભાઈ ધુવલ જીભ કરડી મુંઓ સદીક રીબાઈ રીબાઈને મુઓ. સૌરાષ્ટ્રના ઠાકોરોનો લીધેલો ત્રાસ અને તે પ્રજાની લુટાએલી લક્ષ્મી રાજાની કયા વખતે દાન૧ ન બગડે તે નક્કી ન કહેવાય. ભુલી ગયા. જ્યારે સદીકના સગાવહાલાં આવી રોકકળ કરી ત્રાસ ઉપજાવ્યો ત્યારે તેજ રાણાએ ઘડામાં જીવતો સાપ પૂરાવી ને મંત્રીનો ન્યાય કર્યો હતો તે પણ આજ રાણા હતાને-તેથી ભાઈ હું તો મારા લૂણુશી અને મારા જેતશીના ભવિષ્યના માટે આ લક્ષ્મી લેવાની ના પાડું છું. પછી તો આપ બધાની મરજી હોય તે કરો.

આ બધાં સાંભળી ચૂપ રહ્યા. આખરે વસ્તુપાળે લુણસીને કીધુ કે તે લક્ષ્મી જુદી મુકાવી દે હવે આ ચર્ચાનો અંત લાવી પડદો પાડી દો હરામ લક્ષ્મીનો દોકડો પણ આપણી લક્ષ્મીના ભેગો ન આવવો જોઈએ અને બીજી જે લક્ષ્મી ભેટ ઈનામ વીગેરે જે મળ્યું હોય તેને પણ જુદી તારવી લો અને તેમાંથી દેવી અનુપમા અને આપ દાનનામાં પ્રવાહ ખૂબ ઉદારતાથી જરાપણ સંકોચ રાખ્યા વગર દીનદુ:ખીની સેવામાં ઉપયોગ કરો.

---

૧ રાસણુાળાના ગ્રન્થના ૪૨૭ પાનામાં નીચે પ્રમાણે ઉલ્લેખ વસ્તુપાળ માટે કરેલો છે જ્યારે વસ્તુપાળને ખંભાતના મંત્રીની મુદ્રા આપી વસ્તુપાળ ખંભાત ગયો ત્યાં તેને પોતાની કાર્યકુશળતાથી જે કામ બજાવ્યું તેના માટે એક કવિએ નીચે મુજબ લખ્યું છે.

[ ગીતી ]

ધરતી ધાન્ય વડે જેમ સરંજામને ફૂલરૂપી બહુભાત
ત્યમ વસ્તુપાળ પગલે કહેવાયુ ધન્ય ખૂબ ખંભાત.

૨ ખંભાતમાં જે કુંથુનાથનું જે દહેરાસર છે તે દહેરાસર વસ્તુપાળ તેજપાળની બહેન વયજૂકા [વયજળદેવી]ના નામથી બંધાવ્યું છે.

પૃષ્ટ રાસમાલા ૪૧૭

**वहुविग्रह संगरचित मडसावनपर महेळयाश्रितया जयलक्ष्म्येव सदेव्या :वयजल देव्यादिखे नरदेव**

જેતલદેવીના ભાઈ શાંગણ અને ચામુડને વામાસ્થલીમાં હરાવી તેને મારી તેમનું દ્રવ્ય જે વીરધવળે કબજે કર્યું તેની નોંધ ક્રોડાની સંખ્યાનું ઝવેરાત ૧૪૦૦ દીવ્યતુરંગ ૫૦૦ તેજીતુરંગ તે સાથે બીજી ઘતી મીલ્કત એટલી હતી કે સો પેઢી સુધી આય વાપરે તો પણ ખૂટે નહી.

---

રાસમાલા પા. ૪૧૮

આ વખતે અનોપમા પોતાના પતિની વાત ઉપર જરા હસવું આવ્યું. ત્યાં તેજલ ગુસ્સે થયો. ત્યાં વસ્તુપાળ બોલ્યા કે દેવી પાછા કેમ હસ્યા.

ત્યાં અનોપમા નીડરતાથી બોલી કે પારકાના માલની ઉદારતા આપણે કરીએ ત્યાં ઉદારતા અને દાનનો પ્રવાહ ક્યાં સુધી ટકે.

ત્યારે વસ્તુપાળ બોલ્યો કે વિદ્યામંદિરો અને બાળકોના આશ્રમો કરો ત્યાં અનોપમા બોલી કે તે તો આપ વિદ્યાની રસિકતાવાળા છો તેટલે બંધાવો પણ તે બંધાવવામાં તો આપણી પોતાનીજ કમાઈનો પૈસો હોય તોજ તે કાયમ સુધી ટકી રહે પણ હું તો આપના કુટુંબના શ્રેયમાટે એવું કરવા માગુ છું કે—જે લુંટારા લુંટી ન શકે રાજાની દાનત બગડે નહિ અને હજારો વાર તે પવિત્ર ભાવના લોકોના રદયમાં કાયમ રહે અને જે લક્ષ્મી પાપની આવી છે તેજ

લક્ષ્મીના પાપ દૂર થાય. અને જગત તે લક્ષ્મીથી કરેલી ભાવનાવડે પોતાનું આત્મકલ્યાણ કરે અને તે જગતના લોકો જુગ જુગ જોશે અને એ વાપરેલી લક્ષ્મીમાંથી એક પાઇ પણ કોઈ હરી નહિ શકે.

ત્યાં પાછો વસ્તુપાળ અકળાયો પણ રસ્તો બતાવશો કે વાતોજ કરશો.

ત્યાં અનોપમાના મુખ પર પ્રકાશ પડયો અને બોલી કે ગિરિશિખરો ઉપર તળેટીઓમાં ગામોમાં નગરોમાં પ્રભુના પ્રાસાદો બંધાવો સુવર્ણના સ્થંભો બનાવો. એવા શિલાલેખો કોતરાવો જગત જોશે વાંચશે પણ કોઈ લઈ શકશે નહિ. લેશે એકજ પોતાના આત્મકલ્યાણનો રસ્તો..

વસ્તુપાળ તો અનોપમાની અદ્‌ભુતતા જોઈ દીંગ પામ્યો ધન્ય છે દેવી તારી ધર્મશ્રદ્ધાને અને ધન્ય છે તારી ત્યાગવૃત્તિને તેં તો અમારૂં કુળ દીપાવ્યું અમારી હજારો પેઢી તેં તારી.

અનોપમાની સલાહ વસ્તુપાળના હૃદયમાં ઉતરી ગઈ અને બોલ્યો કે કરો કામની તૈયારી તો વડિલ શીલ્પી શોભનનો પત્તો લગાડો.

એ તો હશે આબૂગીરીરાજ ઉપર કાં તો હશે સિદ્ધાચલજી ઉપર.

જેવી તારી ઇચ્છા અનોપમા ચાલી ગઈ.

ભાઈ તેજપાળ આ દેવીને સમજ્યો.

ભાઈ હું તો એ ગાંડીથી થાકયો.

ભાઈ તેજ એ ગાંડી નથી આપણે બધા ગાંડા છીએ થોડા વખત પહેલાં કોઈ શોભન દેવ નામનો સલાટશિલ્પી આવ્યો હતો અને તેના હાથનું ભોજન જમી ગયો હતો તે વખતે આપણા વડિલભાઈ લુણિંગના જેવો જ ચહેરો લાગ્યો અને અનોપમાને ભાઈ

લુણિંગના મરતાં મરતાં જે શબ્દો બોલ્યો હતો તે શબ્દોનું દેવીને ભાન થયું અને લુણિંગનો જ અવતાર આ શોભનદેવ છે તેવી ચોકસ ખાત્રી થઇ જ્યારે ત્યારે શોભન શોભન એવા નામથી દેવી ઘણી વખત બબડ્યા કરે છે ત્યાં તેજપાળ કશું બોલ્યો નહિ.

જો જો ભાઈ તેજપાળ ગાંડો થઈશ નહિ. અનોપમાને તું હજુ ઓળખી શક્યો નહિ.

ભલા ભાઈ જીવતાં ન ઓળખી પણ જ્યારે અનોપમા નહિ હોય ત્યારે માથુ પટકતો રહોશ.

હા દૈવ્ય શું ભાવિ ક્યાં દેવી અનોપમા અને ક્યાં મારો પ્રેમ-વિહોણો તેજપાળ.

આ પ્રમાણે વસ્તુપાળ નીસાસો નાંખી રહ્યો. મોટાભાઈ પણ એ ધર્મવંતી સાધ્વીજીને મારે પહોંચવું શી રીતે દુસ્મન મરી જાય અને પ્રાયશ્ચિત પોતે કરે આવી ધર્મઘેલછાથી તો હું કંટાળ્યો તેના કરતાં તો સાધ્વી થઈ ઉપાશ્રયમાં બેઠી હોત તો શું ખોટું હતું. જ્યાં સુધી ગુજરાત પર નજર નાંખનાર દુશ્મનોનું આવું છુંદણ જેવું મહોત ન થાય. ત્યાં સુધી ભભકની આગ તેજપાળની નહિ હોલવાય. ભલે જૈનોને અરેરાટી આવે ભલે શૈવોને થોડો વખત કલ્પાંત થાય પણ આવી વસ્તુથી જ્યાં સુધી પ્રજા ટેવાય નહિ ત્યાં સુધી શુરાતન આવે નહિ.



# પ્રકરણ ૪૧ મું

## દેવતાના દીકરા અંગારા

વિરધવળ રાણાનો મોટો કુંવર વિરમદેવના મનમાં વસ્તુપાળ અને તેજપાળ માટે પુર્ણ ધુષ્ટતા હતી. તેના માટે બીલકુલ માનની દ્રષ્ટીઓ જોતો ન હોતો જ્યારે જ્યારે કોઈ પણ બાબતમાં મંત્રીઓના વખાણની વાત આવે કે તેમની કોઈ સારી વાત કહે તો તેને બીલકુલ ગમતું ન હોતું. એક વખત પોતે ગુસ્સામાંને ગુસ્સામાં દેવ રાજપાટીલ પાસે આવી બોલવા માંડયો કે મને તમે વાત સંભળાવો દેવરાજ પાટીલ બોલ્યો કે આપ હજુ નાના છો. ઉતાવળા શીદ થાઓ છો. તમો તો રાજાના કુંવર ભવિષ્યમાં તમે રાજા થવાના માટે તમારે આમ એકલા ઘેટાની પેઠે ન નીકળવું જોઇએ વિગેરે સારી શીખામણો આપી પણ તેના મગજમાં ક્રોધ હતો ગુસ્સામાં તેનો સ્વભાવ મુંઝાઇ રહ્યો હતો, તે ત્યાંથી એકદમ આગળ ચાલ્યો ત્યાં સોમેશ્વરની દીકરી રેવતી મળી રેવતી જરા બોકલાણી અને ટીખલી સ્વભાવની હતી, ત્યાં તો રેવતીએ વિરમદેવને જોઇ બોલી કે કાં રાજા બહાદુર કઈ બાજુ વાઘ મારવા જાઓ છો. ત્યાં તો બોલ્યો કે મારે તારી મશ્કરીઓ સાંભળવી નથી પણ મારે તારા બાપુને મળવું છે વિરમદેવ અકળાયલા સ્વભાવે બોલ્યો, ઓ હો, ઓ હો, જાણે હજુ તો ભોંયમાંથી ઊગે છે ત્યાં તો આટલો બધો રૂવાબ, કોણ જાણે જ્યારે રાજા થશે ત્યારે શું એ કરશે જ્યારે વિરમદેવને રેવતી ચીડાવતી ગઈ તેમ તેમ વીરમદેવનો ગુસ્સો વધતો થયો અને પોતે ઉઘાડી તલવારે સોમેશ્વરના પર ઘા મારવાની તૈયારી કરી ત્યાં તો રેવતી સમજી ગઈ અને પોતે પોતાની માને ખબર આપી કે બાપુને બાહર મોકલીશ નહી.

વીરમદેવ બાપુને મારવા માટે ઉઘાડી તલવાર લઈ આવે છે ત્યાંથી રેવતી મંત્રીશ્વરના મકાને આવી અને ખબર આપી.

અનોપમા બા, ઊઠો ઊઠો વીરમદેવ તો મારા બાપુને મારી નાંખવા આવ્યો છે. ત્યાં અનોપમા પોતાના માણસો લઈ સાથે આવવાં તૈયાર થઇ ત્યાં વીરમદેવ પણ તલવાર લઈ ગુરૂ સોમેશ્વરના મકાન પર આવ્યો. ત્યાં સોમેશ્વરની સ્ત્રી સોમેશ્વરને રોકવા માંડી કે નાથ આપ બહાર જાશો નહી. વીરમદેવ આપને મારી નાંખવા આવ્યો છે ત્યાં સોમેશ્વર બોલ્યો કે શિવ શિવ એ કોઇ કાળે ન બને તું શા માટે મુંઝાય છે એ તો હજુ બાળક છે. માટે તું ગભરાઇશ નહો ઉશ્કેરાયલો વીરમદેવ ગુસ્સામાં ને ગુસ્સામાં બે ચાર ઘા બીચારા નીરપરાધિ કુતરા ઉપર મારી પોતે ગુરૂદેવનાં મકાનમાં આવવા ધસ્યો ત્યાં ગુરૂદેવ પોતાના પગની ચાકડીઓ પહેરી રૂષી જેવા વેશમાં પૂજા કરતાં કરતાં બહાર આવ્યા. પધારો યુવરાજ, જયાં પધારો યુવરાજ કહેતાની સાથે વીરમદેવની તલવાર હેઠે પડી ગઈ પોતે ઘરમાં આવ્યો ત્યાં ખબર પડી કે દેવી અનોપમા માણસો લઇ આવે છે. ત્યાં કુંવરને સંતાડયો રાજયગઢમાંથી પણ વીરમદેવને શોધવા માટે માણસો મોકલ્યાં. ત્યાં સોમેશ્વરે કહ્યું કે કુંવર અહીંજ છે, ભણીને આવે છે, બધી વાત પતાવી દીધી.

ત્યાં તો અનોપમા આવી, કાં રાજકુમાર શું થયું છે. થાય શું. મંત્રીઓની ખોટી બોલ બાલા અને જોહુકમી પણ છે શું હોય શું,

તેજપાલ પેલા ઘુઘલને પકડી પાંજરામાં પૂરી લાવ્યો તેમાં તેને શી બહાદુરી કરી હતી.

જયારે તેજપાળ સેનાપતિ હતો તો ઘુઘલને હથીઆર આપી છૂટો મુકી અને સામ સામી યુદ્ધ કર્યું હોત તો તેજપાળની બહાદુરી તે બહાદુરી હતી, બાકી આમાં શી બહાદુરી. બોલો અનોપમા આમાં

બહાદુરી કોઇની નહી. ન રાણાજીની કે ન તમારી પણ જેણે ધુંધલને કેવી રીતે તાબે કરવા ઉપાય બતાવ્યો હોય તેની બહાદુરી બાકી તો બધી વાતો તે ઉપાય બતાવનાર કોણુ હતા.

ના તેની મને ખબર નથી. તો તે બતાવનાર તો મંત્રી વસ્તુપાળ હતા. માટે બહાદુરી તો તેની જ કહેવાય. લ્યો, છાનામાના ઘેર જાઓ. હવેથી આવી ઘેલછા કરશો નહિ. અનોપમાના એકજ વચન કટાક્ષમાં. વીરમદેવ શરમીંદો બની ગયો. અને પોતે સોમેશ્વરની સાથેજ પોતાના રાજ્યગઢમાં ચાલ્યો, ક્યાં રાણો વિરધવળ દેવ સમો અને ક્યાં કુમાર વીરમદેવ.

---

નોંધ. વસ્તુપાળ માટે કવિઓએ આપેલી ઉપમા.

રાગ ગીતી. અરિ ઊર ઉચાટ કરવા, શ્રી આકર્ષી નિજ કર ગ્રહી લેવા.
નૃપ મન–હય વશ કરી લે, ઉત્તમ તે સિદ્ધ મંત્ર છે એવા

માટ નગરવાસી નાનક કવિનું કાવ્ય.

કવિત

એકજ તું અવનીમાં દાન તણો દેવા વાળો
એમ તારા વિષે ઘણા સજ્જનો ઉચ્ચારે છે,
સાંભળતાં આવાં વેણુ લાજ તો લાગે છે તું ને,
તેથી તુ ભુવનતળ નજરે નિહાળે છે.
સરસ્વતિ મુખ શોભા દેનાર ઓ વસ્તુપાળ.
એનું એક કારણુ મને તો એક ભાસે છે.
તારા જેવો દાન શીલ બળીતો પાતાલ વસ્યો,
તેને અહિં આણુવા ને ભૂમીમાં તકાસે છે.

કૃષ્ણુનગરીના કવિ કમળાદીત્યનું કાવ્ય.

કવિત.

ચલા એવી લક્ષ્મી જેવી, ત્યાગ કલા કરી દીધી.

# પ્રકરણ ૪૨ મું.

## વીશાળ નજર અને કાર્ય પદ્ધતી

વસ્તુપાળ દરેક કામથી પરવારી પોતાના ખાનગી ઓરડામાં બેઠા બેઠા વિચાર કરતો હતો ત્યાં આગળ દ્વારપાળે સમાચાર આપ્યા કે આપને કોઈ મળવા માટે આવવા માગે છે. ત્યાં વસ્તુપાળે મોં બગાડી બોલીને કહ્યું. આવવા દે. દ્વારપાળ ચાલ્યો ગયો. આવનાર માણસ વસ્તુપાળનો ખાસ વિશ્વાસુ સુવેગ હતો. તેને બધી બાજુ નજર નાંખી.

માલવાના ધારાનગરીના રાજાના શા સમાચાર છે. માલવાના બધા સમાચાર આપ્યા. માળવાનો રાજા પણ પાટણ ઉપર અને ધોળકા ઉપર નજર બગાડી રહ્યો છે. અને તેને નો દૂધમાં ને દહીંમાં

---

અર્થનો સંયોગ-એ-તો પામી એવા કારણે
પરિણામ એ થયો કે, કિર્તી રૂપી પુત્રી જાઇ.
એની શી કહેવાની વાત રહી એ તો બારણે,
ત્રણ ભુવન કહેવાય, સ્વર્ગ મૃત્યુ ને પાતાળ,
તેની મહિ ઠેર ઠેર ભટકતી ગાજે છે.
એવી એની વાત સુણી, લાજના માર્યાં જનોતો.
લાજ માંહે લપેટાઈ, નીચુ ઘાલી લાજે છે.

રાસમાલ ૪૧૮ પૃષ્ઠ

પગ રાખવો છે. તે તો દેવગીરીનો રાજા યાદવ સિંગણદેવ અગર દીલ્હીનો બાદશાહ મોજદીન જો ગુજરાત ઉપર ચઢી આવે તો તેને સાથ આપવો અને જૂનું વેર વસુલ કરવું.

ત્યાં તો સુચના કહી કે માળવરાજનો મારે એક ઘોડો જોઇશે મારા સંદેશાની વાટ જોજે. ત્યાં તો નીપણુંક પણ આવી પહોંચ્યો. ત્યાં તો દેવગીરીની બધો હકીકત કીધી તે પણ ગુજરાત પર ચઢાઈ કરવા સારૂ લાટના રાજા સંગ્રામસિંહની વાટ જુએ છે અને આપણી હીલચાલની તપાસ કરવા અતરે બે જણુ આવ્યા છે. પુરૂષનું નામ સુચરીત છે અને તેની સાથે એક સ્ત્રી પણ છે, ઠીક તું પણ જા, તું તારે દરેક બાબતથી ચેતતો રહેજે અને આવેલા ગુપ્તચરો પર બરાબર તપાસ રાખતો રહેજે આ પ્રમાણે રાજ્યની તમામ બાતમી પોતે પોતાના ખાનગી માણસોથી મેળવતો હતો તે લોકોનો પગાર પણ પોતે આપતો. આ બાબતની ખબર નહોતી તેજપાળને કે નહોતી રાણાને તે તો તેનું હૈયું સમજતું હતું. આવી વિશાળ દ્રષ્ટીવાળો વસ્તુપાળ પોતાના બુદ્ધીબળથી ગમે તેવું અઘરૂ અને મહાભારત કામ પણ સરળતાથી કરવા શક્તિમાન થતો, અને દુસ્મનો તેના નામથી થરથરતા હતા.

ત્યાં પોતે મોડી રાત્રે પોતાના શયનભુવનમાં આવ્યો. ત્યાં બધા કુટુંબીજનો મોહત્સવમાંથી પાછા આવ્યા અને ગડબડ થવા લાગી. અને પોતાની પત્ની લલિતા અને શોખૂ બન્ને જણુના આવવાના ધમકારા સંભળાયા ત્યાં તો બધી ફીકર ઊંચી મુકો પોતાના સ્વભાવ પ્રમાણે ગાદીતકીયે બેઠો. ત્યાં બોલ્યો કાં લલિતા કાં સોખૂ આવી પોચ્યા, ખૂબ આનંદ લુટયો, લ્યો જરાં બેશો તો ખરા. ના મારા જેતસીને ઊંઘ આવે છે. હું જઉં છું ત્યાં મંત્રી સોખૂ ને પોતાના બાહુપાશમાં લેવા માંડી, ત્યાં તો સોખૂ બોલી બહુ સારા લાગો છો

જરા શરમાઓ તો ખરા, જરા મારી બ્હેન લલિતા પાસેજ આવો તો ખરા. હાય, હાય, આવા છેક દિવાના શું થઈ ગયા છો. મંત્રીપણામાં આવી જ સ્વેચ્છા કરતા હશો. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે ભાઇ સાહેબ હવે હદ થઇ તે તો તેના દીકરાને લઈ સુંવા ગઈ તેથીજ હું કહું છું કે ના ભુલો સોખૂ બોલી. ત્યાં વસ્તુપાળ સમજ્યો કે સોખૂનું કહેવું સત્ય છે. જે વસ્તુપાળ કવિતાની રસિકતામાં સંપુર્ણ હતો. ભલભલા રાજાઓને પોતાની ડાબીબાજુની બગલમાં રાખતો. આવો બુદ્ધીશાળી આત્મા પણ એક નાજૂક વાતમાં નારી આગળ લાચાર અને શરમીંદો બન્યો ત્યાં તો શોખૂ અને વસ્તુપાળ બન્ને જણુ લલિતાના દ્વારપર આવ્યા લલિતાને જગાડી ત્યાં શોખૂએ ધક્કો મારી વસ્તુપાળને લલિતા પાસે મોકલ્યા.

સવારે ખંભાત જવાની તયારી થવા માંડી પોતાનો સરસામન વીગેરે બરાબર ગોઠવાયો ત્યાં અનુપમાદેવી આવી બોલી કે આપની આજ્ઞા હોય તો હું ચંદ્રાવતી જઈ આવું. શા કારણે આટલી બધી ઉતાવળ છે થોડા દિવસ પછી જવાશે. શું તેજલે કંકાસ તો નથી માંડયો ને નાના વડીલ તેમની પણ ઇચ્છા કેટલાક કામકાજના માટે છે તેને તો હોયજ ને તમારાથી એ થોડા દીવસ છૂટે. નાના મોટા-ભાઈ તેજપાળ બોલ્યા, મોકલવાનું કારણ ફક્ત એટલુંજ કે આબુ-ગીરીરાજ ઉપર લુણસીના સ્મારક અર્થે કોઇ સારી જગા જોવા અને ખરીદવા.

અનુપમાની સલાહ પ્રમાણે ત્યાં કણી તે લક્ષ્મીનો ઉપયોગ કરીયે. ત્યાંથી ધાર પરમારને પણ મળી આવે. વળી ચંદ્રાવતીથી માહજનનો પત્ર છે. ત્યાંના આગેવાનો તેમજ પ્રજાજનોના હ્રદયમાં ધોળકે આવવા માટે મન થયું છે તો તે બીચારા લડાઈથી થાકી ગયા. અને રાત દિવસ ત્રાસ વેઠી વેઠાને જીંદગીઓથી કંટાળી ગયા તો ભલે તે બીચારા અતરે આવે માટે અનોપમા પણ તે બધાને લઇને આવશે.

ચંદ્રાવતીના બીચારા પ્રજાજન આ શબ્દ અનોપમાને સાંભળતાંજ હૃદયમાં આંચકો લાગ્યો અને મનમાં ગુસ્સો ઘણોજ આવ્યો પણ ગમ ખાઈ કશું બોલી નહિ. ત્યાં પોતે કહ્યું કે મારે પાટણ જવું છે તો જાઓ તો રાણાને મારા પ્રણામ કહેશો.

# પ્રકરણ ૪૩ મું

## સ્વમાનની કીંમત

વસ્તુપાળની રજા લઈ ચંદ્રાવતી જવા માટે અનોપમા તયાર થયા, ચંદ્રાવતી જતાં પહેલાં પોતે પાટણ ગઈ પાટણમાં આવી ને ઠાકુર આસા ઝાલ્હણને ત્યાં ઉતરી તેની દીકરી સુહડા નામે કન્યા વીશ વરસની જોઈ કન્યા ગમી. પોતે વાતચીત કરી. પોતે તરત ચંદ્રાવતી આવી આમ અચાનક અનોપમાને આવતી જોઈ માતા તિહુણદેવી તથા ધરણીંગ શેઠ અને ત્રણે ભાઈઓને આનંદ થયો પણ અનોપમાના મોં ઉપર કોઈ ઊંડી વેદના હતી. પિતાએ પુત્રીને વાત કરી બહેન તારા જેઠે અને તેજપાળે તો હદ કરી. આખા ભારતમાં હાંક વગાડી દીધી. અમો પણ બધા મહાજનના ગૃહસ્થો હવે તો ધોળકા આવવાનું નક્કી કર્યું છે ફક્ત તારા જેઠના આમંત્રણનીજ વાટ જોતા હતા. ત્યાં તો તુ જાતેજ આવી.

તારા આવવાથી ચંદ્રાવતીની પ્રજા ઘણીજ ખુશી થશે બહેન તેં તો અમારૂ નામ દીપાવી તેં તારા જીવનની સાર્થકતા કરી છે. ધન્ય છે બ્હેન તારી ગંભીરતાને જેમ જેમ પિતા પોતાની અનોપમા સાથે વાત કરતા હતા તેમ તેમ અનોપમા પોતાનો ભાવ પોતાના મનમાં છૂપાવી છૂપાવીને બધું સાંભળતી હતી.

ત્યાં તો ધરણીંગશેઠ બોલ્યા. હવે તો ચંદ્રાવતીમાંથી કંટાળો આવ્યો, આ બાજુ જુઓ તો ઝાલોર, આમ જુઓ તો મેવાડ, આમ જુઓ તો દીલ્હીનો શાહ સુરત્રાણ બધાની દાઢ ચંદ્રાવતી ઉપર લાગી છે કોણ જાણે ચંદ્રાવતી બધાને કેમ વહાલુ લાગ્યું છે. તેથી આવા ભયાનક વાતાવરણુમાં રહેવા કરતાં તો અમો બસો કુટુંબ ધોળકાંમાં આવી વેપાર જમાવીશું અને જીનેશ્વર ભગવાનની પુંજા કરી જીવન ગુજારી શું. જે આવે તે મંદીરો તોડતા જાય કિલ્લા ભાગતા જાય. જાણે પોતાના બાપનો માલ છે તેમ લુંટ ચલાવતા જાય હવે તો બ્હેન અમે ત્રાસી ગયા છીયે માટે તું કહે તો મહાજનને બોલાવું અને ભેગું કરૂં.

ભલે, પિતાજી ભેગુ કરો, મારે મારા જેઠનો સંદેશો કહેવો છે મારે ઝાઝુ રોકાવાય તેમ નથી. પોતાના ત્રણે પુત્રોને બોલાવ્યા. બિંમ્બસિંહ આંબા, ઉદલ, તમો ઉતાવળે જઇ મહાજનના શેઠીયાઓને બોલાવો અને તમામ પ્રજાજનને બોલાવો.

ત્યાં તો મા-દીકરી ભેગા થયા, માએ દીકરીને પૂછ્યું. લુણસી કેટલા વરસનો થયો, ત્યારે બોલી ચૌદ વરસનો થયો તે પછી બેટા કંઈ પણ સુવાવડ આવીજ નથી.

ના. મા, તું શું આ બોલે છે, શું જમાઈ આખો દીવસ લડાઈ અને યુદ્ધમાં ફર્યા કરે છે તને બોલાવતા પણ નહી હોય, ના. મા, તેમનો જરા પણ વાંક નથી, મેં તેમને એ સ્થીતીમાં મુકયા છે માટે મા

તારા જમાઈનો જરા પણ વાંક નથી. તેમને મારી આજ્ઞા લોપી નથી મારા ઉપર ગુસ્સે પણ થયા નથી. પણ મારે તો મારા પતિનો વિચાર કરવો. રહ્યોને હું તેમને કેમ દુઃખી કરૂં માટે મારે તેમને બીજી પરણાવવી તેમના જીવનને સુખી બનાવવું તેમાં ફક્ત તારી અને પિતાની આજ્ઞા–મળે તો પાટણમાં ઠાકુર આશા ઝાલ્હણની દીકરી સુહડા વીશ વરસની છે તે મારા ધ્યાનમાં આવી છે અને બાઈ પણ ઘણી સારી છે દીકરી પોતાના પર જીવતાં સોખ-લાવે છે તે જાણી. માતા અચરજ પામી પણ દીકરી બોલી-મા મને મારા લુણસીથી સંતોષ છે પ્રભુ તેને જીવતો રાખશે તો બસ છે માતા જીવવું થોડું ઉપાધી વધારી શું કરવું માટે મારે તો આજે તેર તેર વરસના વહાણાં વાયાં મા હવે મારા આત્મામાં કોઈ જુદી શક્તિ જ મને અટકાવી રહી છે અને મને મારા પતિનો રાત દિવસ વીચાર આવે છે કે હું કેવી નીષ્ઠુર કે તેમને જરા પણ સંતોષ આપી શકી નથી.

આ બધી વાત જાણી. માતા તિહુણદેનીએ પોતાની દીકરીનો આત્મ સંતોષ જાણીને રજા આપી. ત્યાં માતા બોલી કે–તેર તેર વરસ થયાં તું તારા પતિ સાથે નથી બોલતી તેવું તારા ઘરમાં કોઈ જાણે છે કે નહી. માતા મારા સિવાય અને તારા જમાઇ સિવાય–કોઇ જાણતું નથી.

ત્યારે તું તો બેટા તું બીજી વિજય શેઠાણી જેવી, ત્યાં પોતે પોતાના પીયરની ચદ્રાવતી નગરીમાં ઘણા વર્ષે આવી. તેથી પોતે ચંદ્રાવતીની અપૂર્વ શોભા. અગણિત જૈન મંદિરો અને સામો આબુ ગીરીરાજની શોભા વીગેરે જોતી જોતી બોલતી કે પ્રભુ ચંદ્રાવતીનું રક્ષણ કરો.

ત્યાં તો માહાજન ભેગું થયું. ગામો–ગામના આગેવાન ગૃહસ્થો

તથા નગરશેઠ-ચાંપલ વીગેરે સૌ આગેવાનો આવી પહોંચ્યા. ત્યાં તો અનોપમા એક યોગ માયા જેવી શાન્ત અને ભવ્ય મુર્તી સમાન મહાજનની સભા વચ્ચે આવી પહોંચી. ત્યાં તેના પિતા ધરણુસીંગ શેઠ બોલ્યા કે-મારી દીકરી અનોપ માહાજનને ધોળકે આવવા માટે આમંત્રણ આપવા આવી છે અને સાથે લઈ જવા પણ આવી છે.

ત્યાં અનોપમા બોલી કે-હું લેવા નથી આવી પણ ચંદ્રાવતીને તમો પ્રાણના ભોગે પણ ન છોડશો તેવું કહેવા આવી છું. મારી ચંદ્રાવતીની પ્રજા બિચારી બની આવવા માગતી હોય તો તે સદા બીચારી જ રહેવાની છે.

મહાજનના આગેવાનોતો અનોપમાના બોલ સાંભળી સ્તબ્ધ થઇ ગયા અને બોલ્યા કે બ્હેન હવે તો અમે લડાઇથી કંટાળ્યા છીયે કોઇ પણ રસ્તો સુજતો નથી. વડીલો તમે ભૂલો છો પાટણ ભાગીને ચંદ્રાવતી વસાવ્યું પણ પાટણને ધોળકા-ચંદ્રાવતી ભાગીને સુખી ન બની શકે ત્યાં તો ભાઇઓ બોલ્યા બહેન અનોપ ત્યાં અનોપ બોલી કે-ભાઇ આ વાંક બધો તમારો જ છે. તમે જ ધોળકા આવવા સારૂં બધાને તૈયાર કર્યા. મારા વિર શું તારા હાથ-પગ આટલી યુવાન ઊમરમાં થાકી ગયા. ધરણીંગ શેઠનો દીકરો થઇ બીચારા બની-ધોળકામાં આવવા લલચાયા ધન્ય છે વીરા તમારી બહાદુરી અને વીરતાને ભાઈ આખી સંપત્તી જાય. પ્રાણ જાય પણ મારા વીર મરતાં સુધી સ્વમાન ન જાય. તેટલો તો ખ્યાલ જરા શીખવો તો આખી સભા ચકીત થઈ ગઈ, કે અનોપ શું બોલે છે જાણે કોઇ દૈવી આત્માની વાણી બોલાતી હોય. લોકો એક નજરથી સાંભળતા હોય તેવો પ્રભાવ અનોપમાનો મહાજન પર પડયો.

ત્યાં અનોપમા બોલી ભલે તમે બસોત્રર-ધોળકા આવશો પણ

તમારી પાછળ લાખો ગરીબ માણુસોની સ્થિતિ શું થશે તેનો પણુ ખ્યાલ મહાજનને કરવાનો છે.

ત્યારે બ્હેન અમારો શું વાંક. તમારો વાંક કંઈ–વાંક વિધાતાનો અગર વાંક વિમળશાહ મંત્રીનો જે વિમળશાહે તેર–તેર મલેચ્છોના છત્રો ભંગ કરી પોતાની સત્તાનો દોર જમાવ્યો. તે વણિકનો વાંક. વળી દિક્પાળ પદ પોણા બસો વર્ષથી વણિકે સ્વીકાર્યું તે પણ તેનો વાંક. ભલે વાંક કહો અગર ગૌરવ કહો.

ત્યારે બ્હેન અમો કયાં સુધી આમ રીબાઈએ ત્યાં અનોપમા બોલી કે, દુશ્મનો જયાં સુધી તમારા સીમાડા પર આવતાં કંપી ન ઊઠે ત્યાં સુધી–પણ મારા પૂજ્ય પિતા તુલ્ય વડીલો ચંદ્રાવતીનો ત્યાગ કરવો તે તો એક નામર્દ અને હીચકારા માણુસનુ કામ છે.

પણુ બ્હેન અમને ધાર–મંડળેશ્વરે પણુ જવાની આજ્ઞા આપી છે. તે તમને રજા ન આપે તો શું કરે તે તો બીચારા તમારી ચોકી કરવા અચળેશ્વરની તળેટીના ઉપર પોતાનું સર્વસ ત્યાગી આજે ચંદ્રાવતીની રક્ષા કરી રહ્યા છે અને આટલી વૃદ્ધ ઉમરે પણુ પોતાના સોમ દીકરાને બાણુ અને યુદ્ધની કેટલી કળાઓ શીખવી રહ્યા છે. તમને તેના રહૃયની જરા પણુ લાગણી. હોત તો તમે આજે ચંદ્રાવતી છોડત નહિ. માટે જરા વિચાર કરો. મંડળેશ્વર ધારે તો પલકવારમાં ચંદ્રાવતીની રક્ષા બાબત પોતે અમરપટો મેળવી શકે તેમ છે. ત્યાં અવાજ થયો કે કેવી રીતે.

તો સાંભળો જેમ તમે ચંદ્રાવતી છોડી ધોળકા જવા તૈયાર થયા છો તેમ મંડળેશ્વર પણુ મેવાડ અને દીલ્હી સાથે મેળાપ કરી ચંદ્રાવતીને સાચવી શકે છે. આજે મંડળેશ્વરને માહારાજા પદની લાલચ આપવા કોણુ તૈયાર નથી. પણુ તે વૃદ્ધ રાજવી. આજે ગમે તેવા કષ્ટ સહન કરી આરસ પહાણુ પથ્થર ઉપર પોતાની પથારી

કરી રાત દિવસ ચંદ્રાવતીની રક્ષા કરી રહયો છે ત્યાં જુવાનો બોલ્યા કે અમારે ચંદ્રાવતી છોડવી નથી વૃદ્ધોને જવું હોય તો જાય.

વૃદ્ધો બોલ્યા કે-ભાઈ અમે જવાની વાત કયાં કરીયે છીએ. ત્યાં ફરી અનોપમા બોલી કે-જરા ઇતિહાસના પાના ઊકેલી જુઓ જ્યારે શાહબુદ્દીન સુરત્રાણુ કાળનો પણ કાળ એવો ભયંકર બાદશાહ જ્યારે ચંદ્રાવતાના મંદિર તોડવા આવ્યો હતો તે વખતે મંડળેશ્વર ધારાવર્ષદેવની તલવારથી ઘાયલ થયો અને પોબારા કરી ગયો કુમાર-પાળ રાજાએ જ્યારે કોકણુ દેશ પર ચઢાઇ કરી તે વખતે પણ મલ્લીકા અર્જુનને પણ આજના ધારાવર્ષદેવે યમ દ્વાર પહોંચાડયો હતો આવી અનેક ઘટનાઓ ચંદ્રાવતીના આંગણે બની ગઇ. ભાઈ ધારાવર્ષદેવ જ્યારે ચંદ્રાવતીના સીમાડે બન્ને બાપ દીકરો મને મળ્યાં ત્યારે લગભગ પંદર વર્ષ પહેલાં મને કદાચ જોઇ હશે. મને ઓળખી કુશળ પુછી અને બોલ્યા કે બ્હેન ચંદ્રાવતીના ગૃહસ્થોને ધોળકે લઈ જવા આવી છો તો ભલે લઇ જા-મારા જેવા અશક્ત આત્માથી હવે ચંદ્રાવતી જેવું રતન નહી સચવાય.

ભાઇઓ આ શબ્દો તેના શું સૂચવે છે. બોલતાં બોલતાં અનોપમાની આંખમાં કંઈક આંસુ જણાયાં અને બોલી કે મારા જેઠે મને કહ્યું કે-ચંદ્રાવતીના મહાજનના ગૃહસ્થો ભલે બિચારા આવે માટે જો લાચાર બની આવવું હોય તો તમારા માટે ધોળકું તૈયાર છે લાચાર બની આવશો તો છેવટ સુધી લાચાર રહેશો મારા મહી-યરની લાજ મને વધારે વહાલી છે. ધોળકાની પ્રજા તમારી સ્થિતિ ઉપર હસશે અને બીચારા બની આવેલાની દયા ખાશે તે છતાં જો મારી હકીકત તમારા ધ્યાનમાં ન ઉતરે તો ખુશીથી આપ મહાજન અહિંથી ધોળકે આવો. અને બિચારા બની રહો હું આવેલા બિચારાઓની સેવા કરીશ પણ અપમાન થવા દઈશ નહિ.

અનોપમાની વાત મહાજનના ગળે ઉતરી. જવાનો વિચાર માંડી વાળ્યો ત્યાં તો યુવાનો બોલ્યા કે અમારે તો ધોળકામાં ધૂળ ફાકવા જવું નથી. માટે અનોપમા બોલી કે મારી વાત ઉપર જો ઠોક

---

૩૮૧—શંખ લાટ દેશના ચાહમાન રાજા સિંહનભાઇ-સિંધુરાજનો પુત્ર તે એક યોધ્ધો હતો. રાજા સિંહણના સૈન્યને નર્મદા તીરેથી પાછું હઠાવ્યું હતું. એક વખત તે યાદવ રાજાથી કેદ થયો. તેની સમક્ષ જતાં તેને વ્યક્તિગત તેજથી અંજાઈ છોડી દીધો. બાર માંડલિક રાજાની મૂર્તિઓ તેના પગે સુવર્ણ સાંકળથી બંધાતી હતી એથો વસંત વિલાસમાં જણાવ્યું છે ખંભાત પહેલાં લાટ દેશના તાબામાં હતું તે રાજા પાસેથી વિરધવળે ખૂચવી લીધું હતું એક બાજુ સિંહણની ચઢાઇ બીજી બાજુ મારવાડના રાજાઓનો બળવો એ સ્થિતિનો લાભ લઇ ખંભાત પર શંખે હુમલો કર્યો પણ વસ્તુપાળે તેને હરાવ્યો. વધુ માટે જુઓ હમ્મીરમદ મર્દન (ગા. ઓ. શી)

**क्षत्रिय समह्व केलिरहस्यं जाणतेवणिजो ञमल्य**
**अम्बहोवणिगपि प्रधने-मल्लिकाजुव नृपंनजघान**
**दुनरेवणिगहंरणहट्टे विश्रुतोह सितुवयाकलयामि**
**मौलिजानुपटलानि रिपूणां स्वगनमयो वितरामि**

૩૮૩—આ હકીકત લઇ તેના ઇતિહાસિક સત્ય સબંધે (વસંત વિલાસ પૃષ્ઠ ૪૩-૪૪)

શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે એક ઇતિહાસિક શ્રુતપરંપરા અને તેની પરીક્ષા એ નામના લેખમાં યોગ વિચારણા કરી છે. જૈ. સં, ૩–૧ પૃષ્ઠ ૧૫૩–૧૬૯.

૩૮૪—જુઓ ગીરનાર પ્રશસ્તિ જયંન્તસિંહને બે પુત્રો નામે પ્રતાપસિંહ અને બીજો હતો તે બન્નેના શ્રેય માટે વસ્તુપાળે-ખંભાતના કુમાર વિહારમાં બે દેવકુલિકાઓ બંધાવી હતી.

લાગતું હોય તોજ આવવાનો વિચાર માંડી વાળજો નહી તો બહાદુર બની જીવજો પણ નામર્દ કદી થશો નહિ. ગમે તેવા આફતના અવસરમાં પણ જાફત માની લેજો ચંદ્રાવતીમાં તમે જન્મ્યા છો તે જ ચંદ્રાવતીને તમારા પ્રાણના ભોગે સાચવજો પણ કૃપા કરી બિચારા બનશો નહી.

ત્યાં મહાજન બોલ્યું કે ધન્ય છે દીકરી. તેં તો અમારા સ્વમાન ની કીંમત રાખી. તારા પીયરની લાજ રાખી. સાથે મંડળેશ્વરની પણ તેં સુંદર સેવા કરી ધન્ય છે દેવી અનોપમા-તું તો સાક્ષાત સરસ્વતિનો અવતાર. ત્યાં યુવાનો બોલ્યા બ્હેન અનોપમા ખાત્રી રાખજે કે ચંદ્રાવતીનો એક પણ બાળ અબાળ-વૃદ્ધ-નાનો કે મોટો કોઇ બિચારો બની ધોળકામાં નહિ આવે પણ બહાદુર બની જીવશે અને મરશે.

શાહબાશ મારા વીરાઓ મણુ તમને-શક્તિ આપે માહાજનને પાછી અનોપમા બોલી કે-મારા જેઠને હવે કહીશ કે મારી ચંદ્રાવતીનું મહાજન તેમ મારૂં પીયર બિચારૂ બની ધોળકા નહિ આવે.



# પ્રકરણ ૪૪મું

## લુણશીના સ્મારક માટે જગ્યા

અનોપમા પોતાનું કર્તવ્ય ચંદ્રાવતિના મહાજન પાસે પૂરૂં કરી અર્બુદ ગિરિ ઉપર વિમલ વશહિના મંદિરની યાત્રા નિમિત્તે ગઈ. તે

વખતે ચંદ્રાવતીના મહાજનના આગેવાનો પૈકી કેટલાક અનોપમાની સાથે વિમલવસહિ જોતાં તેના આત્માને કોઈ અનેરો આનંદ પ્રકટ્યો ધન્ય છે આવા મહાપુરૂષોને જેઓ પોતાની લક્ષ્મીનો સદ્‌પયોગ અન્યના આત્માના ભલાને માટે કરી ગયા ન કોઇ લુંટી શકે ન કોઇ ચોર ચોરી કરી શકે હજારો વાર—એ મહાપુરૂષને અનોપમાના વંદન હો વિમલવશહિના મંદિરની બાજુમાં જમીનનો ટુકડો જોવામાં આવતાં અનોપમાને પૂછ્યું કે આ જમીન લેવી હોય તો મળે. મહાજન બોલ્યું કે—મળે તો ખરી. પણ તે તો બ્રાહ્મણોની છે. ગમે તેની હોય તે ભાઈઓને જો જમીન આપવાની મરજી હોય તો પૂછો તો ખરા. ત્યાં બ્રાહ્મણોને પૂછ્યું કે—જમીન આપવાની છે. શા માટે ન આપીએ પૂરા પૈસા મળતા હશે તો ખુશીથી આપીશું. ત્યાં ભાવ પૂછ્યો તો જવાબ એટલો જ મળ્યો કે પૂછી જુઓ વિમલશાહના વંશના ભાઈઓને કેટલા આપ્યા હતા. ત્યાં બ્હેન અનોપમાને બ્રાહ્મણોએ જવાબ આપ્યો કે; અઢાર ક્રોડ ત્રેપનલાખ રૂપિયા, ત્યાં તો અનોપમા હેબકાઈ ગઈ પોતે અચળગઢ તરફ જવા માટે ચાલી ગઈ. મનમાં વિચાર્યું કે; સ્વામી અને જેઠને પૂછ્યા સિવાય શું થાય ત્યાં તો અનોપમાનો સત્કાર કરવા ધારાવર્ષ મહામંડળેશ્વર ઊભા હતા. અનોપમાને આશીર્વાદ આપ્યો ધન્ય છે દીકરી તારી શ્રદ્ધા અને ટેક અને નીડરતાને તારા જેવી જ્યાં સુધી ચંદ્રાવતીના આંગણે દીકરીઓ છે ત્યાંસુધી ચંદ્રાવતી અખંડ રહેવાની છે અને રહેશે દીકરી હું જાણું છું કે ચંદ્રાવતીના મહાજન અકળાયા પણ તેના રક્ષણના માટે ભાઇ પ્રલ્હાદદેવે જગા શોધી નક્કી કરી છે અને તે જગા આંહીથી ત્રીસ ગાઉ ઉપર તેનું નામ પ્રલ્હાદનપુર—પાલણપુર રાખવામાં આવ્યું છે અનોપમા બોલી કે ધન્ય છે બાપુ તમારી પ્રજા પ્રેમની લાગણી આ પ્રમાણે વાતચીત કરી અનોપમા બોલી કે ધન્ય છે દેવ મંડળેશ્વર પણ અનોપમાની આકૃતિ સામે સ્તબ્ધ થઈ ગયો. પ્રલ્હાદદેવને અનોપમાએ નમસ્કાર કરી કુશળ પુછ્યા અને પોતાની જે ફરજ હતી તે બધી વાતચીત કરી પાટણ

અને ધોળકાની પરિસ્થિતિ સમજાવી અને ચંદ્રાવતિથી પાછી ફરવા તૈયારી કરી. જમીનની કીંમત સંભળતાં અનોપમાનો આત્મા જરા કચવાયો તે સમાચાર વસ્તુપાળને પોતામા છૂપા ગુપ્તચરો તરફથી મળ્યા ત્યાં વસ્તુપાળ તેજપાળ પાસે આવ્યો બધી હકીકત સમજાવી તેજપાળે હા પાડી. ત્યાં વસ્તુપાળે ચંદ્રાવતીના પોતાના માનીતા ધાર પરમાર પર પત્ર લખી જણાવ્યું કે અનોપમાદેવીને જમીન માટે જેટલું દ્રવ્ય જોઈએ તેટલું અમારા ખાતે લખી આપવા ભૂલશો નહી.

અનોપમા ચંદ્રાવતીથી થોડા દીવસ બાદ ફરીવાર આબુગીરીરાજ પર આવી. ત્યાં જે વિમલ વસહી મંદીરની બાજુના જે જમીનના ટુકડા હતા. તે જમીન પર સોનાના સીક્કા પાથરતી પાથરતી સારી જમીન ખરીદી પણ સોનાના સીક્કા ખૂટયા નહિ ત્યાં બ્રાહ્મણો પણ આ અલૌકિક રમણીને જોઈ તાજુબ થયા. આખરે બ્રાહ્મણો બોલ્યા કે-દેવી તમારા સોનાના સિક્કાઓ આગળ મારી જમીન હવે વધારે આપી શકે તેમ નથી કેમકે આપે તો એવી લબ્ધિ મેળવી છે કે-આપતો આખો આબુ ગિરિરાજ ખરીદ કરો તોપણ તમારૂં ધન તેમ સિક્કા ખૂટે તેમ નથી. માટે દેવી ક્ષમા કરો હવે અમારી પાસે તસુ પણ જમીન નથી કે તમને આપી શકીએ ત્યાં તો અનોપમાદેવી પોતાના જેઠ લૂણશીભાઈના સ્મારક માટે જમીન ખરીદી હવે કામની શરૂઆતનો વિચાર કરવા સારૂ અને ચંદ્રાવતીના મહાજનને આપેલું વચન હું પણ તમારી સાથે સુખદુઃખમાં સાથે જ રહીશ તે બાબત રજા લેવા માટે પોતાના જેઠ અને સ્વામિની પાસે ધોળકે જવા તૈયારી કરી અને પાટણના રસ્તે પ્રયાણ કર્યું.

---

૨૮૭ अनूपमा पत्नि तेजपालस्य मंत्रिण
लावण्यसिंह नामायमाःयुष्मानेतपोलुल ५९
तेनपालेन पुण्यार्थे तपोपुत्र कलत्रयोः
हर्म्म्यं श्री नेमिनाथस्य तेने तेमेहमर्बुदे ६०

સોમેશ્વર કૃત તે મંદિર પ્રશસ્તિ લેખ જિ. ૨૮૩.

# પ્રકરણ ૪૫ મું

## ભયંકર ભૂલ

અનોપમાદેવી ચંદ્રાવતીથી લુણીંગભાઈના સ્મારક માટે જમીન આબુ ગિરિરાજ ઉપર લઇ મહાજનને સંતોષ આપી. પોતે પાટણ આવી. ત્યાં સાંભળ્યું કે–વિરમદેવને રાણાજીએ દેશવટો આપ્યો છે અને પોતાના સ્વામી તેજપાળ મૂકવા આવ્યા છે. ત્યાં પોતે સ્વામીને મળી. તેજપાળે બધી હકીકત કીધી.

વીરમદેવના જુલમથી તો આખી ધોળકાની પ્રજા ત્રાસી ઊઠી છે લોકો તેના નામ પર ધીક્કાર વરસાવે છે પોતે મેળાના પ્રસંગમા પણ એક વણિકને તલવાર લઇ મારવા ધસ્યા. ત્યાં વણિક બિચારો મહારાણાના શર્ણે આવ્યો ત્યારે તેનો બચાવ થયો રાણી જેતલબા તો તેનું મોં જોવા પણ માગતા નથી. પણ આ બધી વાત ખરી. વીરમદેવને બાપુએ દેશવટો આપીને પાટણ મોટા બાપુ પાસે મોકલ્યો પણ જરા રાજયનીતિથી અક્કલ તો વિચારવી હતી કે હાથે કરી ઘરના માણસને દુશ્મન કાં બનાવીએ છીએ. તમે પણ કંઈ બોલી શક્યા નહિ. મોટાભાઈએ પણ કાંઇ વિચાર કર્યો નહિ.

અનોપમા બોલી ત્યાં તેજપાળે જવાબ આપ્યો, કે તારી બધી વાત સાચી પણ વાતમાં વચમાં પડવા જેવું હતું જ નહિ. મોટા ભાઈ પણ ટાઢા પાણીએ ખસ જાય તેમ ઇચ્છતા હતા. માટે કંઈ નહિ. જે બન્યું તે ખરૂં પણ ભાવિની આગળ કોઈ ડાહ્યું નથી. તેમ વાતચીત કરી.

વીરમદેવને લઈ તેજપાળ પાટણ આવ્યો. રાણા લવણપ્રસાદને બધી વાત કરી. અને માહીતગાર કર્યો. વીરમદેવને હવે સમજાવી ડાહ્યો બનાવવાની સુચના કરી તેજપાળ પોતાના મુકામ પર આવી ચઢયો ત્યાં તો પાટણમાં આ વાત વાયુવેગે પ્રસરી ગઈ. મંત્રીશ્વરની વિરૂદ્ધના માણસોએ વીરમદેવના કાન ભંભેર્યા અને ઘણોજ ઉશ્કેર્યો. હતો અને મંત્રિ વિરૂદ્ધ મજબૂત વાતાવરણ વીરમદેવના હૃદયમાં વિરોધી મંડળે જમાવી દીધું. લવણપ્રસાદને પણ પોતાના દીકરાનો દીકરો એટલે વાત્સલ્ય ભાવ ઉભરાતો હતો ભલે વીરમ આવ્યો કોઈ દિવસ તેનું ભાગ્ય જોર કરતું હશે તો કાલ સવારે ગુજરાતનો રાજાધિરાજ થશે બુઢ્ઢો પણ આવી આવી કલ્પનાઓ ઘડતો અને વીરમદેવને લઈ ભોળા ભીમદેવ પાસે જઈ બધી વાત કરી હતી.

આ પ્રમાણે વાત પાટણમાં પોતાના સ્વામી અને જેઠની વીરૂદ્ધનું વાતાવરણ પણ અનોપમાએ સાંભળ્યું.

વિરમદેવને મળવાની ઇચ્છા અનોપમાને ઘણી હતી. પણ બધી હકીકત મનમાં સમજી પોતે તરત ધોળકા આવી.



# પ્રકરણ ૪૬ મું

## અણઉકેલ કોયડો

અનોપમા ધોળકા આવી, સૌ કોઇ ખુશી થયા. દરેકના આત્માને અનોપમાના આવવાથી સંતોષ થયો. પોતાના હૃદયમાં એક એવી

વેદના ઊભી થઈ હતી તે વેદના ફક્ત વીરમદેવના દેશવટાની જો પોતે હોત. તો આ વસ્તુ અને ઘટના બનવા દેત નહિ. ખેર ભાવીની ઈચ્છા.

વસ્તુપાળ આવ્યા પણ પોતે અનોપમા પાસે આવતા આવતા ખમચાણા, કુશળતા પૂછી, આબુના ઉપર જમીન લીધાની વાતચીત થઈ ચંદ્રાવતીથી આવતા મહાજનને રોકયા તે પણ વાત કરી દીધી અને કીધું કે તે બીચારા બધા આવવા માગતા ન હોતા. વસ્તુપાળ અનોપમાની બુદ્ધીનું માપ કાઢી ન શકયો. શાક્ષર હતો. સરસ્વતીનો ઉપાશક હતો છતાં તે અનોપમાનેજ શાક્ષાત સરસ્વતી સમજતો હતો. મનમાં અનોપમા માટે માન ઉત્પન્ન થયું.

ત્યાં અનોપમાએ વાત કરી કે હવે મારે ચંદ્રાવતી જવુંજ જોઇએ, ત્યાંની પ્રજા અને મહાજનને વચન આપીને આવી છું માટે મારે તેમના સુખ દુઃખમાં ભાગ લેવો જોઈએ વળી આબુના ઉપર જમા લીધી છે તેના પણ કામકાજની શરૂઆત કરવી જોઇએ. વળી. પાટણમાંથી સારા શુકને આપની આજ્ઞા મળતાંજ મારે મારી ફરજ સમજી ને મારાપતિના સ્વભાવનો પણ વિચાર કરવો જોઇએ. આ બધી વાતનો ફોડ પોતાના જેઠ પાસે પાડયો અને વીગતવાર વાત જણાવી. તે બધું કબૂલ કરતાં કરતાં મંત્રી વસ્તુપાળ બોલ્યા કે તમારી વાત મેં તમામ કબૂલ કરી. તો હવે મારી વાત પણ કબૂલ કરો. ઘણા વર્ષોથી અધૂરી રહેલી આશા તમે સંઘવણ બની સંઘયાત્રામાં પધારો અને મરનાર માતા-પિતાની અંતિમ આશા પૂરી કરવા કટીબદ્ધ થાઓ.

જેવી વડીલની આજ્ઞા. ત્યાં વસ્તુપાળ મનમાં વિચાર કરવા લાગ્યો શું અનોપમાની કાર્ય કરવાની શક્તિ વળી અનોપમા જતે જતે પરમાર ધારાવર્ષ દેવના સમાચાર આવેલા. અને પકડાયલો છુપો જાસુસ અને ચંદ્રાવતીની પ્રજાની કાયમ રક્ષા થઈ શકે તેના માટે પ્રહ્લાદદેવે કરેલી પ્રલ્હાદપુર નગર વસાવવાની યોજના વીગેરેની

તમામ વાત કહી અને ધારાવર્ષ દેવ વૃદ્ધ છતાં પોતાના પુત્ર સોમેશ્વરને પણ કેવી રીતે વિદ્યા શીખવાડી. લડાયક યોદ્ધો બનાવ્યો છે વળી આપની આપેલી પુસ્તીકા પણ પ્રહલાદ દેવને આપી છે અને તમારા તમામ સમાચાર મેં પહોંચાડયા છે. તમારો મોકલાવેલો પત્ર પણ ધારાવર્ષ દેવને મળી ગયો છે વીગેરે વીગેરે ટુંકમાં વાત કરી ચાલી ગઈ અને યાત્રાના યજ્ઞમાં જવાની હીલચાલ અને તૈયારીઓ થઇ ચુકી. વસ્તુપાળનો જે અણુઉકેલ કોયડો હતો તે અનોપમાએ પોતાની બુદ્ધીથી ઉકેલી બતાવ્યો.



## પ્રકરણ ૪૭મું

### સંઘ યાત્રા

મનુષ્યના ભાગ્યની અજબ બલીહારી છે એક વખત આ વસ્તુપાળ અને તેજપાળ નાની ઉમરના હતા. પોતાની સ્થીતિ સાધારણ હતી. ભણવા પાટણ જતા હતા તેજ ભાઇઓ આજે પોતાના બાહુબળથી તેમ પુરૂષાર્થથી તેમજ ભાગ્યની અનુકુળતાથી આજે આખા ગુજરાત ને ખંભાત–મારવાડ ને મેવાડ ચારે તરફ પોતાની નામના વધારી આજે પોતાનું નામ શોભાવી રહ્યા છે. વળી બન્નેભાઈઓ જૈનધર્મ પર સુંદર શ્રદ્ધા ધરાવતા હતા. જૈન છતાં તેઓએ દરેક ધર્મના કાર્યોમાં પોતાની ઉદારતાનો સારામાં સારો લાભ આપી

વિશ્વધર્મની સેવા બજાવી પોતાનું કર્તવ્ય સમજી પોતે દરેક ધર્મના કાર્યમાં ભાગ લેતા હતા.

આજે તો ચારે તરફ એકજ વાર્તા ચાલી રહી છે કે ચાલો યાત્રાએ વસ્તુપાળ ઠાકુરના સંઘમાં ચારે તરફથી હજારો સંખ્યામાં જનતા યાત્રાએ આવવા સારૂ આવવા લાગી કારણ કે આવો પ્રસંગ ઘણાજ વખતે મળતો હોવાથી સૌ કોઈ આ સંઘ યાત્રામાં ભાગ લેવા તૈયાર થતા હતા. નાના મોટા બાળ અબાળ વૃદ્ધ સાધુ–સાધ્વી વળી જૈન–જૈનેત્તરો દરેક જણને સુંદર રીતે આમંત્રણો આપી સૌને સંઘમાં આવવાની વસ્તુપાળે ઘોષણા કરી હતી. વળી તે પણ સાથે જણાવ્યું હતું કે કોઈ પણ માણસને પોતાનાં જોખમની દરદાગીના સાચવવાની ચિંતા રાખવી નહી દરેક જવાબદારી વસ્તુપાળે પોતે ઉઠાવી લીધી હતી. જેના પાસે કોઈ પણ જાતનું સાધન ન હોય તેને દરેક જાતનું સાધન સામગ્રી પુરી કરવાની પણ પોતે જવાબદારી માથે લીધી હતી માટે કોઈ પણ ભાઈ અગર બહેન વિના સંકોચે આ સંઘયાત્રાનો લાભ નહી ચૂકે અને સંઘયાત્રામાં આવી મારા ઉપર ઉપકાર કરશે. આટલે સુધી નમ્રતા વાપરી. બધે ડાંડી પીટાવી હતી. સંઘને સાચવવા સારૂ પણ રાણા વિરધવળે પોતાનું સૈન્ય આપવા કબૂલાત કરી પોતાના રાજ્ય તરફથી યાત્રાળુઓના જાન–માલની સાચવવાની જવાબદારી લીધી હતી તે પહેલાં સં. ૧૨૪૯–૫૦ માં સંઘપતિ તરીકે આસરાજ (પોતાના પિતા) સાથે વસ્તુપાળ અને તેજપાળે યાત્રા કર્યા પછી પોતાને મંત્રીપદ મલ્યું હતું. ત્યારબાદ સંઘપત્તિ તરીકે ૧૨૭૭ માં સંઘયાત્રા જ્યારે નીકળી, અને હજારો જનતા મહાસાગરની

---

૧ ચંદ્રાવતી નગરીની ઐતિહાસિક નોંધઃ-- મહાવીરસ્વામીની પાંત્રીશમી પાટે વડગર છ સંસ્થાપક શ્રી ઉદ્યોતસૂરી આબૂની યાત્રા કરીને ટેલી ગામના પાદરે સં. ૯૯૪ માં શ્રી સર્વદેવ પ્રભતિ વી. આઠ જણને સૂરીપદે સ્થાપ્યા. તેમાંના તેમની પાટે મુખ્ય થએલા સંવત ૧૦૧૦ રામસેન નામના નગરના ઋષભજીના પ્રાસાદમાં શ્રી. ચંદ્રપ્રભુની

માફક આવવા ઉલટી તે વખતે સંઘની સાથે સરંજામ નીચે પ્રમાણે સંઘયાત્રામાં સાથે હતો તેની નોંધ.

---

પ્રતિષ્ટા કરાવનાર શ્રી સર્વદેવસૂરીએ ચંદ્રાવતીના રાજાને નેત્રસમાન શ્રી કુંકુણુ નામના મંત્રિને જેણે ભવ્ય જીનમંદિર બનાવ્યું હતું. તેને દીક્ષા આપી હતી.

૨ મુંજ અને ભોજના રાજ કવિ ધનપાળ જેમણે સંવત ૧૦૨૯ માં પાઇ લચ્છી નામ માળા સંવત ૧૦૭૦ તિલકમંજરી કથા. સંવત ૧૦૮૧ સત્યપુર મંડન, મહાવીરોત્સાહ નામનું ટૂંકુ કાવ્ય રચ્યું તેમાં પણુ ચંદ્રાવતીનું વર્ણન કર્યું છે.

૩ આ ચંદ્રાવતીમાં દંડ નાયક તરીકે પરમાર રાજાને હરાવી ગુજરાતના રાજા ભીમનું આધિપત્ય સ્વીકાર કરાવનાર વિમલમંત્રી રહેતા હતા તેમને સં. ૧૦૮૮ માં ધર્મ ઘોષ સૂરીના હાથથી પ્રતિમાની પ્રતીષ્ટા કરાવી છે. તે પહેલા તેઓ ચંદ્રાવતીમાં રહેતા હતા.

૪ ચંદ્રાવતી નગરીમાં સં. ૧૦૯૫ માં શ્રી ધનેશ્વરસૂરીએ સુરસુંદરીની કથા પ્રાકૃતમાં રચી વળી ઉપદેશ માળાખ વૃતીની વાખ્યા કરતાં ચૈત્યવાસમાં વૈરાગ્ય આવ્યો અને પૌર્ણિક પક્ષના શ્રી. ચંદ્રસૂરીના આશ્રીત થયા.

૫ સંવત ૧૩૩૦ ની આસપાસ થએલા પ્રસિદ્ધ માંડવગઢના પેથડકુમારે ભીનભીન ૮૦ સ્થળોમાં જિનમંદિરો બનાવ્યા. તે સ્થલોમાંનું ચંદ્રાવતી પણુ છે.

૬ શ્રી. માણ્યકપ્રભસૂરીએ આજ ચંદ્રાવતીમાં રાઉલ ધંધલો દેવની સમક્ષ મંત્રવાદીને મંત્રથી હરાવ્યા તેમના સ્વર્ગ ગમનનો કાળ સં. ૧૩૧૭ નો છે. તે પણુ ચંદ્રાવતીમાં ચંદ્રગ્રહમાં થએલા શ્રી વિજયસિંહ સૂરીને આજ નગરમાં નવગ્રહ ચૈત્ય ઉપદેશમાલાની વૃતીની વાખ્યા કરી હતી.

૭ ગ્યાસુદીનસૂરીના મંત્રિ સોની સંગ્રામે ચંદ્રાવતીમાં એક મંદિર બંધાવ્યાનો અને તેની પ્રતિષ્ટા સોમસુંદરસૂરીના હાથે કરાવ્યાનો પણુ ઉલ્લેખ મળે છે.

વાંચક વાંચી જોશે અને વિચારી જોશે. ગાડાં ચાર હજાર ને પાંચશે હતા શય્યા પાલકો સહિત, સાતસો સુખાશનો હતા. ૧૯૦૦ વાહિની પાલખીઓ હતી અને ૧૯૦૦ હાથીઓ હતાં. ૨૧૦૦ શ્વેતામ્બર સાધુઓ હતા. ૧૧૦૦ દિગંમ્બર સાધુઓ ૪૫૦ જૈન ગાયકો હતાં. ૩૩૦૦ બંદિજનો હતા.

આ સિવાય સંઘ યાત્રામાં લાભ લેવા સારૂ સંખ્યાવગરના ભાઇ બહેનો હતા તેમજ બીજી અનેક જાતની સગવડ વસ્તુપાળે સંઘયાત્રામાં રાખી હતી. પૃથ્વી પણ આ સંઘ યાત્રાનો ભાર ઝીલવા સારૂ પણ ઘણાજ ઉમંગથી સ્થીરતા ધરી રહી હતી. આ પ્રમાણે ૧૨૭૭ ની સાલમાં સંઘ યાત્રાનો સંઘપતિ તરીકે વસ્તુંપાળ ઠાકુર અને સંઘવણ તરીકે દેવી અનોપમાં હતા. દેવી અનોપમાનો પોતાના તમામ સમયનો વય આવેલા યાત્રાળુઓ સાધુ-સાધ્વીઓ વીગેરેને કોઈ પણ જાતની અગવડ ન પડે અને સૌ કોઈપોત પોતાના મંનથી આનંદમાં રહે તે પ્રમાણે શ્રી સંઘની સેવા બજાવી રહી હતી. હજારો દુખીઃદીનને ખોબે ખોબે દાન આપતી જતી અને મળેલી લક્ષ્મીનો વિના સંકોચે સદ્વય કરતી હતી. વળી વસ્તુપાળની બે પત્નીઓ લલિતા અને શોખૂ તો પોત પોતાના મંનથી ખાવું, પીવું, ઓઢવું અને રમવું તેમાંજ મશગુલ રહેતી હતી, તેમના માથે કોઇ પણ જાતની જવાબદારી નહોતી તેમ રાખી પણ નહોતી-બધી જવાબદારી અનોપ અને વસ્તુપાળ અને તેજપાળને શીરપર હતી.

આ પ્રમાણે સંઘયાત્રા ઘણાજ આનંદની સાથે આગળ વધતી જતી. જેમાં સવા બે હજાર તો કોડપતીઓ હાથીદાંતના સુંદર રથમાં બેસી આ સંઘ યાત્રામાં સાથે જોડાયા હતા. વળી કંચન કામિનીના

---

આવા આવા તો ઘણાજ પ્રમાણો ચંદ્રાવતી માટે મોજૂદ છે. ઐતિહાસિકના સંસોધન કરનારા વધુ સોધન કરે.

ત્યાગી હજારો સાધુઓ પણ પોતાના રજોહરણ લઈ યાત્રા સાથે વિહાર કરતા હતા. તેમજ નગ્નદેહધારી દિગમ્બર સાધુઓ પણ લગભગ હજારની સંખ્યામાં પણ સંઘયાત્રાથી વેગળા રહી વિહાર કરતા હતા. આ પ્રમાણે સંખ્યા વગરના માણસોની હાજરી હજારો જાતની જવાબદારી દરેક યાત્રાળુઓની સગવડ કોઈ પણ યાત્રાળુઓને અસંતોષ ન થાય. તેવી કાળજી ભરી દેખરેખ અનોપમા દેવી રાખતી હતી. વસ્તુપાળ પણ પોતાની કાર્ય કુશળતાથી દરેક યાત્રાળુઓની ખબર લેતો અને દરેક અગવડ સગવડની કાળજી રાખતો હતો. તેજપાળ સંઘના તમામ યાત્રાળુઓના જાન–માલની સંભાળ રાખતા હતા. અને કોઈ પણ જાતના સંઘના રંક કે સાધારણ બાળકને પણ કશી પણ અડચણ ન પડે તેવી રીતે સંઘની સેવા બજાવી. પોતાનું કર્તવ્યમાં મશગુલ હતા.

આકાશના દેવ દેવતાઓ પણ આ સંઘયાત્રાને આશીર્વાદ આપી રહ્યા હતા ગામોગામથી હજારોની જનતામાં લોકો આ સંઘયાત્રા જોવાને માટે ઉતરી પડયા હતા. ધરતીમાતા પણ આ સંઘયાત્રાનો ભાર વહન કરવા પોતાને ધન્ય માનતી હતી, આવી અનોપમ સંઘ યાત્રાની શોભા જો ખરેખર શોભાવી હોય તો તે અનોપમા દેવીને આભારી હતી.

આ સંઘયાત્રાનો મહામેળો સંવત ૧૨૭૭ ના માહ વદ ૮ના રોજ શેત્રુંજય આવી પહોચ્યો હજારો રથ, હજારો હાથી. સંખ્યા વગરના યાત્રાળુજનો દરેક વ્યક્તિ યાત્રા કરવાને ઉતાવળી થઇ રહી હતી. સંઘ યાત્રાની પ્રથમ એક સુંદર પ્રભુનું શુશોભીત દેવાલય હતું. અને પ્રભુના માથે પણ ત્રણ રત્નજડીત છત્રો બીરાજમાન હતા. પ્રભુ આગળ લલિતા અને શોખૂ બન્ને જણુ ચામર વીંઝતી હતી. અને પ્રભુ આગલ નૃત્ય કરતી હતી. જ્યારે પ્રભુનો રથ આગળ ચાલ્યો તે વખતે હજા-

શેની સંખ્યામાં બીજા રથો ચાલવા લાગ્યા, તે વખતે સંઘ યાત્રા સીદ્ધાચળ પહોચવાની તૈયારી વખતે ડુંગર ઉપર જમની બાજુએ દુર્ગાપક્ષી બોલી.

ત્યાં તો મંત્રિના હુકમથી રથ ઊભો રખાયો, શુકન જોવાવાળાને બોલાવ્યો અને આ દુર્ગાપક્ષી શું બોલ્યું તેનો ભાવાર્થ પૂછવા મંત્રીનો વિચાર થયો.

ત્યાં તો શુકન જોવા વાળાએ જવાબ આપ્યો.

જે દુર્ગા બોલી છે તે દુર્ગા ડુંગરની દીવાલના બારમા થર ઉપર બેઠી છે. અને તે સુચવે છે કે આપના ભાગ્યમાં સાડી બાર યાત્રાઓ છે બાર આખી અને એક અડધી ત્યાં વસ્તુપાળે અરધીનો અર્થ પૂછયો. ત્યાં શુકન શાસ્ત્રીએ કીધું કે તેનો ખુલાસો પછીથી સમજાવીશ, રથ રોકવાનો હુકમ આપ્યો. હજારો ગાડામાં સ્તવન સઝાયો ચાલતી હતી. પ્રભુ ગીતો ગવાતા હતા. હજારો બળદની ઘુઘરમાળથી આખું આકાશ ગાજી રહ્યું હતું હજારો ગાયક અને વાજીંત્રોવાળાથી ભયંકર સૌરાષ્ટ આજે સોહામણો દેખાતો હતો.

સંઘયાત્રાનો સંઘપતિ વસ્તુપાળ એક દાનેશ્વરી અને બુદ્ધીશાળી મહા આમત્ય હતો, સંઘની અધિષ્ઠાત્રી દેવી સેવા મૂર્તિ અને દાનમૂર્તિ, દેવી અનોપમા હતા.

લલિતા અને શોખૂ જેઠાણી હોવા છતાં અનોપમા દેવીની સંપૂર્ણ આમાન્યા પાળતા હતા, શોખૂને તો આ યાત્રા કરવાનો પ્રસંગ પહેલ વહેલો હતો તેથી તે પાલખીમાં ન બેસતાં પગપાળે ચાલી આનંદ લેતી હતી લલિતા સેવાભાવી મુર્તિ હતી. દુઃખી યાત્રાળુ હોય તો તેને સહાય કરતી. તેની સગવડ સાચવતી. કોઇનો રૂપાળો બાળક હોય તો તેને પોતાની ગોદમાં લઈ સોનાની સોના મહોર બાળકના ઝભલાના ખીસામાં નાંખતી.

આ પ્રમાણે સંઘ યાત્રાનો આનંદ કોઈ અનેરો અને અજોડ હતો જે સંઘ યાત્રામાં હજારો કવિઓ હજારો ભાટ હજારો ચારણ તેમજ સંખ્યાબંધ ગાયકો અને સુંદર સાજવાલા વાજીંત્રો હતાં. આખા સંઘના યાત્રીકો જનતે લોકો ઘણોજ સુંદર આનંદ આપતા અને યાત્રાળુઓના દીલને બહેલાવતા હતા. લલિતાનો સ્વભાવ પણ ઘણો જ દયાળુ અને માયાળુ હતો. કોઈ અનાથ–વિધવાને જોતી તો તેની પાસે જઈ તેની સ્થિતિ જોઇ તેનું દુઃખ દૂર કરવા સેંકડો સોના મહોરો આપતી હતી અને પોતાના પાલવ વડે દુઃખીના આંસુ લોહતી હતી.

ધન્ય છે. આવી સેવાભાવી મુર્તી ને આ પ્રમાણે સંઘ યાત્રાનો મુકામ સીધ્ધાચળજી થયો ત્યાં ભોજન વિગેરેની તેમજ સ્નાન વીગેરેની એટલી બધી સુંદર સગવડ હતી કે કોઇ પણ ચીજનો તોટો તેં નામ નહોતું, દરેક જણ આનંદથી નાહીધોહી પ્રભુ પૂજા કરી ભોજન વિગેરે શાન્તીથી જમી. સૌ કોઇ વસ્તુપાળને તેમજ દેવી અનોપમાને ધન્યવાદ આપતા હતા.

આ બધા કાર્યથી અનોપમા જ્યારે પરવારી જતી હતી. તે પછી હજારો અભ્યાગતો દુઃખી ભીખારી એવા આત્માઓને દાન છુટા હાથે આપવામાં જરા પણ કંજુસાઈ કરતી નહોતી. ભરેલા ઘીના તાવડામાંથી તાંસળે ઘી આપતી અને દરેક અભ્યાગતને મીઠા ભોજન માટે બાકીનું સીધુ આપતી હતી.

તેવામાં એક અભ્યાગતે–ઘીનો તાવડો ઝુટવ્યો. તે ઘીના છાંટા અનોપમાદેવીના ચીર ઉપર પડયા તે વખતે તેના માણુસોએ તે અભ્યાગત ઉપર ધીમો લાકડીનો ઘા કર્યો. તે ઘા અનોપમાના જોવામાં આવ્યો અનોપમા કંપી ઊઠી અને લાકડી મારનારને કહ્યું કે આ ઘડીને આ ઘડી તું સંઘની બહાર ચાલ્યો જા. સંગયાત્રાના કોઇ પણ સ્થાન પર તારો પગ રાખીશ નહી.

એ અભ્યાગત જો સુખી હોત તો–શું તે લેવા આવત. કદાપિ હું ભાગ્યવશાત કોઈ ધાંચણુ કે માલધારીના ઘરમાં કદાપી મારો જન્મ થયો હોત તો મારાં કપડાં શું ન બગડત.

શું સંઘયાત્રા શાને માટે છે ભાઈ પાપનો મેલ ધોવાને માટે છે. આ પ્રમાણે બોલતાં બોલતાં અનોપમાની દૃષ્ટિ એક ભિંસાતા દુઃખી યાચક ઉપર પડી. ત્યાં અનોપમાદેવી બોલી કે ગાંડા આ ઘીના છાંટા પણુ મારા ભાગ્યમાં કયાંથી આ સંઘ યાત્રાનું મોહા પુણ્ય તો આપણા મહારાણા વિરધવળનું છે. આ લક્ષ્મી તો રાણાજી અને અને મોટા બાપુ લવણુપ્રસાદની વપરાઇ રહી છે. બધુ પુણ્ય તો તે બન્ને ભાગ્યશાળી બાપ દીકરાને જાય છે. મારા ભાગ્યમાં જે ડાઘા અને છાંટા પડે છે તેટલું જ પુણ્ય રહેશે.

આ પ્રમાણે દેવી અનોપમાના શબ્દો સાંભળી ઊભેલો યાચક તરત ત્યાંથી પલાયન થઇ ગયો ફક્ત અનોપમાએ જ ઓળખ્યો હતો.

વસ્તુપાળ તળાટીમાં ઊભા ઊભા કુદરતની લીલા જોતા હતા. ત્યાં આગળ કવિઓની કલ્પના કરતા હતા. તેની કલ્પનામાં સુંદર સંગીત અને મધુરા સુર હતા. તે કલ્પનામાં પણુ વાચા અને પ્રાણુ બન્ને આવી વસ્યા હતા. આ વખતે સામે શોભનદેવ ઊભો હતો. તેના વસ્ત્રો સાધારણુ ગરીબીને શોભે તેવા હતા. શોભનદેવના માટે વસ્તુપાળના હૃદયમાં ઊંડો પ્રેમ હતો.

ત્યાં તો શોભનદેવે જે સ્મારકો બાંધ્યા હતા. તે પ્રમાણે લલિતા તલાવડી દેવી અનોપમાના નામથી અનુપ સરોવર બાંધ્યું હતું. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે મારી માતાનું સ્મારક તે તો ડુંગર ઉપર પોતાની માતાનું કંઇ પણુ સ્મારક થાય તે વિચારમાં ને વિચારમાં માતુ-વિયોગી વસ્તુપાળ શોભનદેવની પાછળ પાછળ ચાલ્યો જતો હતો.

ત્યાં તો લલિતા-અને અનોપમા મળ્યાં. વસ્તુપાળે કીધું કે-દેવી અનોપમા ઠીક કર્યું. જેણે કોઈએ ન ઓળખ્યો તેને તમે ઓળખ્યો રાજા-ખરો પણ જરા અવિશ્વાસુ હોય તેટલો રાજા બુદ્ધિશાળી કે આપણને સાવધ રહેવા માટે શીખામણ આપી ગયો.

ત્યાં તો રાજા રાજ્યની વાતો કરતા કરતા ચાલ્યા જતા હતાં. ત્યાં લલિતા-શોખૂ બોલી કે હવે અહિં તો આ બધી રાજ્યખટપટની વાતો મુકો.

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે હું તો વાતો ઘણી મુકવા માગું છું. પણ વાતો મને મૂકતી નથી. આ પ્રમાણે મંત્રીશ્વરનો સઘળો પરિવાર શોભવદેવની પાછળ પાછળ ચાલ્યા કરતો હતો. ત્યા શોભનદેવ પણ આ લોકોનો પોતાના પર પોતાના સ્વજન જેવો પ્રેમ જોઈ-ખુશી થતો હતો આ પ્રમાણે બધો પરીવાર પ્રભુના દ્વારે આવી પહોંચ્યો ત્યાંતો ધુપની અજબ સુગંધી દહેરાસરમાં દિપકની દીપમાળા કર્પુરનો સુગંધીમય ધુપની સુવાસ કસ્તુરીની સુવાસે આખું પ્રભુ મંદિર સુગંધીથી મહેક મહેક થઈ રહ્યું હતું. ત્યાં અનોપમાએ શોભનને જોતાં ઓળખી લીધો. પોતાનો વડીલ જાણી. પોતે પોતાનો પાલવ સંકેલ્યો. ત્યાં મંત્રીને શોભનદેવે બતાવ્યું કે આ-ત્યાં તો વસ્તુપાળનું ધ્યાન એક પાષાણની મૂર્તિ ઉપર ગયું. ત્યાં પ્રતિમા જોઇ મંત્રી ચમકયો અને નવાઇ પામ્યો. ત્યાં શોભનદેવ બોલ્યો કે આ-બા શોભનદેવ બા-શબ્દ બોલતા બોલતા એક બાળક જેવો લાગવા માંડયો અને માતૃભક્તિની લાલી તેના મુખ ઉપર પ્રસરી રહી.

જ્યાં વસ્તુપાળે-પ્રતિમા જોતાં જ બોલ્યો કે શું બા અહીં કયાંથી. બા બા બોલતા બોલતા વસ્તુપાળ તો તેના પગ આગળ પોતાનું માથું ઝુકાવી બોલવા માંડયો કે બા-બા એક વખત તો બોલ. જોતો ખરી તારો વસ્તીંગ તારો તેજીંગ તારી અનોપમા તારી

લલિતા બા જરા તો બોલ. તું ન બોલે તો તને તારા વસ્તિંગના સોગન છે. ઓ બા-ઓ બા શું તું નહી જ બોલે.

જાણે પ્રતિમા શાક્ષાત પોતાની મા જેવું રૂપ. તેના શરીરનો જેવો ઘાટ હતો તેવો જ ઘાટ તેવી લજ્યા પ્રભુ ભક્તી પર શ્રદ્ધા ધર્મપરાયણ અને ગંભીરતા ભરેલી તેની મુખાકૃતી જાણે પ્રતિમા નહી પણ પોતાની માતા જ છે તે પ્રમાણે વસ્તુપાળ પોતાની માતાને સંભાળી વસ્તુપાળ ચોધારે આંસુએ રડવા લાગ્યો ત્યાં હજારોની માનવ મેદનીના હૃદયમાં પણ જરા ગ્લાની આવી ગઇ ત્યાં તો વિજય સેન સુરીશ્વર પોતાના સાધુ સમુદાય સાથે તેજ સ્થાન પર આવી પહોંચ્યા અને બધાના નમસ્કાર ઝીલતા ઝીલતા છેક વસ્તુપાળની માતા કુંઅરબાઈના સ્મારક પાસે આવી પહોંચ્યા. વસ્તુપાળને ખબર પડી વસ્તુપાળે વંદન કર્યું ત્યાં વિજયસેનસૂરી બોલ્યા કે વસ્તુપાળ તમને શોભે નહિ. તમારી માતુશ્રી તો આજે સ્વર્ગગાંથી તમારા ઉપર આશીર્વાદ વર્ષાવી રહી છે. આ પ્રમાણે વિજયસેનસૂરીશ્વર વસ્તુપાળને પોતે શાંન્તવન આપવા લાગ્યા. મહામંત્રીજી તમે તો વિશ્વના મેદાનમાં અનેક શુભ કૃત્યો અનેક યુદ્ધો કરી તમો બન્ને ભાઈઓએ તો તમારૂ જીવન સાફલ્ય કર્યું છે માટે ભાઈ હતાશ થવાની જરૂર નથી આ દેવપુજા ક્રીયામાંથી નવરા થઇને મને જેમ બને તેમ જલ્દી મળો. આ પ્રમાણે વિજયસેનસૂરી વસ્તુપાળને મળી અને યાત્રાળુજનોના વંદન સ્વીકારી. ધર્મ લાભનો આર્શીવાદ આપી પોતાના સ્થાન પર પધાર્યા.

તે પછી તમામ યાત્રાળુઓ પ્રભુની યાત્રા કરી આખો સંઘ નીચે ઉતરવા માંડયો. દરેકના મન ઉપર ઉલ્લાસ હતો. વસ્તુપાળ અને અનોપમાની લોકો પ્રશંસા કરતા હતા અને કહેતા હતા કે હજારો વર્ષોમાં આવો સંઘ કોઈએ કાઢયો નથી. ધન્ય છે વસ્તુપાળના માતા

અને પિતાને પિતા આશરાજની દરીદ્રી અવસ્થાના પ્રસંગે પણ આશ-રાજે પોતાની માતાને પોતે દરેક તીર્થની યાત્રા કરાવી. માતાના આત્માને શાંન્તવન આપ્યુ હતું.

જ્યારે આખો સંઘ નીચે ઊતર્યો માલણો ફૂલ લઈ આવી. પણ સંઘ તો યાત્રા કરી પાછો ઉતરવાથી માલણો કચવાણી અને બીચારી બોલી કે હવે અમારા ફૂલ શી રીતે વેચાશે અને કોણ લેશે ત્યાં તો અનોપમા આવી. બોલી કે–બ્હેન ગભરાશો નહી હજી મુખ્ય પૂજા તો અમારી તથા શ્રી સંઘને બાકી છે દેવનો દેવ એવો શ્રી પવિત્ર શેત્રુંજય ડુંગર ઉપર તો પૂજા કોઈ સંઘ યાત્રાળુઓએ કરી નથી. માટે લાવો તમારાં ફૂલ અને બધા યાત્રાળુઓને કહ્યું કે ભાઈઓ હવે શ્રી શેત્રુંજય ડુંગરની પૂજા કરવી કેમ ભુલી જાઓ છો ત્યાં તો અનોપમા પ્રભુનું ગીત ગાતી ઉલ્લાસમય સ્વભાવથી પોતે ડુંગરની પૂજા કરી. ત્યાં બધા યાત્રાળુઓએ પણ તેનું અનુકરણ લઈ પૂજા કરી માલણના ફૂલનો વકરો કરાવ્યો અને માલણો પણ અનોપમાદેવી તેમજ સંઘપતિ વસ્તુપાળને આશીર્વાદ આપતી આપતી પોતાના નિવાસસ્થાને ચાલી ગઈ.

હવે શંઘના યાત્રાળુઓ પોતપોતાના સ્થાનમાં આવી. સૌ કોઈ આરામ લેતા કોઈ ગમત જોવા જતા કોઈ જ્યાં ગાયકો–ગાતા હતા, જ્યાં કવિઓ–ચારણો પોતાની કાવ્ય રસનો પ્રવાહ જનતાને ચખાડતા તેવા પ્રસંગે મહામંત્રી વસ્તુપાળ પોતે વેશ પલટો કરી સુરીશ્વર–વિજયસેન પાસે ગયો. વિજયસેનસૂરીએ કહ્યું કે મહામંત્રી બિલકુલ ટાઇમ ગુમાવશો નહિ. હું દીલ્હીથી ચોમાસું પૂરૂં. રોજના વીશ વીશ ગાઉનો વિહાર કરી તમને ખબર આપવા માટે જ આ જોખમ ખેડયું છે, બાદશાહ મોજદીનનું લશ્કર ગુજરાત અને ધોળકાને મહાત કરવાની તૈયારી કરી રહ્યું છે થોડા જ વખતમાં ગુજરાત પર હલ્લો કરશે તથા દેવગીરીનો રાજા શીંઘણુ પણ વાટ જોઇ બધી તૈયારી

કરી રહ્યો છે. આ પ્રમાણે ચારેબાજુથી આજે ગુજરાત જોખમમાં છે. માટે તમે તમારૂં કામ પતાવી જલ્દી ધોળકે પહોંચી જાઓ નહી તો પસ્તાવવાનું કારણ થશે મને તો ગુજરાતની પવિત્ર ભૂમિની ગોચરી મારા ઉદરમાં હોવાથી મારે સાધુ થઇને પણ ગુજરાતની પવિત્રતા સાચવવી તે મારો ધર્મ સમજું છું. વસ્તુપાળને સૂરીશ્વરના શબ્દોથી ઘણો જ આનંદ થયો ધન્ય છે આવા નિસ્વાર્થ ત્યાગીઓને પોતે પોતાની જાતને અપાર કષ્ટ આપી લાંબો વિહાર કરી દીલ્હીથી ગુજરાતમાં આવી. મને સમાચાર આપી આખી ગુર્જરીની સેવા કરી ધન્ય છે માહત્મા તમારી હીંમત અને તમારી માતૃભૂમિ તરફની લાગણી. ત્યાં તો બહાર નીકળતાં વસ્તુપાળના ગુપ્તચરોએ સમાચાર આપ્યા કે દેવગીરીના કેટલાક છૂપા જાસુસો પણ આ સંઘમાં આવ્યા છે તેમાં એક સ્ત્રી અને એક પુરૂષ છે. સ્ત્રીની તપાસ કરતાં માલુમ પડયું કે તે તો દેવગીરીની પ્રખ્યાત ગુણીકા ચંદ્રપ્રભા છે.

આ પ્રમાણે વાતચીત કરી બીજા પણ છૂપા સમાચાર આવ્યા ત્યાં તો વસ્તુંપાળ પોતાના પલટાવેલા વેષમાં જ બનાવટી મૂછો લગાવી, જ્યાં નાટક ચાલતું હતું ત્યાં જવા તૈયાર થયો. ત્યાં જઈ હજારો માણસની વચમાં એક માણુસ પોતે નાટક જોતો હતો ત્યાં અચાનક તેના ખભા ઉપર વસ્તુપાળે હાથ મૂકયો ત્યાં પેલો અજાણ્યો માણુસ ચમકયો ત્યાં તેના સામું જોયું. અને અવાજ પરીચય લાગતાં તેની સાથે ચાલ્યો ત્યાં વસ્તુપાળે કહ્યું કે વાહરે વાહ નામદાર અમારી પાછળ તમે ગુપ્તચરનું કામ ઠીક બજાવો છો. સમાચાર તો આપવા હતા કે મારે સંઘ યાત્રા જોવા આવવું છે તો બંદોબસ્ત તો કરત. અમારી રાજ્યધાની રઝળતી મૂકી આપ આ પ્રમાણે આવો તે તમને ઠીક લાગે છે ત્યાં તો રાણો શરમાઈ ગયો અને પોતે ઓળખાઇ જવાથી જરા ભાઠો પણ પડી ગયો. ત્યાં રાણો બોલ્યો કે હું તો ગામડાં જોવાનું બહાનું કહી બે-ત્રણ દિવસના માટે નીકળ્યો છું

તો તો વધુ ઠીક પણ નવાં રાણી લાવવાની પંચાતમાં પડશો; નહિ નહી તો મારા બ્હેન બિચારાં જેતલબા દુઃખી થશે.

ત્યાં વસ્તુપાળથી વાત કરી રાણો પોતે ધંધુકા જવા નીકળ્યો. અને પોતાના રક્ષકો પણ ધંધુકામાં હતા. ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે નામદાર જલ્દી પધારો લશ્કરની તૈયારી કરી આપના માટે વિજય-માળા પહેરવાનો સમય થોડા જ વખતમાં આવે છે પરમાત્મા શાશ-નદેવ તમને જરૂર વિજય અપાવશે પધારો નામદાર હવે ઢીલ કરશો નહી.

આ પ્રમાણે રાણાને વીદાય દીધી અને વસ્તુપાળ પોતાના નિવાસ સ્થાનના તંબુમાં આવ્યો. ગુજરાત પર ચારે બાજુથી આવતી આફતને કેમ નિવારવી તે વિચારમાં ને વિચારમાં ગમગીન બન્યો બસ નિશ્ચય કર્યો કે પોતાને જ પાટણ જવું અને સંઘની જવાબદારી તેજપાળને સોંપવી. વારે-વારે તેજપાળને મોતના મોંમાં ઝોકવો તે પણ ઠીક નહી. ત્યાં તો અનોપમા આવી. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે-અનોપમાદેવી તમે અને તેજપાળ સંઘની તમામ વ્યવસ્થા સાચવજો હું કાલે પાટણ પ્રયાણ કરીશ. ગુજરાત આજે ચારે બાજુથી આફતના ડુંગરામાં ઘેરાવવાની તૈયારીમાં છે. ત્યાં અનોપમા બોલી કે આપ જશો તો સંઘનું શું કેમ તેની જવાબદારી તેજલને સોંપું છું. ત્યાં અનોપમા બોલી કે-શું સંઘને અધવચ લુંટાવવો છે કે શું તમો જશો એટલે પાટણની મુશીબત અને ધોળકાની મુંશીબત મટી જવાની છે પણ જેઠજી શમજજો કે બીજી ચાર ઘણી મુશીબત તમો વહોરી લેશો અને જગતના મેદાનમાં તમો વગોવાશો. જ્યાં સુધી અનોપમા પોતાના વહેવારીક કાર્યોમાં સલાહ આપતી હતી ત્યાંસુધી તો વસ્તુપાળ અનોપમાનું માન સાચવતો હતો પણ આજે રાજ્ય ખટપટમાં પોતે આડી આવતી જોઈને ખીજવાયો અને બોલ્યો કે તે-બાબતમાં તમો શું સમજો આખર તો તમે સ્ત્રી છો માટે બુદ્ધિથી

ખ્યાલ કરવો તે મારૂં કામ છે તે તો હું જાણું છું, અમારી સ્ત્રી-ઓની બુદ્ધિ તો પગની પાનીએ હોય પણ પગની પાની પણ કોઇ દિવસ હતાશ થએલા હૃદયને પાણી ચઢાવી. પોતાનું કર્તવ્ય બજાવે છે માટે આપ સંઘમાં જઇ બધી બાતમી મેળવો છો તેમ શું દુશ્મનો પણ ગુપ્તચર રાખો. તમારી હીલચાલની દેખરેખ નહી રાખતા હોય. તસો સંઘમાંથી દુર થશો તેની ખબર જો સૌરાષ્ટ્રના દુશ્મનોને પડી જશે તો તે લોકો શું શરમ રાખી. સંઘને શાંન્તીથી પોચવા દેશે તે તો સૌરાષ્ટ્રના રાજાઓને ખબર પડયે-કે વસ્તુપાળ નથી તેટલી જ વાર લાગશે આ વખતે કઈ સ્થિતિ થશે. તેનો ખ્યાલ તો કરો વડીલ.

ત્યાં તો વસ્તુપાળ અનોપમા આગળ મહાત થયો અને ગમ ખાધી-ત્યાં પાછી અનોપમા બોલી કે સંઘના પગલે પગલે તમામ શત્રુઓ તમારા તેજમાં અંજાતા આવે છે અને જો કદાચ આપ પાછા ફરશો તો જરૂર એ તેજમાં ન ફરે ભગવાન કે કંઈ જાતનાં કાળાં વાદળો આવી ઊભાં રહેશે.

વસ્તુપાળ પણ અનોપમાની વાતોથી પોતે ચીડાઇ જતો હતો અને મનમાં બબડતો હતો અને પોતે વહેવાર કુશળતાના કાર્યમાં પોતાની માતાની માફક અનોપમાની સલાહ લેતો હતો પણ આ તો દાવપેચની વાતો તેમાં અનોપમા ચાથુ મારે તે વસ્તુપાળને ઠીક લાગતું નહોતું આખરે વસ્તુપાળ બોલ્યો કે આતો રણસંગ્રામની વાતો છે તેમાં તમે સ્ત્રી ન સમજો ભલે આપ વડીલ છો હું તો આપની બાલક છું પણ આપ જરા શાંન્તી ધારો અને જેવા આપ છો તેવા એકવાર આપ ધીર તો બનો ત્યારે જ તમારી વાતનો ઉકેલ તમને દેખાશે.

ત્યાં તો એકજ શબ્દથી વસ્તુપાળ આગળ શરમાઇ ગયો અને પોતાની તમામ શક્તિ સંકેલી એક ધીર બની વિચારવા લાગ્યો.

ત્યાં અનોપમા બોલી કે આપે જવાની જરૂર નથી. તેમને જ જવું જોઈએ ત્યાં તો અનોપમાના શબ્દથી તેજપાળની મુખમુદ્રા ઉપર જે નીસ્તેજતા હતી તે ખસી ગઈ અને મુખકમળ ઉપર કાંઈ ઓર ઉત્સાહ તેજપાળને દેખાઈ રહ્યો.

અનોપમાના એકજ વાક્યથી બહાદુર વસ્તુપાળ તેના આગળ મહાત્ થયો અને કંઈ પણ બોલ્યા વગર અનોપમાની વાત ઉપર વિચાર કરવા લાગ્યો, ત્યાં અનોપમાં બોલી કે સૌરાષ્ટ્રના કાંઠે તો તમારેજ રહેવાનીજ જરૂર છે. તાપીના કાંઠે તો તેમનેજ મોકલવાની જરૂર છે,

શા માટે આટલો બધો વખત જવા દીધો. આટલી વારમાં તે છેક ધોળકે પહોંથી ગયા હોત. ત્યાં વસ્તુપાળ તો દેવી અનોપમાના શબ્દો સામે મહાત થયો છે અને કંઈ પણ બોલ્યા વગર પોતાની મુદ્રીકા તેજપાળને આપી, અને ગોધરા જવાના રસ્તે થઈ તાપીના કીનારા ઉપર સૈન્ય ગોઠવવાની સુચના આપી બાકીનું લશ્કર આબુ તરફ રવાના કરવાનું કીધું. અને ધારપરમાર મંડળેશ્વરને હું સમાચાર મોકલાવું છું. ઉતાવળ બીલકુલ કરવાની નથી અને જ્યારે મારી મુદ્દાની નીશાની મળે ત્યારે જ દુસ્મનો પર હલ્લો કરજો તેજપાળને તો આટલુંજ જોઇતું હતું, ત્યાં તો અનોપમાએ પોતાના પતિના સામુ તીરછી નજરથી જોઇ જરા હાસ્ય કર્યું. અને મનમાં હશી. તેજપાળ પણ તેના હસવાનો જવાબ આપી રહ્યો હતો.

તેજ વખતે અનોપમાએ પોતાના પતિના આનંદના માટે સુગંધીમય પુષ્પહારો અને સુવાસિત તેલ અત્તરો પતિને સજાવવા માટે સાચવેલા હતા. તેજ પત્નિ અનોપમા આજે પોતાના પતિને લશ્કરી પોષાક સજાવવા તૈયારી કરવા માંડી પોતાના પતિને વહાલભરી વિદાય આપવાના તમામ સરંજામ તૈયાર કરી રહી હતી, અને યુદ્ધને લગતા તમામ હથીયારો પણ પતિની કમરે લટકાવી હતી. અને

કુમકુંમ તીલક કરતી પતિદેવને વિજયમાળ પહેરાવી વ્હાલ ભર્યું મુખ મલકાવી ચુંબન કરાવતી પતિને બોલી કે નાથ પધારો, ત્યાં તો તેજપાળ બોલ્યો કે અનોપ તેં ઠીક કર્યું. મને તો આ દેવ દેવીઓ ગમતાં નથી મને તો યુદ્ધ અને તલવારના ચમકાર વિના જીવનમાં રસ આવતો જ નથી. લ્યો, અનોપ જય શાશનદેવ! પધારો નાથ, વિજયમાળા પહેરી વહેલા વહેલા આ દાસી અનોપને દર્શન દેજો.



# પ્રકરણ ૪૮ મું

## તેજપાળની કરામત

અનોપની રજા લઈ તેજપાળ પોતે ઘોડા પર શ્વાર થઈ ધોળકે ગયો ત્યાંથી લશ્કર લઈ દરીયાકાંઠે જઈ પોતાની નૌકાઓમાં સૈન્ય ગોઠવ્યું. અને પોતે ચાલવા માંડયો. હજારો માણુસના રસાલા સાથેજ સિંધણુદેવને મહાત કરવા પોચ્યો. ત્યાં તો વસ્તુપાળનો ગુપ્તાચર સુવેગ પોતાના વેશનો પલટો કરી સિંધણુદેવનો વિશ્વાસુ બની ગયો. તેને લાટના સંગ્રામસિંહ પર અવિશ્વાસ કેમ આવે તે બધી યુક્તિ પુર્વક બાજી રમવા લાગ્યો ત્યાં તો વસ્તુપાળના ગુપ્તચરો માલવા જઈ તેનો ધોળો ઘોડો ચોરી લાવ્યા. માલવાના રાજાના જેવા અક્ષરના

## પ્રકરણ ૪૯ મું

### અનોપમાનો પદમા પ્રત્યે વાત્સલ્ય ભાવ

સંઘયાત્રા સુખ રૂપે પર્યટન કરી આવી ગઈ હજારો દીન દુખીના આર્શીવાદ લઇ પુન્યાનું બંધિ ભાતૂ બાંધી સર્વ કુટુંબ સુખ શાન્તીથી પોતપોતાના નિવાસસ્થાને આવી વસ્યા. ત્યારે એક દીવસ રાત્રીના સમયમાં મંત્રી વસ્તુપાળની બહેન પદમાનું મુખાર્વીંદ ઉદાસ જોઈ અનોપમાએ પૂછ્યું કે બ્હેન ઉદાસી શા કારણથી છે. પરંતુ પદમા શરમના લીધે બોલી શકી નહિ.

ત્યાં તો અનોપમાનો પ્રેમ પદમા પ્રત્યેજ ઘણો જ આદરનીય હતો તેથી તેને સમજાવીને પૂછ્યું કે ભાભી તમને શું કહેવું. મારી જીવ્હા ઉપડતી નથી.

બ્હેન બોલ્યા સિવાય મને શી ખબર પડે કંઈ ખુલાસો આપો

---

**નોંધ :** આશરાજને કુમારદેવીથી ચાર પૂત્રો. લાવણ્વાગ (લુલિગ) મલ્લદેવ, વસ્તુપાળ, તેજપાળ, સાત પુત્રીઓ ૧ જાલ્હમા, ૨ માઉ, ૩ સાઉજનદેવી ૪ સોહગા, ૫ વયજૂકા, ૬ પરમલદેવી, ૭ મલ્લદેવ યુવાવસ્થામાં સ્વર્ગવાસ થયો. મલ્લદેવને બે પત્ની તીલાદેવી અને પ્રતાપદેવી, પૈકી લીલાદેવીથી પુર્ણસિંહ નામનો પૂત્ર થયો. ( અને પૂર્ણસિંહને અલ્હાણા દેવીથી પેથડ નામે પૂત્ર થયો હતો (જે અર્બુદગીરીની પ્રતિષ્ટા વખતે વિદ્યમાન હતો ) કુમારદેવીનુ અવસાન થતાં માતૃ પક્ષના ગુરૂ મલધરગચ્છના નરચંદ્રસૂરિએ ઉપદેશ આપી શોક નિવાર્યો હતો.

તો તેના ઉકેલ લાવવાની સમજ પડે. ત્યાં પદ્દમા બોલી કે ભાભી તમારા નણદોઇ મને પરણ્યા પછી મારી પાસે એકજ રાત્રી ના આવ્યા તે પછીથી તેમના દર્શનનો લાભ કે તેમની સેવાનો લાભ આ અભાગીણીને મળ્યો નથી. તેઓ આપણા ધોલકામાં રહેતી મેનકા નામની ગુણકાના પ્યારમાં પડી મારી જીંદગી ધુળમાં મેળવી રહ્યા છે.

પદ્દમાબ્હેન તમે તો ડાહ્યાં છો. જ્યારે તમે તમારા પતિ દેવનો સ્વભાવ તેની પ્રકૃતી ન સમજી શકો તો જરૂર તેનું આ પરીણામ આવે, જ્યારે તમે મેનકા જેવા હાવ ભાવ અને પોતાના પતિને આનંદ આપવાના બદલે તમે તેમની પાસે ક્રોધથી કલેશથી વર્ત્યા હતા તેનું આ પરિણામ આવ્યું છે. પણ તમેજ જ્યારે જાતે મેનકા બનવાની અભિલાષા રાખી તેના જેવા હાવ ભાવ કટાક્ષ કરતાં શીખી તમે તમારા પતિદેવને તમારા બનાવી શકો છો પણ ભાભી તે તો મારા સામુ પણ જોવાને જરા પણ લાગણી રાખતા નથી.

પદ્દમાને જયસિંહ સાથે પરણાવી હતી. જયસિંહ ઘણોજ બહાદુર યોદ્ધો હતો. દરેક કાર્યમાં કુશળ હતો પણ ધોળકામાં વસતી મેનકાના નૃત્ય અને તેના નયનબાણુના કટાક્ષ આગળ તે તદન ઘાયલ બની ગયો હતો. તેતો ફક્ત મેનકાના પ્યારમાંજ ગુલતાન હતો.

મેનકા સિવાય તેને સારૂ જગત સુન્ય લાગતું હતું. મેનકા પણ તેના પ્રેમમાં દિવાની બની હતી. આ બધી વાત જ્યારે વસ્તુપાળ મંત્રીના જાણવામાં આવી ત્યારે તેને બુદ્ધી પુર્વક ખંભાતમાં બદલી કરી. તેનો મુકામ ખંભાતમાં રાખ્યો હતો.

---

૩૮૮ वक्रमे वसुवस्कं मित्तेद्धनेमिमंदिरम्
निर्ममे लुणीगवसत्याह यंसचिवेन्दुना
कषोप लमयं बिंबं श्री तेजपाला मन्त्रिट्ः
तत्रन्यास्थत्स्तंमतीर्थे निघष्पन्नं दक्कसुधाजनम्

જીનપ્રભસૂરીકૃત્ય અર્બુદ ૬૯૫.

જ્યારે અનોપમા અને પદમા આ બાબતનો વિચાર કરતા હતા ત્યારે અનોપમાએ સલાહ આપી બ્હેન, તમે વેશ પલટો કરી ખંભાત જાઓ અને તમે તમારી બુદ્ધી ચાતુર્યથી તમારા પતિના પ્રેમ પાત્ર બનવાની કોશીષ કરો જરૂર તમને શાશનદેવ સહાય કરશેજ. પણ ભાભી મને એકલાને શી રીતે ફાવેજ ત્યાં તો અનોપમા સમજી કે નણંદ બીચારી ભોળી છે. બ્હેન ગભરાશો નહી. બન્ને નણંદ ભોજાઈ વિચાર કરી યાત્રાળુના વેશમાં તદ્દન નવીન સ્વાંગ બદલી ખંભાતના રસ્તે પ્રયાણ કર્યું. ત્યાં મેનકાને પણ જયસિંહનો વિયોગ ન સહન થવાથી તેણે પણ ખંભાત જવા તૈયારી કરી

આ પ્રમાણે બન્ને જણ અનોપમા અને પદમાએ ખંભાત પ્રયાણ કરવાનો વિચાર કર્યો તે પહેલા તો મેનકા ખંભાત પહોંચી જ ગઇ હતી.

---

**નોંધ.** વસ્તુપાળ મંત્રીને ૨૪ બીરૂદો પ્રજા તરફથી આપવામાં આવ્યા હતા. તે બીરૂદોના નામ. ૧ પ્રગ્વાટ ૨ જ્ઞાતિ અલંકરણ ૩ સરસ્વતિ કંઠરભરણ ૪ સચિવ ચૂડામણિ ૫ કૂર્ચાલ સરસ્વતિ. ૬ સરસ્વતિ ધર્મપૂત્ર ૭ લઘુભોજરાજ ૮ ખંડેરા દાતાર ચક્રવર્તિ ૯ બુદ્ધી અભયકુમાર ૧૦ રૂપે કંદર્પ ૧૧ ચાતુર્ય ચાણુાકય ૧૨ જ્ઞાતી ગોવાળ ૧૩ સઇયદવંશ ક્ષયકાળ ૧૪ શંખલરાય માન મર્દન ૧૫ મંજ્જાજૈન ૧૬ ગંભીર ૧૭ ધીર ૧૮ ઉદાર ૧૯ નિર્વિકાર ૨૦ ઉત્તમ જન માનનીય ૨૧ સર્વજન શ્લાઘનીય ૨૨ શાંન્ત ૨૩ રૂષિપૂત્ર ૨૪ પરનારી સહોદર.

નોંધ: જે જે સાળવાર સુકૃત્યો કર્યા છે તેની શીલાલેખો ઉપરથી લીધેલી નોંધ– ૧૨૪૯–૫૦ માં પોતાના પિતા અશ્વરાજ સંઘપતિ તરીકે તેની સાથે વસ્તુપાળે શેત્રૂંજ્ય અને ગીરનારની યાત્રા કરી અને તે પછી પોતાને મંત્રીપદ મળ્યું.

મેનકા ખંભાતમાં કોઇ મકાન રાખી જયસિંહની શોધમાં રહી. અહીં પદમાવતી અને અનોપમા પણ સ્વાંગ બદલી પ્રભુ મંદિરમાં રાત્રે આરતી વખતે જવાની તયારી કરી. આરતી વખતે પદમા પ્રભુ સ્તુતી ગાતી હતી. અને તે વખતે જયસિંહ પણ તેજ રસ્તે ઘોડા પર સ્વાર થઈ જતો હતો ત્યાં તો દહેરાસરમાંથી સુંદર મીઠાશ ભરેલો મધુરો અવાજ સાંભળી. ઘોડા ઉપરથી જયસિંહ હેઠો ઊતરી ગયો. અને મંદિરના ભાગમાં ગયો જે સ્ત્રીઓ ગાતી હતી તેમાંની એક સ્ત્રી ભરયુવાન અને તદ્દન સાદાઈ ભરેલા પોષાકથી સજ્જ થયેલી જોઇ તેનું લાવણ્ય અને બોલવાના વિવેકથી સૌ કોઈ ત્યાં તાજુબ થઇ ગયું. અને દહેરાસરમાં સૌ કોઇ

---

તે પછી સં. ૧૨૭૭ સંઘપતિ તરીકે યાત્રા કરી. સં ૧૨૭૮ આબુ ઉપર વિમલસતિમાં પોતાના ભાઇ મલ્લદેવના પુણ્યાર્થે મલ્લિનાથનો ગોખલો બંધાવ્યો. સંવત ૧૨૯૩ થી ૧૨૯૩ સુધી સીદ્ધાચળજીની અગીયાર યાત્રાઓ કરી સં. ૧૨૮૪ તારંગા ઉપર અમૃતનાથના મંદિરમાં પદ્માવતીની મુર્તી કરાવી અને ૧૨૮૫ માં બે ગોખલા બંધાવ્યા. સં. ૧૨૮૫ માં સેરીસામાં નેમનાથ અને માહવીર સ્વામીના બે ગોખ બંધાવ્યા. સં. ૧૨૦૬ માં આબુ દેલવાડા ઉપર મંદિર બનાવવાનો પ્રારંભ કર્યો. ૧૨૪૭ આબુ મંદિરની પ્રતિષ્ટા કરી સં. ૧૨૮૮ ગિરનાર પર પ્રતિમા પ્રતિષ્ટા. સં. ૧૨૮૯ ખંભાતમાં પૌષધશાળા. સં. ૧૨૮૯-૯૩ સુધીમાં આબુ પર દેવકુલિકાઓ બંધાવી સં. ૧૨૯૨ આબૂ મંદિરનું કામ પૂરૂં થયું. સં. ૧૨૯૨ ખંભાત પાસેના અને મારવાડના—ગામ નગરામાં સુર્યના મંદિરમાં રત્નદેવીની બે પ્રતિમાઓની સ્થાપના કરી. સં. ૧૨૯૭ આબુ પર તેજપાળે બે દેવકુલિકાઓ બંધાવી.

[ આ સર્વ શીલાલેખ, જૈનધર્મના સુકૃત્યો છે ]

ઊભેલા આત્માઓએ આ બન્ને વ્યક્તિઓને દહેરાસરમાં હર હમેશ આવવા માટે ઘણો જ આગ્રહ કર્યો આ વખતે જયસિંહ પણ આ બન્ને સુંદરીઓને જોઈ તે પણ તેની સુંદરતામાં અને તેની ગાવાની મધૂર ઢબથી ઘાયલ બની ગયો હતો.

તે વખતે ખંભાતના અધિકારી જયદેવે દેવળના પૂજારીને પૂછ્યું કે તે આરતી ઉતારનારી બાળા કોણ છે અને તેનું નામ શું છે. પૂજારીએ તરત જ જવાબ આપ્યો કે તે બાળાઓને હું ઓળખતો નથી. તેમ તેને ટુંકમાં જ પતાવ્યું.

આ બાળાએ સફેદ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેના ભવ્ય લલાટમાં ચંદનનો સુગંધીમય લેપ હતો. તેની કોટમાં સફેત પારાની માળા શોભતીં હતી. આ સુંદર બાળાનો કંઠ એટલો બધો મધુર હતો કે સ્વર્ગલોકની અપ્સરાઓનું ઉત્તમ દેવગાન તેના કંઠમાંથી નીકળતા સૂર સાથે તે તુલનામાં દૈવી ભાવનાવાળુ જણાતું હતું. જયદેવ તો આ બાળાને જોઈ તદ્દન દીવાનાની માફક બની ગયો હતો. જયદેવે આ બાળાનું નામ જાણવાની ઘણી જ કોશીશ કરી. ત્યારે જાણવા મળ્યું કે–આ–બાળાઓ ફક્ત ત્રણ દિવસથી જ મંદિરમાં સાંજના આવે છે. આ વખતે જયદેવે પોતાની સત્તાના અધિકારે પૂજારીને દમ બતાવી તે બાળાઓના નામનો પરીચય માગવા લાગ્યો પણ પૂજારીએ તો રોકડું પરખાવ્યું કે મને પૂછ્યા વગર આ બે બાળાઓ જાય છે તેને જ પૂછી લ્યો. તમારા જેવા ઉચ્ચ અધિકારીઓનું આવું વલણ હોય તે તમને શોભાસ્પદ નથી માટે આપ આપની સત્તાનો અભિમાન મને બતાવ્યાથી કંઇ પણ વળશે નહિ. પૂજારી વૃદ્ધ અને ગંભીર હતો તે પોતાના મોભાને છાજે તેવો જવાબ આપી. મંદિરમાં ચાલ્યો ગયો.

ત્યાં તો બાળાએ પૂછ્યું કે શ્રીમાન આપને અમારા નામની શી જરૂર પડી છે.

પૂછનારી બાળા યુવાન અને સુંદર બાંધાવાળી હતી સાથેની બીજી સ્ત્રી પ્રૌઢ અવસ્થાને દ્વારે પહોંચી હતી તે રંગે શ્યામ અને ગંભીર હતી.

ત્યાં તો જયદેવ બોલ્યો કે, ના. ના મારે કંઈ ખાસ તમારા નામની જરૂર નથી. ઠીક તેમ કહી બાળાઓ પોતાના નિવાસસ્થાને જવા માટે નગર તરફ રવાના થઈ આ વખતે જયદેવ પણ ઘોડેસ્વાર થઈ પોતાના મુકામ આવ્યો પણ તેને બીલકુલ ચેન પડયું નહી. તેમ બાળાના સુંદર સ્વરૂપ અને મધુરા અવાજ ઉપર આશક થઈ ગયો હતો અને મન સાથે નિશ્ચય કર્યો કે કોઇ પણ ભોગે તે બાળાને મેળવવી જ.

ધોળકાથી મેનકા જયારથી ખંભાત જયદેવની પાસે આવી હતી. ત્યારે જયદેવે–વસ્તુપાળની બીકથી મેનકા માટે જુદુ મકાન રાખ્યું હતું અને પોતે હમેશાં પોતાના વિશ્વાસુ સેવકની સાથે મેનકાના મકાનમાં જતો અને રંગ રાગ ભોગવતો હતો. આ પ્રમાણે જયદેવનો રોજનો કાર્યક્રમ હતો.

આ બાબતની વસ્તુપાળને જાણુ નહોતી. નગરના લોકો જ્યારે શાંન્તીથી નિંદ્રા લઇ રહ્યા છે તેવા વખતે જયદેવ મેનકાના મકાનમાં જવા તૈયાર થયો, જતાં જતાં સુંદર–અવાજનો પડઘો સાંભળવામાં આવ્યાથી. ચાલતા અવાજની દીશા પકડી એક મકાન આગળ આવી ઊભો જયારે, તે મકાન ઉપર ચઢયો ત્યારે એક પ્રૌઢ સ્ત્રીએ જોયો. અને અને પોતે આવનાર જયદેવને કહ્યું કે, પધારો આટલી રાત્રીએ આપને આવવાનું કારણ–ત્યાં જયદેવ પોતાની સાન-શુદ્ધ ભૂલી ગયો.

પ્રૌઢ સ્ત્રીએ જયદેવને મીઠા વચનથી માન આપી. બીજી બાળાને બોલાવી. ત્યાં બાળા બોલી કે, પધારો પધારો જયદેવજી. આજે આપે અમારૂ મકાન પાવન કરી અમને આભારી કર્યા.

આ પ્રમાણે પ્રેમના વચનો બાળાના મુખમાંથી સાંભળતાની સાથે જ જયદેવ તો તેના આધિન થઈ ગયો. બીજી આડીઅવળી વાતો ઘણી કરી અને જયદેવે પૂછયું કે આપનું પૂરેપૂરૂં નામ આપવામાં વાંધો ન હોય તો નામ આપવા કૃપા કરશો. આપ અમારી ઓળખાણ માટે આટલા બધા આતુર કેમ છો તે સમજી શકાતું નથી. છતાં આપને સજ્જન માણસ ધારી અમે અમારી ઓળખાણ આપને આપીએ છીએ. અમે ધોળકાના રહેવાશી છીએ. મારૂ નામ તેજપ્રભા છે અને મારી સાથે જે નાની બાળા છે તેનું નામ કમલા છે.

આ બાળાઓને જે જોઈતું હતું તે આપોઆપ આવી મળવાથી તે બાળાઓએ જયદેવ સાથે એટલો બધો પરીચય વધાર્યો કે જયદેવ મેનકાના મકાન ઉપર પણ જવાનું ભૂલી ગયો. કમળાનો કંઠ એટલો બધો મધુર હતો કે જયદેવ તો તેના સંગીતના શુરમાં-ઘાયલ ઘાયલ થઈ ગયો હતો.

આ વખતે જયદેવની ઈચ્છા કમળાને કંઇ ભેટ આપવાની થઈ તે વખતે તેજપ્રભા બોલી કે, કમળા, જયદેવ તમને ભેટ આપે છે તો ખુશીથી તે ભેટનો સ્વીકાર કરો. આવનાર મેમાનનું મન દુખાવવું તે ઠીક નહી.

કમળાની મરજી છતાં ઉપરનો ના મરજીનો ડોળ બતાવી. તે આપેલી ભેટની વીંટી તેના સુંદર નાજુક કરમાં પહેરાવી જયદેવને જવાની ઈચ્છા નહિ છતાં તે ઉઠી પોતાના મકાન તરફ રવાના થયો.

●

# પ્રકરણ ૫૦ મું

## મેનકાની ચાલાકી

પ્રીય જયદેવ કહો કે ન કહો તમે મને પહેલાની માફક પ્રેમ બતાવતા નથી. અને હવે આપ પધારો તમારે કમળાને ત્યાં જવાનું મોડુ થઈ જશે જયદેવ તો મેનકાની ચાલાકી ભરી વાત સાંભળી ઠંડો જ થઇ ગયો.

અને વગર બોલે-જયદેવ પોતાના મકાન પર આવ્યો. હવે મેનકાએ નિશ્ચય કર્યો કે, મારે મારી હુંશીયારી બતાવવી. આવો નિશ્ચય કરી પોતે પોતાનો સ્વાંગ ધરી સાદાઇના પોશાકમાં તેજપ્રભાના મકાનમાં ગઈ ત્યાં પોતાની ચાલાકીથી પોતાનું નામ વિજયા રાખી લીધું. તેજપ્રભા સાથે-વાતો કરવા લાગી-તેજપ્રભા તેને આવતાં જ ઓળખી ગઈ હતી અને સમજી ગઈ.

વિજયાએ ઘણી વાતો કરી તેજપ્રભાએ પણ તેની વાતનો જવાબ સુંદર રીતે આપી. તેને વદાય કરી ત્યાં તેજપ્રભા બોલી કે કમલાબ્હેન આવનાર વ્યક્તિને તમે ઓળખી. ત્યાં કમળા બોલી કે ના. તે જ તમારી સોખ્ય. બની બેઠેલી કળાવતી મેનકા પોતે જ હતી.

ત્યાં તો કમળા ચમકી અને બોલી આવી સુંદર ભાષામાં બોલતી ભોળી જણાતી બાઈ શું તે મેનકા હતી તેમ બોલતાં બોલતાં કમળાના મંન ઉપર ગમગીની છવાઈ ગઈ. પાછી તે કર્કશા અહિં ખંભાતમાં ક્યાંથી. ઠીક જોઈ લેવાશે. કમળાબ્હેન તમે ગભરાશો નહી. શાસનદેવ સૌ સારાં વાનાં કરશે. માટે આપને આપનો પ્રયત્ન ચાલુ

રાખવો તેમાં જરા પણ કચાશ રાખવી નહીં. જેવા પડશે તેવા દેવાશે–શઠની સાથે શઠ–થઈએ તો જ કાર્યસિદ્ધિ થાય. માટે હીંમત રાખશો સૌ સારૂ થશે;

આ પ્રમાણે તેજપ્રભા કમળાને આશ્વાસન અને હીંમત આપી રહી. ત્યાં તો જયદેવ આવ્યો. અને જયદેવને આવતાં જ કમળા બોલી કે પધારો નર ભ્રમર અનેક ભ્રમરના ભોગી તમારા શા સન્માન કરૂ એવી વ્યંગ ભાષામાં આવકાર આપી ઠંડી મશ્કરી કરવા લાગી. અને કમળા હસીને બોલી કે તમારા જેવા અસ્થીર મનવાળા પુરૂષોના શા ભરૂસા આજે આ ફૂલ સારૂં લાગ્યુ કાલે વળી બીજુ ફૂલ સારૂ લાગે. માટે એવા વિલાસી ભોગી ભ્રમરથી તો સો ગાઉ છેટા સારા આપની લાગણી માટે આભાર. ત્યાં જયદેવ બોલ્યો કે–કમળા કમળા આ તું શું બોલે છે. શું તને મારા બોલવા ઉપર વિશ્વાસ નથી. ના ના વિશ્વાસ તો છે પણ તે વખત આવે ખબર પડે જો આ પ્રમાણે કમળા અને જયદેવની વાત ચાલે છે ત્યાં તેજપ્રભા મકાનના આગલા ભાગમાં બેઠી બેઠી બધુ સાંભળે છે. ત્યાં તેજપ્રભા બોલી કમળાબ્હેન હવે ઝાઝો રાત ગઇ છે. માટે જયદેવને જવા દો. કારણ કે તેમને વળી કોક વાટ જોતુ હશે. કારણ કે તે તો મોટા લોકો કહેવાય. ઘણા માણસોની મુલાકાતો લેવાની હોય. કારણ કે–મોટા માણસોને પારકા દુ:ખમાં ભાગ લેવાની ઘણી ટેવ હોય માટે હવે તેમને જવા દો. ત્યાં કમળા બોલી કે–હવે આપ જઈ શકો છો. કોઈ કોઈ વખત અમે યાદ આવીયે તો સુખેથી આવજો. હવે અમારો પણ ત્રણ ચાર દિવસમાંજ જવાનો વિચાર છે.

જયદેવ તો આ બંન્ને જણની વાત સાંભળી. તદન દીગમુઢ જેવો થઇ ગયો શું જવાબ આપવો, તે પણ સમજી શકયો નહી. આખરે એટલુ બોલ્યો કે તમે મને આવો અપમાનભર્યો ઠપકો આપશો તે મારી જાણમાં નહોતું મને તો ખાત્રી હતી. હું હમેશાં તમારો

થઇને રહીશ. પણ તે મારૂ ભાગ્ય નહી બાકી આટલુ મારૂ વચન છે કે જ્યારે જ્યારે તમારે ગમે તેવા સંજોગોમાં મારી જરૂર પડે ત્યારે સેવકને બોલાવશો. મારી તમામ શક્તિની મદદ આપી મારી ફરજ પૂરી કરીશ અને આપ્યું વચન નિભાવીશ. તેમ કહી જ્યાં જયદેવ જાય છે, ત્યાં કમળા બોલી કે ખોટુ લાગ્યુ હોય તો માફ કરશો પણ દરરોજ આવતા રહેશો, સમજ્યા, ભુલશો નહિ. કમળાને વિસારશો નહિ, આટલુ કમળા બોલીને સેજ આંખનો ઇસારો બતાવ્યો. તે ઇશારામાં જ જયદેવ ફરી ઘાયલ થયો અને દુ:ખી હૃદયે પોતાના નિવાસસ્થાને ગયો.



# પ્રકરણ ૫૧ મું.

## જીતેન્દ્રિય-મહામંત્રી વસ્તુપાળ

વસ્તુપાળે જયદેવને બોલાવી ખંભાતની પ્રજાની વાતચીત કરી પોતાને ખંભાતમાં ફાવે છે કે કેમ તે પણ પૂછી લીધું. આખરે વસ્તુપાળે જયદેવને તે પણ કીધુ કે હાલમાં તમને સંગીતનો શોખ ઘણો વધ્યો હોય તેમ લાગે છે પણ જગતના અનુભવ લેતાં શીખો પણ તેમાં ડુબતાં ન શીખો. જો ડુબતાં શીખશો તો નીકળવુ મુશ્કેલ થઇ જશે માટે જયદેવજી તમે મારા બનેવી થાઓ છો તેથી આટલું

બોલું છું કે જે કરો તે સમજીને કરશો. વસ્તુપાળથી કોઈ વસ્તુ અજાણી નથી.

જયદેવ તો વસ્તુપાળની વાત જાણી સ્તબ્ધ બની ગયો. છતાં હીંમત લાવીને બોલ્યો કે આપ કહો છો તે વાત કદાપી સત્ય હશે તો પણ શું મારા આત્માને જે ગમે છે તે કરવા તદન સ્વતંત્ર છું માટે આપને મારી નમ્ર વીનંતી છે કે મારી ખાનગી વાતમાં આપ જરાપણ ડખલ કરશો નહી. હું મારા કામની જવાબદારી સમજુ છું માટે આપની આજ્ઞા લોપવી પડે તે ઠીક નહી ત્યાં વસ્તુપાળ જયદેવનો જવાબ સાંભળી ખૂબ હસ્યો અને બોલ્યો કે આજે મારા આત્માને અનેરો આનંદ આવ્યો છે. કારણ કે ખંભાતના હોદ્દા ઉપર આવી. આટલી મારી સામે જે બોલવાની શક્તિ આવી તેથી જ આજે મારી ધારેલી ધારણા પૂરી થઈ છે જે માટે મે તમને ધોળકા છોડાવ્યું. તે મારી ધારણા આજે પૂરી થઈ જરૂર તમો-તમારા જીવન ને તેમજ તમારા કુટુંબને હવે શાંન્તી આપશો. જાઓ જયદેવ ત્યાં જયદેવ જાય છે ત્યાં દરવાન આવી બોલ્યો કે એક નવયુવાન આપશ્રીને મળવા માગે છે. વસ્તુપાળ બોલ્યો કે આવવા દે. ત્યાં યુવાન આવ્યો. મંત્રીને નમન કરી બોલ્યો કે નામદાર હુ એક પરદેશી છું. નોકરીની આશાએ આવ્યો છું માટે આપ મને આપશ્રીના પાસે ગમે તે ખાતામાં રાખી લેશો તો ઉપકાર ત્યાં વસ્તુપાળ બોલ્યો કે આપ જ્ઞાતે કેવા છો ત્યાં યુવાન બોલ્યો કે જ્ઞાતે વણિક છું ધર્મે જૈન છું નાની ઉમરમાં માતા પીતા ગુજરી જવાથી તેમજ મારૂ કોઈપણ નજીકનુ સગુ નાહે હોવાથી હું નિરાધાર છું તો આપ નામદાર જરૂર નિરાધારના આધાર બનશો ત્યાં વસ્તુપાળ બોલ્યો કે વીશ પચીશ વર્ષનો નવજુવાન હું નિરાધાર છું તેવા શબ્દો બોલે તે કેવી શરમની વાત.

ત્યાં યુવાન બોલ્યો કે આપશ્રીની વાત ખરી છે. મારા જેવા નવ યુવાને લાચારી બતાવવી ન જોઈએ, છતાં મારા જેવા નિરા-

ધારને તમારા જેવાના આશ્રયની જરૂર છે. વૃક્ષ વિના વેલી ચડે ખરી કે

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તમારા સુંદર વચનોની મીઠાશ કોઈ સુંદર સ્ત્રી બોલતી હોય તેવી મધૂરતા ભરેલા લાગે છે માટે કહું છું કે તમો કોઇ સ્ત્રીના જેવા લાગો છો કારણુ કે નિરાધાર અને લાચાર-પણાની વાત સાચો નવયુવાન તો નજ કરે. નવયુવાને આ વાત સાંભળી ત્યાં તો તે પણુ શરમાઈ ગયો છતાં ગંભીર બની ગયો. તે મંત્રીજીની ધ્યાન બહાર નહોતું. ત્યાં તો નવયુવાન બોલ્યો હુ ગમે તે છું પણુ આપ આપના જ્ઞાતિજનને આશરો આપવા તૈયાર છો કે નહિ. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તમારે કેવા આશ્રયની જરૂર છે ત્યાં નવયુવાને કીધું કે આપશ્રોની પાસે રાત દિવસ રહી શકુ અને આપની સેવા બજાવી મારી ફરજ અદા કરૂ ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તેવી સેવામાં હું કોઇને રાખી શકતો નથી. કારણુ કે ચોવીસે કલાક કોઇને ગુલામીના બંધનમાં રાખવુ મને પસંદ નથી. ત્યાં નવયુવાન બોલ્યો કે ફક્ત રાત્રિના વખતે મને આપની સેવામાં રાખો. ત્યાં વસ્તુપાળે જવાબ આપ્યો કે મારી પાસે રાત્રિના નોકરીમાં કોઇને રાખતો નથી. છતાં તમારે નોકરી જ કરવી છે તો તમને નગર રક્ષક તરીકે રાત્રીની નોકરીમાં તમને દાખલ કરવામાં આવશે. ત્યાં તો યુવક બોલ્યો કે-હું કદાચ સ્ત્રી હોઉ તો નોકરી રાખો ખરા કે નહિ. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તમે કયાં નવયુવતી છો તમે તો નવયુવાન છો. માટે જરા સમજીને વાત કરો ત્યાં તો આવેલા નવયુવાને પોતાના પુરૂષના પોશા-કના વસ્ત્રો દૂર કરી નાંખી પોતાની અસલ સ્ત્રીની આકૃતીમાં આવી બોલી કે હવે તો મને રાત્રીની નોકરીમાં રાખશોને ત્યાં તેજ વખતે વસ્તુપાળ પોતે પોતાના રમુજી સ્વભાવ મુજબ સ્વસ્થ થઈ બોલ્યો કે આટલો બધો પ્રપંચ કરવાનુ કારણુ અને બોલ્યો કે કોણુ મેનકા, હા, નામદાર એજ મેનકા. ન ઓળખી હોય તો ઓળખી લ્યો. માટે મારી આપને નમ્ર પ્રાર્થના છે કે મારી સેવાનો સ્વીકાર કરો અને

આપના હૃદયમાં સ્થાન આપો. આ મેનકાએ ભલભલા રાજા મહારાજા તેમ ઘણા ધનવાનોને દીવાના બનાવી દીધા છે. મેનકાના આંખના ઈશારાથી ભલભલા મુત્સદીને પણ બહુ બનાવ્યા છે છતાં કોણ જાણે મારૂ હૃદય આપના પ્રત્યે વર્ષો થયાં ખેંચાઈ રહ્યું છે માટે આપ મને નીરાશ ન કરતાં જરૂર પ્રેમ સાગરમાં સ્નાન કરાવો મારી આશા તૃપ્ત કરવા કૃપા કરશો.

ત્યાં વસ્તુપાળ બોલ્યો મેનકા સાંભળ પહેલા તું તારી લાયકાતનો વિચાર કર. તારા જીવનમાં તેં કંઈકના સંસાર પાયમાલ બનાવી જગતની ઘણી સન્નારીઓના તેં દીલ દુભાવ્યા છે. તારા જીવનમાં તેં પૈસાનો જ પ્રેમ માન્યો છે. તારો ગુંજાસ કઇ ? તું રસ્તાની રખડતી વેશ્યા, તારામાં ને શ્વાનની ચાલમાં ફેર શો ? શું કાગ-હંસ બની શકશે શું સિંહણનું દુધ સોનાના ઠામ સિવાય અન્ય ઠામમાં રહી શકશે ? શું સુર્ય કદી પશ્ચીમમાં ઉગ્યો સાંભળ્યો છે. તું તારી કઇ બુદ્ધી ઉપર વસ્તુપાળ ઉપર સત્તા જમાવવા માગે છે માટે વસ્તુપાળ તો પરાઈ સ્ત્રીનો સગો સહોદર છે. માટે તું તો મારી બહેન જેવી છે. ધોળકાના મંત્રી પાસે મેનકા તીક્ષ્ણ આંખના ઈશારા કરતી બોલી કે-આપ ગુજરાતના મહામંત્રી છો. આપનો પ્રેમ જીતવો તે સાધારણ વાત નથી. ફક્ત આપનો પ્રેમ મેળવવા ખાતરજ મેં તમારા બનેવી જયદેવને મારો પ્રેમી બનાવ્યો, અને તમારી બહેનને દુઃખી કરી. માટે હુ આપને સાફ-સાફ શબ્દોમાં કહુ છુ કે તમારે તમારી બહેન પદમાને સુખી કરવી હોય અને જયદેવને મારા બાહુપાશમાંથી મૂક્ત કરાવવો હોય તો આપ મારો પ્રેમ સ્વિકારો. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે ધન્ય છે તારી ચાલાકી આખરે પ્રેમના શબ્દ ઉપર પાણી ફેરવી તારા મુખ્ય સ્વભાવ ઉપર ગઈ. તારામાં ને લબાડમાં ફેર શો છે. હજુ તું વસ્તુપાળને સમજી શકી નથી. તે સમજવા માટે તારે હજુ સેંકડો ભવ કરવા પડશે માટે વસ્તુપાળને તો પર સ્ત્રી-માતા અને બહેન સમાન

છે. માટે તારાથી થાય તે કરવા તું પાછી પાની મુકીશ નહિ. માટે મેનકા સાંભળ.

આપ્યુ પ્રભુએ રૂપ તો ઉપયોગ કર પ્રભુ પ્યારમાં
પિશાચ ભાવના ત્યાગીને સમજ કંઈ વહેવારમાં
જ્યાં સુધી આ સુંદરતા છે ત્યાં સુધી સૌ બોલાવશે
જ્યારે જુવાની વહી જશે ત્યારે નહી કોઇ તુજપર થુકશે
હૃદય મેલ ત્યાગી દઈ. કર સેવા સંસારની
સમજી લે તુ મેનકા જુવાની દીન ચારની
આ પવિત્ર દેહ પર પાપ ભારો કાં ભરે
શાને પાપી તું બની નરક ગલીમાં સંચરે
રૂપ તારૂ લુંટવા કઈંક યુવાન મલ્યા હશે
પણ બ્હેન કહી બોલાવનાર કોઇ મળ્યો નહી હશે
માટે ત્યાગી દે નીચ ભાવના વિકારો દીલના દૂર કરી
પાપનો પસ્તાવો કરી સંભારને તું શ્રીહરી
વસ્તુપાળ કહે સુણ મેનકા પાપ પંથે જઇશ નહી
મન પર કાબુ રાખજે શોયળને વેચીશ નહી

ત્યાં તો મેનકા બોલી કે હું પર સ્ત્રી નથી. એક કળાવતી ગુણીકા છું અને હું ગમે તેની સાથે પ્રેમ બાંધવા સ્વતંત્ર છું જે ઘડીએ તમે મારા પ્રેમનો સ્વિકાર કરશો તેજ વખતે જયદેવ મારાથી છૂટો થશે. અને તમારો બહેન પદમા પણ સુખી થશે.

તારૂ કહેવુ મેનકા ઠીક છે પણ હજુ તું વસ્તુપાળના ધ્યેયને પૂરો સમજી શકી નથી તો જાણી લે બ્હેન વયજાનું બલીદાન પણ વસ્તુપાળે આપ્યુ છે અને પદમાનુ પણ બલીદાનઆપીશ. તેમજ મારા પ્રાણની આહુતી આપીશ પણ પરસ્ત્રી તો આ જીંદગીમાં ભોગવીશ નહી. સમજી, તું તારો અભિમાન, તારુ સૌંદર્ય કોઈ અધૂરી બુદ્ધિવાળાને બતાવ. બાકી હું તારૂં અપમાન કરતો નથી પણ તારો અસ્વીકાર કરુ છું.

મેનકા બોલી કે આપ રસિક છો પણ રસિક પુરુષ આશાભરી લલનાનો તિરસ્કાર જ કરે નહિ. જેનું મધુર હાસ્ય જોવાને જેની પ્રેમભરી વાણી સાંભળવાને અને જેનો કૃપા કટાક્ષ મેળવવાને અનેક પુરુષો પ્રયત્નો કરી રહ્યા છે તે મેનકા આજે તમારા પ્રેમની માગણી કરે છે પોતાનુ સર્વંશ આપવા તૈયાર થઇ છે. છતાં તમે મારૂં અપમાન કરો છો. વ્હાલા મંત્રીશ્વર શું તમને જરાપણ મારા પ્રત્યે દયા કે પ્રેમ નથી શું છેક આવા નીષ્ઠુર થશો, શું મારી આશા ભંગ કરશો. આવા મીઠા શબ્દો મેનકા બોલે જતી આંખના ઈશારા કરે જતી છતાં વસ્તુપાળ તો જરાપણ ડગ્યા સીવાય પોતાના વિચારમાં મક્કમતા કરતો ગયો.

આખરે મેનકાએ વસ્તુપાળની પાસે ઘણી આજીજી કરી છતાં જ્યારે કોઈ ઉપાય ન ફાવ્યો ત્યારે ફરી પોતાના જાતિ સ્વભાવ ઉપર આવી અને બોલી કે સાંભળો મંત્રીશ્વર તમને તમારા બુદ્ધિચાતુર્યનું અભિમાન છે અને તેથી જ તમે મારી સાથે અપમાન ભરી રીતે વર્તન કરો છો પણ હું આપને સાફ સાફ શબ્દો કહુ છું કે મારો તિરસ્કાર કરવામાં ભૂલ કરો છો એક લલિતા લલનાની પ્રેમમય માગણી શું ઠોકરે મારો છો, તમારૂં હૃદય રાજ્ય ખટપટના કારણથી નીષ્ઠુર બની ગયુ છે. પ્રેમના શબ્દને તમો સમજી શકતા જ નથી. છતાં હું પ્રાર્થના કરૂં છું કે જરા આપના હૃદયને કોમળ બનાવી દયાનો સાગર ઉભરાવો અને આ જીવન વેલીને તમારો કરી લ્યો. મંત્રીજી તમારી સન્મુખ સૌંદર્યની સજીવ પ્રતિમા મૃદુતાની ખાણ લાવણ્યતાનો ભંડાર અને જગત સર્વ સજીવ–અજીવ વસ્તુઓથી સર્વ રીતે શ્રેષ્ઠ એવી ઉર્વશી જેવી લલના પોતાના પ્રાણને આપના ચર્ણોમાં ધરીને ઉભી છે, મારી આશા ભરી લાગણીને મહામંત્રી જરા તો માન આપો, હું તો સમજતી હતી કે ગુજરાતનો મહામંત્રી જેવો કવિ છે તેવો રસિકપણુ હશે છતાં આજે મારી સમજમાં ભૂલ પડી એમ કહી મંત્રીશ્વરના ચર્ણો પકડી પોતાનુ મસ્તક નમાવી પ્રેમની યાચના કરવા લાગી ત્યાં

તો વસ્તુપાળે તેના ચર્ણોને લઈ લીધા અને તરત ઊભો થયો મેનકા પણ ઊભી થઇ અને પોતાના મોહક સ્વરુપને વધારે મોહક બનાવી સામીદૃષ્ટી કરી ઉભી રહી આ જગા ઉપર વસ્તુપાળના બદલે બીજો કોઇ હોત તો જરુર મેનકાની સુંદરતા ઉપર ઘાયલ થયો હોત અને પોતાનું સર્વંશ ગુમાવ્યું હોત પણ વસ્તુપાળતો અડગ ટેકીલો જૈન હતો, મન વચ અને કચ્છ જેના આત્મ સંયમથી મજબૂત હતા, ત્યાં તરતજ તીક્ષ્ણ નજરથી વસ્તુપાળે મેનકાના સામુ જોયુ ત્યાં તો વસ્તુપાળનું પવિત્ર તેજનું બળ મેનકા જોઈ શકી નહી તેમજ કશુ બોલીપણ શકી નહિ થોડીવાર પછી બધાં બળને એકત્ર કરી અને બધી હીંમત એકત્ર કરી મેનકાએ ફરી પાછુ વસ્તુપાળના સામુ જોયુ અનેક જાતની વિકારી ભાવનાના હાવભાવ ચાલુ કર્યા અને વસ્તુપાળ ઉપર પ્રેમનાં અનેક પ્રહારો કરવા જરાપણ કચાશ રાખી નહોતી. છતાં કશી પણ અસર થઇ નહી ત્રિલોચનધારી શંકરની પેઠે વીર વસ્તુપાળ પણ સુદર્શન શેઠની માફક મોહિની સ્વરુપ મેનકાની આગળ અડગ અને દૃઢ નિશ્ચયથી જાણે નિર્વીકારી સાધુની માફક ઊભો રહ્યો હતો જગતની કોઇપણ શક્તી વસ્તુપાળને ચલાવવા શક્તિમાન નહોતી. આખરે મેનકા વસ્તુપાળના શુદ્ધ ચારિત્ર આગળ મહાત થઈ ગઈ તેનુ તેજ મેનકા સહન ન કરી શકી, તેને લજ્જાથી પોતાનુ મોંઢુ બે હાથવતી ઢાંકી દીધુ. આખરે હતાશ બની જમીન નીચે પડી ગઈ. પણ એ મૃદુ જણાતાં કાતીલ પ્રહારો સામે ઊભેલા વીરપુરૂષને તેની ઉપર આખરે મેનકાની સ્થીતિ ઉપર વસ્તુપાળને દયા આવી. બ્હેન મેનકા ઉઠ સાવધ થા ભૂલી ત્યાંથી ફરી ગણ. મનુષ્યપણાની સુંદર સેવામયી ફરજ શીખ. તારા આપેલા રૂપનો સુંદર રીતે ગરીબોની સેવામાં અને પ્રભુ ભક્તિમાં ઉપયોગ કર તારી સંગીતની કળાનો સારી રીતે વિકાસ કર. અને પતિત આત્માઓને ભક્તિરસના સંગીતથી અજ્ઞાન આત્માઓને સારા સારનું ભાન કરાવ. શા માટે દુઃખી થાય છે વિષય વાસનામાં લૂપ્ત થનારી ભોળી ભામિની વસ્તુપાળના વચન ઉપર

શ્રદ્ધા રાખ. અને કર્તવ્ય પથે તું તારા આત્માને વાળ. તુ ગુણકા નથી. પણ સદ્દગુણનો ભંડાર છે. તારા દુર્ગુણો દૂર કરી. ગુણનો ભંડાર બન. અનેક કામાંધ પુરુષોને મોહપાશમાં નાંખ્યા કરતાં તેવા પુરુષોની દયા લાવી તેમના હૃદયમાં સદ્દગુણ રૂપી અમૃત સીંચી તું તારા આત્માનું કલ્યાણ કર. તારી સંગીતની સુંદર કળા પ્રભુના ચર્ણોમાં અર્પણ કર. અને તેની સુવાસ આખા વિશ્વમાં પ્રસરાવવા પ્રયાસ કર. બ્હેન મેનકા સુંદરતા આજે છે–ને કાલે નથી. શું તું એમ સમજે છે કે તારી સુંદરતા તારી મધુરતા હમેશ માટે લોકોનું દીલ ખેંચનારી રહેશે. ના ના કદી નહી તે તો કયા વખતે તે સુંદરતાની ભવ્યતાનો નાશ થશે તેની તને ખબર છે? માટે ગાંડી ન બન. વિચાર કર તને આપેલી બુદ્ધિનો સુંદર ઉપયોગ કરો. આ લોક અને પરલોકની સાધના કરી તારું જીવન પવિત્ર બનાવવા કટીબધ્ધ થા—તારો સાચો વિજય તો વીરાંગના બનવાનો છે. નહી કે જગતની પતિત થએલી વારાંગના થવાનો છે.

આખરે મેનકા વસ્તુપાળનાં સચોટ હૃદય ભાવનાના ઉપદેશથી તેના મન ઉપર અસર થઈ પોતાના જીવનનું પોતાને ભાન આવ્યું ત્યારે વસ્તુપાળની શરત પાળવા તૈયાર થઈ પણ પોતે વસ્તુપાળની પાસે પોતાની દાસી તરીકે રાખવાની માગણીનો સ્વીકાર કરવા સારૂ પ્રાર્થના કરી ત્યારે વસ્તુપાળ બોલ્યો હું કોઇ પણ રીતે તારી માગણી સ્વીકાર કરી શકું તેમ નથી. પણ મેનકા તારા જીવનને ઉચ્ચ બનાવવામાં હું ઘણો જ ઇન્તેજાર છું. પણ તારી માગણી કબુલ કરીને તો નહીં જ તેમ છતાં જો તું મારી આશા રાખીશ તો તેમાં તું આખરે નીરાશ જ થઇશ. મેનકા બોલી કે શું તમારો આ છેવટનો જવાબ છે. વસ્તુપાળ બોલ્યો કે હા મનુષ્ય પોતાની ઉન્નતિ પોતાના હાથે જ સાધી શકે છે. માટે પ્રયત્ન કર.

તો પણ મેનકા બોલી કે એક રૂપસુંદરી લાવણ્યમય મધુરી યુવતીના પ્રેમનો અરે તેની સેવાનો અસ્વીકાર કરવાનું કારણ તો

જણાવશો. વસ્તુપાળે એકજ જવાબ આપ્યો કે, સિંહ કદાપિ પણ તૃણની ઈચ્છા કરતો નથી. આખરે મેનકા સમજી ગઈ કે જેને હું મારી સુંદરતાના અભીમાન ઉપર વિશ્વાસ રાખી વસ્તુપાળને વશ કરવા આવી હતી પણ તેના તપોબળ અને તેના મનોબળના સંયમ આગળ આજે હું તેના ચર્ણોની રજ બની ગઈ અને છેવટે પોતાની સઘળી આશાઓને તિલાંજલી આપી પોતાની જીંદગી સેવામાં સમર્પણ કરવાની પ્રતિજ્ઞા લઈ ચાલી. ત્યાં વસ્તુપાળે આશીર્વાદ આપ્યો.

ત્યાં મેનકા બોલી કે ધન્ય છે. મહામંત્રી વસ્તુપાળ આજે મેનકા પોતાની સુંદરતાનો અભીમાન ત્યાગી હું તમારા ચર્ણોમાં આજે નમું છુ. ધન્ય છે. માડી જાયા વીર ધન્ય છે તારી નિર્વીકાર ભાવનાને, જ્યાંસુધી મહામંત્રી તરીકે તમે ગુજરાતમાં છો ત્યાંસુધી કોઇ પણ શત્રૂની તાકાત નથી કે ગુજરાત ઉપર નજર નાંખી શકે. ધન્ય છે પરનારીના સાચા સહોદર-પ્રભુ તમારી ભવોભવ ઉન્નતિ કરો. અને આ રંક અબળાને બળતી અગ્નીમાંથી બચાવી. મને કર્તવ્યનું ભાન કરાવ્યું તેના માટે આપનો ઉપકાર મહામંત્રી આજથી મેનકા વારાંગના ફીટી સાચી વીરાંગના બની પોતાના જીવનનું કલ્યાણ કરશે.



# પ્રકરણ પર મું

## પદ્માવતીની શરૂઆત

મેનકા પોતે વસ્તુપાળના આત્મ સંયમથી પરાજીત થઈ પોતાના આવાસમાં આવી ત્રણ ચાર દિવસમાં એકાંતવાસમાં રહી. કોઈને મળી નહી. રાત્રીના બાર વાગે પોતાના આશક જયદેવને છેવટની મળવા ગઇ. જયદેવ મેનકાને જોતાં જ વીચારમાં પડયો. મેનકાનું પરિવર્તન જોતાં શંકામાં પડયો. મેનકા બોલી કે શંકામાં પડવાનું કારણ નથી.

આજથી મેં મારો ધંધો ત્યાગ કર્યો છે. અને તમારો પણ ત્યાગ કરું છું તેમ જ હું મારા જીવનને જુદી દીશામાં પલટાવું છું, માટે હવે આપને અને મારે છેલ્લા રામરામ છે. હવે ઘર ડાહ્યા થજો પણ પર ઘરના ડાહ્યા ન થશો સમજ્યા.

જે તમારા સાળા વસ્તુપાળને મહાત કરવા જનારી હું હતી પણ તેના આત્મસંયમ આગળ હું તદ્દન ગુલામડી બની ગઈ હું સમજતી હતી જેવો રસિક છે તેવો આનંદી હશે જરુર મારી સુંદરતાને આધીન થશે. પણ મારી ભ્રમણા ખોટી ઠરી જેવો કાર્યકુશળતામાં મુત્સદી છે યુદ્ધના યુક્તિશાળી મેદાનમાં શુરવીર છે, દુશ્મનોને તાબે કરવામાં જેવો મહાન છે તેવો જ ઈન્દ્રીય જીતનાર પણ એક સાચો નરવીર છે ધન્ય છે તેના સંયમને. જેના હાથ નીચે જયદેવ તમે કામ કરતા શીખ્યા પણ તેની શક્તિનો પરીચય કરતાં ન શીખ્યા, પારસમણી જેવો વસ્તુપાળનો સહેવાસ તે સહેવાસમાં જયદેવ તમે કયો ફાયદો શોધ્યો તમે શોધ્યું એક જ નવી નવી સ્ત્રીઓ ઉપર આશક થવું અને જીંદગીને પાણીની માફક વેડફી નાખી લોક નીંદામાં નીંદાવવું શું તમારા જેવા ભડવીરને આ શોભે છે, ધન્ય છે મહા અમાત્ય વસ્તુપાળને હવે મારી ભૂલની ક્ષમા આપશો અને તમો પણ હવે કંઈક સોધા રસ્તે આવશો, ત્યાં તો જયદેવ જવાબ આપે તે પહેલાં તો મેનકા ચાલી ગઈ અને જયદેવને પણ વસ્તુપાળ માટે હૃદયમાં કોઈ અનેરો ભાવ ઉત્પન્ન થયો.

કમળાના શહેવાસથી જયદેવના વહેવારમાં ઘણોજ સુધારો થવા પામ્યો હતો દરેક મોજશોખનો પણ ધીમે ધીમે ત્યાગ કરતો હતો. તેજપ્રભાના તેજમાં તો એવો અંજાયો હતો કે તેના ચારીત્રબળ આગળ જયદેવ એક બાળક જેવો બની ગયો.

કમળા અને તેજપ્રભા નીયમસર દેવમંદિરમાં આરતી ઉતારવા જતાં અને પ્રભુ દર્શન કરી આવતા હતા એક વખતે આરતો ઉતારી ઘેર જતાં જયદેવ તેજપ્રભા અને કમળાને રસ્તામાં મલ્યાં સામા સામી દૃષ્ટી થઈ કમળાનું દીલ વ્હીવલ બન્યું, ત્યાં પોતાના આવાશે આવી.

કમળાએ તેજપ્રભાને કહ્યું કે હવે આમને આમ ક્યાં સુધી ચાલશે ત્યાં તેજપ્રભા બોલી કે બ્હેન ધીરજ રાખો હવે થોડો સમય લાગશે અને જેટલું દુઃખ પડ્યું તેના કરતાં વધુ સુખ મળશે. ત્યાં કમળા બોલી કે હું તો તમારા સહેવાસથીજ હીંમતવાળી બની છું. માટે તેજપ્રભા બહેન તમારી આજ્ઞા એજ મારા જીવનનો આધાર સમજુ છું.

તો સાંભળો કમળા બહેન મારી સૂચનાની હવે કંઈ અગત્ય દેખાતી નથી. તમો કહો તો જયદેવને અહિં બોલાવું. ત્યાં તો જયદેવ તરતજ બોલ્યો કે મને બોલાવવાની જરૂર નથી. હું જાતેજ હાજર છું. ત્યાં તેજપ્રભા બોલી કે આપ વખતસર આવી પહોંચ્યા તે ઠીક થયું. તેમ કમળાના સામું જોઇ જરા સ્મીત કર્યું. ત્યાં તો ફરી પાછી તેજપ્રભા જયદેવને કહેવા લાગી કે હવે અમે ત્રણ ચાર દીવસ પછી કચ્છ જવાના હોવાથી જતાં પહેલા આંપે અમને જે જે સગવડતાઓ આપી છે તેના માટે અમો તમારો આભાર માનીએ છીએ ત્યાં તો જયદેવ બોલ્યો કે તેમાં આભાર માનવાની જરૂર નથી. તે તો મેં મારી ફરજ બજાવી છે.

કમળા અને તેજપ્રભાએ જવાની વાત કરી તેથી જયદેવના મન ઉપર દીલગીરી છવાઇ ગઇ તે તકનો લાભ લઈ કમળાને એકલી મૂકી તેજપ્રભા બીજા ખંડમાં ચાલી ગઇ. ત્યાં જયદેવ અને કમળા બન્ને જણા એક બીજાની સામસામા જોઇ રહ્યા.

કમળા તો શરમની મારી નીચું જ જોઈ રહી હતી, ત્યાં જયદેવ બોલ્યો કે કમળા શા માટે શરમાઓ છો. હું કંઇ પરાયો નથી ત્યાં કમળા બોલી કે આપ પરાયા નથી તે સાંભળી બોલી કે એવા મારા ભાગ્ય ક્યાંથી કે તમોને અમારા ઘરનાં બનાવી શકીયે કારણુ કે સ્ત્રીઓના હૃદયની દશા તો સ્ત્રીઓજ જાણે, પુરૂષને તેનો અનુભવ ન હોય. પુરૂષને તો નવાં નવાં સુંદર સુગંધી પુષ્પોની સુવાસ લેવાની ટેવ હોય તેથી તેને સ્ત્રીઓના હૃદયની દયા ન હોય, સમજ્યા જયદેવજી કમળા, કમળા આ તમે શું બોલો છો તમે મારાથી આવી રીતે

જુદાઈ ભરેલું વર્તન ક્યાં સુધી રાખશે. તમે મારાથી લજ્જા અને શરમ ક્યાં સુધી રાખશો. શું તેનો તમે ત્યાગ નહી કરી શકો. ત્યાં કમળા બોલી લજ્જા તો સ્ત્રીનો સદ્‌ગણુ છે તેમાં તેની ગૌરવતા સમાયલી. લજ્જા વગરની સ્ત્રી નકામી સમજવી છતાં પણુ તે લજ્જાનો ત્યાગ કરવા મરજી પણ થાય છતાં તેવા સંજોગો અનુકૂળ હોય તોને, ત્યાં જયદેવ બોલ્યો કે તમારા વચનનો મારાથી અસ્વીકાર થઈ શકે તેમ નથી. કારણુ કે મારે તમને કેટલીક વાતો પૂછવાની છે ત્યાં કમળા બોલી કે જે પૂછવી હોય તે ખુશીથી પૂછો.

ત્યા જયદેવ બોલ્યો કે કમળા તમે પરણ્યા છો કે કુંવારા. ત્યાં કમળા સહેજ શરમાઈ ને ઉત્તર ન આપ્યો. ત્યાં જયદેવ બોલ્યો કે શરમ ક્યાં સુધી રાખશો. ત્યાં કમળા બોલી કે હું પરણી છું કે કુંવારી છું. તે તમે જાણી શું કરશો.

ત્યાં જયદેવ વિચાર કરી બોલ્યો કે તમારા જેવી લાયક બાળા મળે તો મારે લગ્ન કરવાનો વિચાર છે તેથીજ મેં તમને પૂછ્યું તો માનો કે હું કુંવારી છું ત્યાં જયદેવ બોલ્યો કે હું લગન કરવા ઉત્સુક છું. તે તો ઠીક પણુ કમળા બોલી કે મે સાંભળ્યું છે કે તમે પરણેલા છો તે વાત ખરી છે ત્યાં જયદેવ બોલ્યો કે હા હું પરણ્યો હતો ખરો એમ કેમ બોલો છો શું તમારી સ્ત્રી અવસાન પામી છે ના હયાત છે તેનુ નામ પદમા છે. મારો ને તેનો સ્વભાવ મળતો ન આવવાથી મેં તેનો ત્યાગ કર્યો છે. ત્યાં કમળા બોલી તેથી તમે બીજુ લગ્ન કરવા માગો છો ત્યાં જયદેવે હા પાડી. અને બોલ્યો કે શુ તમો કુંવારા છો, શું મારી સાથે લગ્ન કરવા ખુશી છો, તે તો ઠીક કમળા બોલી કે જેવી રીતે તમને પદ્‌માનો સ્વભાવ ન ગમ્યો અને તેને ત્યાગ કરી તેમ મને ત્યાગ કરો તો મારૂ શું થાય કારણુ કે પુરૂષનો ભરૂશો શો જયદેવ બોલ્યો કે કમળા હવે વધુ વખત ન લંબાવો તમે મારી સાથે લગ્નગ્રંથીથી જોડાઈ મને સુખી કરો. ત્યાં તો કમળા ખડખડાટ હસવા માંડી લગ્ન તો કુંવારી સાથે કે પરણેલી સાથે શું તમે પર-

ણેલા છો, હાજી સાહેબ મને પણ મારા પતિએ પરણીને પહેલીજ રાત્રીના ત્યાગ કરી હતી–ત્યાં જયદેવ બોલ્યો કે તમારા જેવી સુશીલ અને સદ્ગુણી પત્ની તજી દેતાં તેને શરમ આવી. તેના જેવો મુર્ખનો સરદાર બીજો કોણુ હોય–ઠીક કમળા બોલી કે તમે પદમાને ત્યાગી કોઈ મેનકા નામની ગુણુકાના પ્યારમાં પડયા છો તે વાત ખરી કે– ત્યાં જયદેવ મુઝાયો. પણ સત્ય બોલ્યો કે હા તેના પ્યારમાં હતો પણુ તે મેનકા મહામંત્રી વસ્તુપાળના સચોટ ઉપદેશથી પોતે પોતાના જીવનનો પલટો કર્યો અને મારો અને એનો સંબંધ હમેશના માટે ત્યાગ થયો.

માટે હવે કૃપા કરી કમળા તમે હા પાડો અને મારી સાથે લગ્નથી જોડાઓ માનો કે હું કુમારી છું. તો તો મારા જેવો બીજો ભાગ્યશાળી કોણુ હોઈ શકે. જયદેવ બોલ્યો ત્યાં તો કમળા બોલી કે-ભલે હું લગ્ન કરવાની હા પાડુ, પણ બીચારી પદમાનુ પછી શું થશે તેનો કંઈ વિચાર કર્યો. ત્યાં જયદેવ મુઝાયો. આખરે જવાબ આપ્યો કે પદમાની બાબતમાં તમે કહેશો તેમ કરીશ. ત્યાં કમળા બોલી કે તેને બોલાવવી પડશે દરેક રીતે સુખી કરવી પડશે. બોલો મારી શરત છે. મંજુર ત્યાં કમળાની શરત સ્વીકાર્યા સિવાય જય- દેવનો છૂટકો નહોતો કારણુ કે જયદેવ કમળાના પ્રેમમાં ઘાયલ બની ગયો હતો કમળાનો વિયોગ તેનાથી સહન થઈ શકે તેવી સ્થીતી નહોતી. કમળાએ જયદેવ ઉપર પોતાના જાદુઈ પ્રેમથી સંપુર્ણ અધિકાર જમાવી દીધો હતો. જયદેવે વિના વિલંબે કહ્યું કે તમે જે જે શરત કરશો તે મારે સર્વ રીતે કબૂલ છે.

જયદેવ બધી રીતે કમળાના કહેવા મુજબ શરત પાળવી કબૂલ થતાં કમળાના હૃદયમાં છૂપો આનંદ થયો, અને બહુજ તીક્ષ્ણુ નજ- રથી જયદેવના સામે આંખના ઈશારાથી જરા હાસ્ય કરી બતાવ્યું ત્યાં જયદેવ બોલ્યો કે હવે મારી માગણીનો સ્વીકાર થશે કે:

ત્યાં કમળા કોઈ અજબ રીતે પોતાના હૃદયનો ભાવ બતાવી ગઈ ત્યાં તો જયદેવે ઉઠી તરતજ કમળાનો કોમળ કર પકડી લીધો. કમળાએ પોતાનો હાથ છોડાવવા ઘણી મહેનત કરી પણ જયદેવ જેવા યુવાન હૃદયના હાથને છોડાવવો મુશ્કેલ બન્યો અને જય-દેવ બોલ્યો કે કમળા કમળા બોલ તું મને ખરા જીગરથી ચાહે છે. જેમ જેમ કમળા શરમાતી ગઈ તેમ તેમ જયદેવની જીજ્ઞાસા વધતી ચાલી, આખરે કમળા બોલી કે તે તો બધુ ઠીક પણ મને તમારી પ્રેમ જાળમાં ફસાવી પાછી પદમાની માફક ધકેલી તો નહી મુકોને કમળા શુ તને મારા બોલવા ઉપર વિશ્વાસ નથી. વિશ્વાસ તો કયાંથી થાય પુરૂષને પોતાના મનગમતા સાધન ન મળે તો પુરુષ તરત બદ-લાઇ જાય પણ ખાનદાન માબાપની આબરુ સાચવનાર સ્રીની દશાના દુખનો તેને વિચાર ન હોય. છતાં જયદેવજી તમારા ઉપર મને સંપુર્ણ વિશ્વાસ છે પણ હવે તો તમે વચનથી બંધાયા છો, કારણ કે સ્રીઓ ક્રોધી પણ હોય.

જરા જરા રીશામણી પણ હોય, પોતાના પતિના પ્રેમની ચોવીશે કલાક આનંદ લેવાની અધીરી પણ હોય માટે મારી વાત તમારા સમજવામાં પ્રત્યક્ષ પૂરાવા સિવાય નહી આવે. આપ બેસો હું જરા અંદર જઈને આવું છું ત્યાં કમળા પોતાના ઓરડામાં ગઈ સાદો વેશ ત્યાગી દઈ કોઈ નવા સુંદર શણગારો પોષા-કના શોળે શણગાર સજી પૂર ભભકામાં પોતે બહાર આવી ત્યાં તો જયદેવ કમળાની જગાએ બીજી સ્રી જોતાં જરા ગભરાયો અને બોલ્યો કે કમળા કયાં આપ કોણ છો, વાહ રે વાહ જયદેવજી એટલીવારમાં જ ભૂલી ગયા. તેજ હું કમળા મારા વ્હાલા નાથ ન ઓળખી તેજ કમળાના નામમાં રહેનાર આપના ચર્ણોની પૂજારણ આપણી દાસી પદમા જયાં પદમાનું નામ સાંભળતાં જ જયદેવ ચમકયો જાણે પોતાના હૃદયનું સમતોલ ગુમાવી દેવા જેવી તેની સ્થીતી થઈ ગઈ ત્યાં જય-

દેવ બોલ્યો કે કોણુ કોણુ પદમા આ શુ કમળા કોણુ તુ કયાંથી સાથે જે પ્રૌઢ બાઇ છે તે કોણુ ત્યાં પદમાએ પોતાની આપવીતો બધી કીધી નાથ આપનો પ્રેમ મેળવવા માટે જ મારે આ સાહસ ઉપાડવું પડયું. ધન્ય છે વહાલી તારી પતિભક્તિને ત્યાં જયદેવ શરમીંદો બની ગયો અને પોતાની પદમાને પોતાના બાહુપાશમાં લપેટી દીધી. ત્યાં જયદેવે ફરી પૂછ્યુ કે–સાથે જે બીજી પુખ્ત ઉમરની બાઇ છે તે કોણુ નાથ તેમને આપે ઓળખ્યા નહી તેજ પવિત્ર મારા ભાઇ તેજપાળની ધર્મપત્ની અને મારા પુજ્ય ભાભી અનોપમાદેવી.

આ પ્રમાણે જ્યારે બધો ભેદ જયદેવના સમજવામાં આવ્યો. અને પોતાને પોતાની ભૂલ સમજાણી આખરે બોલ્યો કે ધન્ય છે. વ્હાલી પદમા તારી અડગ પતિભક્તિ ને તથા તારી નીડરતાને પણુ આ બધી હુંશીયારી પદમા તારી તો હોય જ નહી. તેતો શક્તિ જગદંબા સ્વરૂપદેવી અનોપમાની જ લાગે છે ધન્ય છે અનોપમા તમારી હૃદયની નીખાલસતા ને ધન્ય છે તમારી બુધ્ધિ ચાતુર્યને તમે મારા જીવનને ઉન્નત કરવા જે સાહસ ખેડી આજે તમે તમારી નણંદ પદ્માનો સંસાર સુખમય બનાવી આપે આપની ફરજ પૂરી કરી અને પદમાને નવું જીવન આપી આભારી કર્યો છે.

હવે આ જયદેવની પ્રતીજ્ઞા છે કે પરાઇ સ્ત્રી માતા અને બહેન સમાન છે. ફક્ત એકજ આશા કે મારા વડીલ તરીકે મારી માતા તરીકે અનોપમા આપનો શુભ આર્શીવાદ નો જ ભુખ્યોં છું આટલુ બોલતા બોલતા જયદેવને પોતાના કૃત્યનો પ્રસ્તાવો થયો અને પોતાની આંખમાં શ્રાવણુ ભાદરવો વરસવા લાગ્યો અને અનોપમાના ચર્ણોમાં નમી પડયો આખરે દંપતિ યુગલને અનોપમાએ આર્શીવાદ આપ્યો અને પદમા અને જયદેવનો સંસાર સદા સુખી બન્યો ધન્ય છે અનોપમા તારી બુદ્ધી ચાતુર્યને.

# પ્રકરણ ૫૩ મુ.

## ખટપટની પ્રપંચજાળ

બંને મંત્રીશ્વર અને અનોપમા અનેક રીતે પોતાની શક્તિ કરતાં પણ અધીક રાજ્ય અને પ્રજાની સેવા બજાવતા છતાં પાપીઓની પીશાચ લીલાના પગલાનો પ્રારંભ પાટણના ચુગલીખોર સામંત અને સરદારોમાં થઈ રહ્યો હતો. અને તે લોકો બધા વિરમદેવને ગાદી અપાવવાના તરફેણમા હતા. બીજી બાજુ રાણા લવણપ્રસાદ વસ્તુપાળ તથા તેજપાળ ને પાટણનો રાજ્ય વહીવટની જવાબદારી આપવા સારૂ ઉતાવળા થઈ રહ્યા હતા. રાણાજીએ બન્ને ભાઈઓને ઘણુ ઘણુ કહી સમજાવ્યા હતા. તે વખતે મંત્રીશ્વરનો જવાબ એક જ હતો કે બાપુ એક મ્યાનમાં બે તલવારનો સમાવેશ કદી થાય નહી. એક બાજુ અમો બે ભાઈ બીજી બાજુ પાટણના પીશાચીઓની પીશાચ લીલા. આવી સ્થીતીમાં કેવી રીતે કામ કરવુ અને તે પીશાચ લીલાનો આગેવાન આપનો પૌત્ર વિરમદેવ. ત્યાં લવણપ્રસાદ સાંભળી સ્તબ્ધ બન્યો ત્યાં વસ્તુપાળ બોલ્યો કે—આ મંત્રીશ્વરથી નામદાર કશુ છુપુ નથી. હું જે કહું તે સાંભળો, આપના વિરમદેવ કોઈ મધૂરી નામની સ્ત્રીના પ્રેમપાશમાં જકડાઈ ગયા છે અને તેની આંગળીના ઇસારા ઉપર ગઈ કાલનો બહાદુર વિરમદેવ આજે તદ્દન વિષયની અને પીશાચીક પ્રેમ લીલાની ભયંકર વાસનામાં લુપ્ત થયો છે. આ પ્રેમની પછાડી ભયંકર કાવત્રાબાજોઓનુ મોટું બળ છે. તે ટોળીનો નાયક રાજ્યદ્રોહી જયન્તસિંહ છે. વળી ખંભાતમાં જ્યારે શંખ પોતાના બાહુબળના અભિમાનના જોર ઉપર મજબૂત થઇ યુદ્ધ કરવા સદીકની સલાહથી આવ્યો તે યુધ્ધમાં ભુવનપાળ અને

મંત્રી ચાચિંગ મહેતા જે રાજ્યના અવિચળ સ્તંભો ગણાતા. તે જ્યારે પોતાના માતૃભુમીના રક્ષણ અર્થે પોતાના પ્રાણનું બલિદાન અર્પી અમર નામના કરી ગયા. આવી આવી અનેક મુશીબતોમાં પાટણની સ્વાર્થી ટોળી હવે આપણામાં ફાટફૂટ પાડીને ગુજરાતના ગૌરવતાનો નાશ કરવાની પેરવી કરી રહ્યા છે. અને કમ અક્કલના વિર-મદેવને લટ્ટુ બનાવી પોતાના પક્ષમાં ખેંચી બળવો જગાડવા માગે છે અને તે લોકો મહાસામંત ત્રિભુવનપાળના મકાનમાંજ ભેગા થઈ બધી ગોષ્ટી કરે છે અને મહાસામંતના મકાનમાં જયન્તસિંહને ગમે તે વખતે જવાની છૂટ છે. અને તે લોકો રાણા વિરધવળ તથા આ-પણા મહામંત્રીઓનું મૂળ ઉખેડી પાટણની સત્તા પોતાના હાથ પર લેવાની અનેક ઘણી તૈયારી કરી રહ્યા છે. અને વિરમને એવી યુક્તિથી કબજે લીધો છે. કે તમારૂ અપમાન તમારા પિતાએ જે કર્યું તે ઈરાદાપૂર્વક રાણા વિશળદેવને પાટણનો રાજા બનાવવો છે, શાથી કે વસ્તુપાળની અને તેજપાળની લાગણી વિશળ ઉપર છે. તેથી તમારૂ અપમાન કરવાની સલાહ એ સ્વાર્થી મંત્રીઓએજ આપી છે માટે તમારે તમારા થએલા અપમાનનો બદલો જરૂર લેવો જોઇએ. આવી આવી અનેક ખટપટોની વાતોથી વસ્તુપાળે લવણપ્રસાદને સમજાવ્યા ત્યાં લવણપ્રસાદ વિચારમાં પડયા. લવણપ્રસાદના મુખ પર ચિંતાની રેખાઓ જણાવવા લાગી. અને પોતાની પાછલી વૃધ્ધ ઉંમરમાં પણ શાંતિ મળે તેવી કોઈ પણ વસ્તુ જણાવવા ન લાગી. ત્યારે વસ્તુ-પાળ બોલ્યો કે આવી અનેક પ્રપંચી લીલાનો વાસ આજે પવિત્ર ભૂમિમાં વસી ગયો છે. માટે નામદાર બહુજ સાવચેતી અને અગમ-ચેતી વાપરજો વખત આવે વધુ પાર ઉતરશે. નાલાયકોને નાચવું હોય તેટલું નાચવા દો. વળી તે લોકોએ તો વિરમને એટલે સુધી કાચા કાનનાને ભંભેર્યો છે કે પોતે પોતાના માતા-પિતાની લાગણી ભૂલી જઈ તે લોકોના હાથમાં રમકડાની માફક રમી રહ્યો છે અને આ બધી જાળ બીછાવનાર ઝેરીલી નાગણ મધૂરીના પ્રેમની લીલા છે. માટે આપ મુંઝાશો નહી સાવચેતી રાખશો, પ્રભુ સૌ સારૂ કરશે.

## પ્રકરણ ૫૪ મુ.

### પ્રપંચોની પોકળતા

વસ્તુપાળની વાત સાંભળી રાણો લવણપ્રસાદ પોતે વિચાર કરી મહાસામંત ત્રીભુવનપાળના મકાનમાં ગુપ્ત વેષમાં બધી ચર્ચા જોઇ અને વસ્તુપાળના વચન ઉપર વિશ્વાસ આવ્યો ત્યાં સામંત ત્રિભુવનપાળ ચમક્યો નચમક્યો ત્રિભુવનપાળ તમારી રાજ્ય તરફની વફાદારી દેશનીકાલ થએલો રાજદ્રોહી જયવન્તસિંહની ચાલાકી કાચી-અકલના વિરમદેવ ને અજાણી સ્ત્રીના પ્રેમ ફસાવી તમારી સ્વારથ મય ભાવનાની કિલ્લેબંધી મજબુત કરવાનો તમારો ઇરાદો મહારાજાની દયાની લાગણી તેમની અને ગેરહાજરીનો જે ઉપયોગ કરી રહ્યા છો તે મારાથી અજાણ્યું નથી. સમજ્યા મહાસામંત, આથી તમને રાજ્ય તરફથી ભયંકર શીક્ષા કેમ ન કરવી જોઇએ. ત્યાં તો જયન્તસિંહ બોલ્યો મને શીક્ષા કરનાર કોઇ માઈનો પૂત હું જોતો જ નથી. ત્યાં રાણા બોલ્યા કે વખત આવે ખબર પડશે. કેમ બેટા વીરમ ત્યાં તો વીરમ પોતે શરમાઇ ગયો અને રાણાના સામે નીચુ મુખ કરી ઊભો રહ્યો.

મહાસામંત ત્રિભુવનપાળને રાણા લવણપ્રસાદે કહ્યું. કે આપ એક રાજ્યના સ્થંભગણાતા અગ્રગણ્ય પુરૂષ વળી મહારાજા સાથે તમારો કેટલો નીકટનો સંબંધ આપ કયા પદ ઉપર છો તે બધું ભૂલી જઈ આપે આજ એક નરપોશાગને ઉત્તેજન આપવા તૈયાર થયા તે તમને શોભે છે ત્રિભુવનપાળ કંઇ પણ બોલ્યા વગર ઊભા રહ્યા. પણ જયન્તસિંહ બોલ્યો કે સ્વામી આપ કે મહાસામંત. આપે પાટણની રાજ્યસત્તા છીન્ન ભીન્ન કરી ધોળકાની રાજ્યસત્તા મ્હારી

તેવા સ્વાર્થી માણસને આ પ્રશ્ન પૂછવાનો અધિકાર હોય જ નહી. વળી આપ અમારા ખાનગી મકાનમાં આવી આપે આપની લાયકાતને ઝાંખપ લગાવી છે.

ત્યાં રાણો બોલ્યો મારો અધિકાર અને મારી લાયકાત હું સારી પેઠે સમજું છું. તારા જેવો દેશદ્રોહી અને રાજ્યદ્રોહી ગુન્હેગાર પાપીની સાથે વાત કરવી તે પણ મને શરમ આવે છે સમજ્યો.

ત્યાં જયન્તસિંહ બોલ્યો કે, ત્યારે શું અમારે વાઘેલાઓની સત્તા સ્વીકારવી. ત્યાં રાણો બોલ્યો કે વાઘેલા તે પણ સોલંકી જ છે. તે તો ઠીક પણ પાટણની રાજ્યગાદીના ઉત્તરાધિકારી તો નહિ જને, જયન્તસિંહ બોલ્યો.

ત્યાં રાણો બોલ્યો આવી વાદાવાદમાં કોઇને પણ લાભ નથી. મહારાજા ભીમદેવે વિરધવળને પોતાનો યુવરાજ બનાવી એ પ્રશ્નનો નિકાલ કર્યો છે; માટે તમો જો ખરેખર સત્યના જ પૂજારી હો અને સાચા રાજ્ય સેવક હો તો તમારે માહારાજાની આજ્ઞાને માન આપી તમારે રાજ્યના સાચા વફાદાર બનવું તેમાં જ તમારી શોભા છે.

એવી ખોટી બાબતનો અમારાથી જરા પણ સ્વિકાર થઇ શકશે નહી. સમજ્યા રાણાજી તો માંહે માંહે લડી મરો, ગુજરાતના ગૌરવનો નાશ કરો દુશ્મનોના ગુલામ બની હાથમાં કંકણ ધારણ કરો કેડ ઉપરથી તલવારનો ત્યાગ કરી હાથમાં ખંજરી લઇ નાચ કરી આવતા દુશ્મનોનું સ્વાગત કરી તમારી બહાદુરીનું લીલામ કરો.

દુનીયા મહીં છે ના છુરી જે કાચને કાપી શકે
જુઓ કણી હીરા તણી પોતા તણુ પોતે હણે
નહી અન્ય ધાતુ કાષ્ટ કે પાષાણ કાપે લોહને
જુઓ છીણી લોખંડની પોતા તણુ પોતે હણે

આખરે રાણો સમજ્યો કે પથ્થર ઉપર પાણી છે. વીરમને આજ્ઞા

કરી કે ચાલ. વીરમ રાણાજી પાછળ પાછળ ચાલ્યો પણ તેનું દીલ તો મધુરીને જોવામાં હતું. મધુરી વીનાં તેના આત્માને જરા પણ શાંતિ નહોતી, પણ મધુરી જોવામાં આવી નહી. હતાશ હૃદયે ચાલ્યો લવણપ્રસાદના બોલવાની અસર મહાસામંત ત્રિભુવનપાળ ઉપર ઘણી જ થઈ કારણ કે તે સરલ હૃદય નોહતો. આખરે થઈ ગએલી હકીકતની વાત પર ભવિષ્યનો વીચાર કરવાની વાતો કરી સૌ સૌના માર્ગે વીખરાયા—



## પ્રકરણ ૫૫ મું

### તેજપાળ અને અનોપમાની તેજસ્વીતા

દેવી અનોપમાની અપુર્વ બુધ્ધિના પ્રતાપે તેજપાળના કાર્યો પણ કેટલી શરળતાથી પાર પડયા હતા. ધોળકાની સમગ્ર પ્રજાનો પ્રાણ તો દેવી અનોપમા હતી. અનોપમાના બોલ ઉપર પ્રજા પોતાનો પ્રાણ આપવા પુરતી તૈયારી બતાવવા બહાદુર હતા. દુખીના બેલી નીરાશાની આશા, વાતનો વીસામો આખા કુટુંબમાં તેમજ રાજ્ય-ગઢમાં તેમ વળી ધોળકામાં બધા પાટણમાં રાણા લવણપ્રસાદના આવાસમાં દરેક ઠેકાણે ગુંચવણ ભરી વાતનો ઉકેલનો રસ્તો લાવવા માટે બધાને અનોપમાની સલાહ ઉપયોગમાં આવતી હતી. અને દરેક ઠેકાણે અનોપમાદેવી એક ગંભીરતાથી તેમજ વીચાર કરી પગલા ભરતી હતી કે કોઈ પણ દીવસ પોતે કોઈને પણ અપ્રીય થઈ નથી.

તેજપાળ તો તેની લાવણ્યમય અને ભાષાની મૃદુતામાં પોતે સર્વ સુખ સમજતો હતો.

અનોપમા જ્યારે પોતાના પતિદેવ તેજપાળની સાથે અગાશીમાં વાર્તાલાપ કરી રહી હતી. તે વખતે અનોપમાની નજર ધોળકાના એક સરોવર ઉપર ગઈ. ત્યાં આગલ બે વ્યક્તિઓ જોવામાં આવી. તરત પોતાના પતિ તેજપાળને કીધું કે નાથ જરા તપાસ કરો કે સરોવરની પાળ ઉપર કઇ વ્યક્તિઓ કઈ જાતના દાવ પેચ ખેલે છે. માટે વિલંબ ન કરો ત્યાં તેજપાળે જોયું અને બોલ્યો કે આટલે બધે દૂરથી તેં શી રીતે જાણ્યું કે કંઈ રાંજ્ય ખટપટની વાત ચાલે છે. નાથ તેતો તેઓના હાથના ઈશારાથી સમજાય તેવું છે. માટે આપ પધારો.

તેજપાળ તરત વેષ પરીવર્તન કરી પોતે ચાલવા માંડયો ત્યાં તો જે વ્યક્તિઓ વાતો કરતી હતી, તે તો બંને વ્યક્તિઓ રાજ્યના સ્થંભ ગણાતા મહેતા ચાહડ અને મહેતા નાગડ હતા. બંને જણુની વાતચીત કરતા હતા કે ખંભાતમાં શંખ સાથેના યુધ્ધમાં વિજય મળ્યો. ચાચીંગ મહેતા અને ત્રિભુવનપાળના મૃત્યુના સમાચાર મળ્યા છે. આ જોતાં તો વિજય ઘણો આકરો ગણી શકાય.

ત્યાં તો નાગડ મંત્રી બોલ્યો કે આવા તો અનેક ભોગો આપવા પડશે અને ભોગ આપ્યા સિવાય ધોળકાનું રાજ્ય સ્વતંત્ર શી રીતે બની શકે હજુ તો આપણે ઘણા બળવાન રાજાઓની સાથે સામનો કરવો પડશે. ત્યાં મંત્રી ચાહડ બોલ્યો કે તે વાત મારા સમજવામાં આવતી નથી. કેવી રીતે આપણે બીજા રાજાનો સામનો કરવો પડશે. ત્યાં નાગડ મંત્રી બોલ્યો કે આપ રાજ્યના કૃપા પાત્ર વળી રાજ્યકર્મચારીમાં આપનું સ્થાન અગ્રગણ્ય જ્યારે આપ આવી રીતે મને પૂછો છો તે નવાઈ લાગે છે તો સાંભળો.

નાના રાજ્યો તો આપણે હરાવ્યા પણ દક્ષીણનો યાદવ રાજા સિંઘણ અને બીજો દીલ્લીનો બાદશાહ. ત્યાં ચાહડે પૂછ્યું કે શું સિંઘણ એટલો બધો બળવાન છે કે તે ગુજરાત ઉપર ચડી આવે ત્યાં નાગડે જવાબ આપ્યો કે સિંઘણ તેને છત્રીશ ગઢ પ્રાંતના અધિપતિને–ત્રિપુર–માળવા–મથુરા–કાશી ઇત્યાદિ રાજાઓને વળી લક્ષ્મીધર તથા બલ્લાળ જેવા મહારથી નૃપતિઓને હરાવી તેના પર વિજય મેળવ્યો છે. તેના સામંતો અને સરદારો તથા સૈનીકો વીગેરે બધા યુદ્ધ વિશારદ તે જો કદાચ ગુજરાત પર ચઢી આવે તો જરા મુશ્કેલ વાતાવરણ ઊભું થતાં વાર ન લાગે.

ચાહડ મહેતા બોલ્યા કે તે બધી વાત સમજવામાં આવી પણ આપણા સામંતો અને સરદારો તથા સૈનીકોના બળનો આ બન્ને મહારથીઓને પૂરેપૂરો અનુભવ છે. તેમાં વળી આપણા મહામંત્રી વસ્તુપાળ અને તેજપાળના બળથી તો તે ધ્રૂજે છે અને તેના વખાણ પોતાના મુખપાઠે કરે છે, અને તે બન્ને બળવાન સત્તાધીશો પણ સમજી ગયા છે. આખા ગુજરાતની સત્તા એક અહિંસાધારી વીતરાગના શ્રાવકો સંપૂર્ણપણે નીર્ભય રીતે ચલાવે છે.

ત્યાં નાગડ બોલ્યો કે હવે આપણે મૂળ વાતપર આવો. આ વખતની લડાઈ વખતે સૈન્યના સેનાપતિની સત્તા આપણે લેવી. કારણ કે બન્ને મહા મંત્રીઓએ તો ઘણી જીતો મેળવી યશ ખાટયો હવે આપણે પણ આપણી બહાદુરી બતાવવી. માટે બધી રીતે મંત્રીઓજ યશ બાંધે તેતો મારા આત્માને ગમતી વાત નથી. માટે દક્ષીણના યાદવ સિંઘણદેવ સાથે થોડા વખતમાંજ યુદ્ધમાં ઊતરવું પડશે તે વખતે આપણે ગમે તે યુક્તિથી સેનાપતિપણું આપણે લેવું અને બતાવી આપવું કે અમારામાં પણ ખાંડાના ખેલ ખેલવાની શક્તિ છે અને મંત્રીઓને થોડા વખત માટે આરામ આપવો.

જો આપણને સેનાપતિ પદ ન આપવામાં આવે અને દરેક વખતે તે બન્ને ભાઇએ જ પોતાની બહાદુરી બતાવવાનો લાભ ઉઠાવે અને આપણામાં જાણે કંઇ પણ જાતનું શૌર્ય નથી તેવી કલ્પના કરે અને આપણને જે પોતાની સત્તાથી ગુલામો બનાવે તે મને બીલકુલ રૂચીકર નથી. શું તેમના બાવડામાં બળ છે અને આપણા બાવડામાં બળ નથી. માટે ચાહડ મહેતા ગમે તેમ કરો. પણ આ વખતની યુદ્ધની જવાબદારી આપણેજ લેવી.

આ પ્રમાણે વાતો કરતા કરતા બન્ને જણ ચાલ્યા આવે છે તેની પાછળ કોઇ ભેદી વ્યક્તિનો પગવર સંભળાય છે ત્યાં ચાહડ મહેતા ચમકયા. ત્યાં તો સત્તાધીશ અવાજે હોકાટો કરી બોલ્યો કે–ઊભા રહો; મહેતા ચાહડ અને નાગડ ત્યાં બંને જણ ચમક્યા. ત્યાં તો તેજપાળને જોતાં જ બન્ને મહારથીએ જરા વિમાસણમાં પડયા. ત્યાં તેજપાળ બોલ્યો કે—તમારી બધી વાત મારા જાણવામાં આવી છે.

મારી અનોપમા દેવીની વાત સાચી પડી. મહેતા ચાહડ અને નાગડ આજથી તમને સેનાપતિ તરીકે તલવાર આપુ છું. તમે જ તમારું પાણી બતાવજો. જો જો પીઠ બતાવી .ભાગી જતા. સત્તાનો લોભ છે તો તે લોભ તમે પૂરો કરો અને ગુજરાતનું ગૌરવ વધારો. પણ જો જો. અધૂરો છલકાય નહિ. બહુજ વીરતાપૂર્વક અને વિચાર પૂર્વક કામ બતાવજો. અને શ્રાવકના ઉપર જે જે વિચારો આવ્યા છે તેનો બરાબર અમલ કરજો.

આ પ્રમાણે તેજપાળ પોતે કટાક્ષ રીતે વ્યંગ ભાષામાં બન્ને મહારથીઓને સમજાવી દીધા અને સેનાપતીનો હોદ્દો આપવા પણ વચન આપ્યું. તેટલામાંજ અનોપમા આવી અને બોલી કે–મહેતાજી

ચાહડ અને નાગડ આપની હૃદયની લાગણી માટે આભાર. પણ સત્તાના લોભ પ્રત્યે મારો તિરસ્કાર છે.

જ્યાં ગુજરાતીઓ આપસ આપસમાં આ પ્રમાણે એક એકના ઉપર ઈર્ષા રાખતા થશે તો જરૂર આપણા ખીલેલા નંદનવન ઉપર એક દિવસ આફત આવશે અને ખીલેલા નંદન વનનો નાશ થશે.

નાથ પધારો મુકામ પર. બન્ને મુત્સદ્દીઓ ચાહડ અને નાગડ કંઈ પણ જવાબ આપ્યા વગર ચાલવા માંડયું અને મનમાં વિચાર કર્યો. આ તે અનોપમા કે કોઈ દૈવીશક્તિ. શું તેની કાર્યદક્ષતા, ધન્ય છે વીરાંગના અનોપમા ! તારા ચર્ણો તો પૂજવા લાયક છે, તું તો જગતની શાક્ષાત્ જગદંબાનો અવતાર છે.

આ પ્રમાણે મનમાં બોલતાં બોલતાં પોતાના મુકામપર નાગડ અને ચાહડ આવ્યા અને તેજપાળે પણ અનુપમાની બુદ્ધિ ઉપર ઘણોજ વિચાર આવ્યો. કયાં શ્યામ અનોપમા અને કયાં ગંભીરતા વગરનો તેજપાલ.[૧]

●

---

૧ નોંધ--વસ્તુપાળના રચેલા મહાન ગ્રન્થોનાં નામ-( નરનારાયણાનંદ) નામનું કાવ્ય. (પ્ર. ગાં. ઓ સી. નં. ૨) ૧૬ સર્ગમાં રચ્યું, તેમાં પોતાનું નામ કર્તા તરીકે કવિ હરીહર અને સોમેશ્વર આપેલ અને નામ વસન્તપાલ રાખેલ છે. વસંતવિલાસ નામનું મહા કાવ્ય. તે કાવ્યોમાં મહાભારતનો તથા કવિ માઘકૃત શિશુપાળ વધના નમુના પ્રમાણે સમાવ્યા છે, તે કાવ્યની રચના વિ. સંવત ૧૨૭૭ ૧૨૮૭ ની મધ્યમાં બનાવ્યું તેમ અનુમાન થાય છે.

# પ્રકરણ ૫૬ મું

## વસ્તુપાળ અને તેજપાળની વીરતા અને ઉદારતા

બન્ને ભાઈઓ પોતપોતાના બાહુબળથી પોતાનું વર્ચસ્વ જમાવી રહ્યા હતા તેમાં પ્રેરણા પૂરનાર શાક્ષાત દેવી અનોપમા હતી. જ્યારે જ્યારે મંત્રીશ્વરોને કોઈ પણ કાર્યમાં ગુંચવણ લાગતી હતી ત્યારે તેઓ કોઈ પણ જાતનો સંકોચ રાખ્યા વગર અનોપમાની સલાહ પૂછતા હતા અને તેજ સલાહથી દરેક કાર્યમાં તેઓને સફળતા મળતી હતી. ત્યારે આ પ્રસંગને અનુસરીને સોમેશ્વર પંડિતે એક કાવ્ય લખ્યું છે.

**आनीतं न्यायतो वित्तं व्यसित्तं धर्मकर्मसु ।**
**यशास्तु जननि स्तुत्यं कवलंयस्यतिष्ठति ॥**

ભાવાર્થ—જગતમાં તેનો યશ ફેલાય છે કે જેને ન્યાયથી ધનનો સંગ્રહ કર્યો હોય અને જે ધન ધાર્મિક કાર્યોમાં વાપર્યું હોય. બન્ને ભાઈઓ જેવા યુદ્ધમાં વિશારદ હતા. તેવાજ દાન પુણ્યના કાર્યમાં પણ અજોડ હતા. આ બન્ને ભાઈઓના દાનનો લાભ એકલા જૈન ધર્મીઓને મલતો અથવા એકલા ગૂજરાતમાંજ હતો એમ નહોતું. દક્ષીણમાં શ્રી શૈલ [શ્રી પર્વતકોચીની પાસે], પશ્ચિમમાં પ્રભાસ, ઊત્તરમાં કેદાર અને પૂર્વમાં કાશી સુધીમાં કોઇ પણ દેવાલય એવું નહોતું કે કોઈ પણ ધર્મ કે વિદ્યાની સંસ્થા એવી નહોતી. કે જેને વસ્તુપાળ-તેજપાલની મદદ મળતી ન હોય. સોમેશ્વર મહાદેવના મંદીરમાં દરવર્ષે દશ લાખ અને કાશી વિશ્વેશ્વરના મંદીરમાં દરવર્ષે એક લાખની ભેટ અપાતી હતી. તે પ્રમાણે દ્વારકાના મંદિરને અને પ્રયાગરાજ

મંદિરને ગંગા તિર્થને તથા આબુ ઉપરના અચળેશ્વર મહાદેવને એક એક લાખ દ્રવ્ય પ્રતિવર્ષ પહોચાડવામાં આવતું હતું.

જાણવા લાયક કે પવિત્ર ગણાતું એવું એક પણ સ્થલ વસ્તુપાળ–તેજપાળની ઉદારતા વગર બાકી રહ્યું હોય, તેમના બંધાવેલા કુવા, વાવ, તલાવ, સરોવર તેમજ જૂના ભાંગ્યા તુટયા પણ હજારોની સંખ્યામાં સુધરાવી તૈયાર કરાવેલો હિસાબ ફક્ત એક પૃથ્વી માતા જાણતી હશે કે વસ્તુપાળ–તેજપાળનું હૃદય જાણતું હશે. ભરૂચમાં પણ ભૃગુ મહાદેવનું દેવાલય પણ પાંચ લાખ દ્રવ્ય ખરચી સમરાવ્યું હતું.

આવી અનેક ઉદારતાનો હિસાબ ગણતાં પણ પાર આવે તેમ ન હોવાથી આટલી ઉદારતા છતાં દેવી અનોપમામાં તેમજ વસ્તુપાળ–તેજપાળમાં જે લઘુતા અને સેવાભાવ હતો તે તો કોઇ અલૌકિક જ હતો.

જ્યારે જ્યારે બન્ને ભડવીરો જ્યારે યુદ્ધના મેદાનમાં નિકળતા ત્યારે આકાશના દેવો પણ આ ભડવીર આત્માઓની શૂરવીરતાપર મુગ્ધ બની જતા અને આકાશની દેવાંગનાઓ પણ પુષ્પવૃષ્ટિ વરસાવતી અને આશીર્વાદ આપતી હતી.

હવે એક વખતના પ્રસંગમાં કંઇ નવિન ઘટના બનવાની આગાહી થવા માંડી. રાણા વિરધવળના કુમાર વિરમદેવ પાટણમાં ગયા તેની પ્રપંચજાળથી ભવિષ્યમાં ઘણુંજ નુકશાન થશે તેવી આ બન્ને મહારથીઓને ચોકસ લાગી રહ્યું હતું અને જરૂર નિમકહરામ જયન્તસિંહની સલાહથી મહા ભયંકર આફત ગુજરાતને વેઠવી પડશે.

આવા વિચારમાં બેઠો છે ત્યાં અનોપમા બોલી કે વડીલ જ્યાં સુધી દુશ્મન રૂપી તલવાર અને કંટક ન હોય ત્યાં સુધી કામ કરવાની મજા અને હિંમત આવે નહીં માટે દુશ્મનનો તો ઉપકાર માનો

કે આપણો મારગ લોકોની દુશ્મનાવટના કારણથી સીધો સરલ અને નીર્ભય બને છે માટે મરદ તો મોતને હથેલીમાં રાખી ને પોતાના જીવન કર્તવ્યના પાશા જગતના મેદાનમાં ફેંકે છે.

પરીણામ આ પાર કે પેલે પાર બાકી તો પ્રભુની પ્રેરણા ત્યાં વસ્તુપાળ બોલ્યો કે દેવી તમારૂ કહેવું યથાર્થ છે. પણ જ્યાં પેટ ફાટયું હોય ત્યાં પાટો શી રીતે બાંધવો. જ્યારે રાજ્યનો માલીક પોતેજ પોતાના બાપનો દુશ્મન થઇ બેઠો ત્યાં શું કરવું. કહેવતમાં કહ્યું છે કે કુસંગાસંગ દોષાણા માટે હંમેશાં નઠારી અને સ્વાર્થી અભીલાષા વાળાની સોબતનું પરીણામ હંમેશાં વિપરીત જ આવે છે ખેર જેવી શાસનદેવની મરજી. આ પ્રમાણે વાતો ચાલે છે ત્યાં તો ઉજ્જૈનનો હરીહર પંડિત પોતાની વિદ્વતાનું ઘમંડ બતાવવા ધોળકાના દરબારમાં આવ્યો. રાજા વીરધવળ પણ પોતાના સિંહાસન પર બીરાજ્યા છે. ત્યાં સોમેશ્વર પંડિતને પણ બોલાવ્યા.

તે વખતે રાણા વિરધવલ આવેલા. ઉજ્જૈનીના પંડિત હરીહરના જ્ઞાનની કીંમત કરવા સારૂ બોલ્યા કે અમે વિરનારાયણ મંદિર કરાવ્યું તેમાં અમારા સોમેશ્વર પંડિતે ૧૦૮ શ્લોક બનાવ્યા છે તે શ્લોકો મંદિરમાં કોતરાવવાના હોવાથી આપ તે શ્લોકો સાંભળો અને આપ અભિપ્રાય આપો. ત્યાં રાજાની આજ્ઞાથી ૧૦૮ શ્લોક સોમેશ્વર બોલ્યા.

ત્યાં એકાગ્ર ચિત્તે પંડિતે ધ્યાનપૂર્વક સાંભળી લીધા પછી બોલ્યો કે નામદાર માફ કરજો તે શ્લોકો તો ચોરેલા છે. ત્યાં રાજા ખસીયાણો પડયો અને સોમેશ્વરને આઘાત લાગ્યો અને હરીહર પંડિતે રાણા સામે બહુજ નમ્રતાથી કહ્યું કે કાવ્ય ઘણું સારૂ. પણ બીજા કાવ્ય પરથી લીધુ છે નામદાર. ત્યાં આખી સભા ઝાંખી પડી ગઇ.

દરબાર બરખાસ્ત કર્યો સોમેશ્વર પોતાના ઉદાસી મોઢે ઘર તરફ પાછો વળ્યો કારણ કે સોમેશ્વરના બનાવેલા ૧૦૮ શ્લોકો તે પંડિત ભર સભા વચ્ચે બોલી ગયો અને આખી સભાનો કબજો લીધો અને બોલ્યો કે ધોળકા તો હજી બાર તેર વરસનું બાળક છે. તેથી તો વિદ્યાનો અભાવ હોય તો શું ખોટું.

સોમેશ્વર વિચારના ચકાવામાં ચડયો છે કોઇ પણ જાતની શુજ પડતી નથી, ત્યાં તેના પત્નિ રેવતીની બા આવ્યાં. અશ્વાસન આપવા લાગ્યા. બીજા અન્ય મિત્રમંડળો પણ અશ્વાસન આપવા લાગ્યાં. પણ સોમેશ્વરને શાંતિ મળતી નથી.

એટલામાં શોભન શીલ્પી આવ્યો ત્યાં તો રેવતી નમ્ર સ્વભાવે બોલી કે આપ જરા મારા બાપુજી પાસે બેસો હું આવું છું શોભનનો સ્વભાવ ઘણોજ શાંત અને ગંભીર હતો તે આવ્યો પંડિત સોમેશ્વરે આવકાર આપ્યો ત્યાં બેઠો એટલામાં અનોપમા દેવીને માલૂમ પડયુ કે પરદેશી પંડિતે આવી સોમેશ્વર પંડિતને ઝાંખપ લગાડી છે. ત્યાં દેવી આવી કાં પંડિતજી શી મુંઝવણમાં છો. પુરૂષ થઈને હિંમત કાં હારો છો. એ ભલે ઉજ્જેનનો પંડિત રહ્યો તો ગૌરવ ભરેલી ગુજરાતનું તેને પાણી જોયું નહિ હોય. માટે આપ શાંતિ રાખો બધુ સારૂ થઇ રહેશે છતાં પંડિતને બાહ્ય શાંતિ જોઈતીજ નહોતી.

ત્યાં તો રેવતી આવી. પધારો દેવી. બેટા તારા બાપુ શું કરવા માગે છે. માતુશ્રી, મારા બાપુ પોતાની રચેલી તમામ કૃતીઓ બાળી ભસ્મ કરવા માગે છે. આખરે તો બ્રાહ્મણને ભલેને પંડિત બન્યા પણ કહેવત કંઇ ખોટી થાય? વિપ્ર બુદ્ધિ જે પાછળ કોધી છે તે કહેનારે ખોટું કોધું નથી. આખરે અનોપમાએ પંડિતવર્યને હીંમત આપી અને બોલી કે—

અતિ ભલા ન બોલના, અતિ ભલા ન ચૂપ;
અતિ ભલા નવ વરસણા, અતિ ભલા ન ધૂપ.

ત્યાં તો અનોપમાએ શોભન શીલ્પીને જોયો. અંતરના ઉંડાણુમાંથી તેના માટે અપુર્વમાન ઉપજ્યું. કેમ શોભનભાઈ ખુશીમાં તો ખરા ? હા દેવી, આપના આશીર્વાદથી આનંદ. હવે આબૂ જવાને કેટલી વાર છે.

ત્યાં અનોપમા બોલી. આપની વારેવાર. ત્યાં રેવતી આવી બા હું પણ આબૂ સાથે આવીશ. અનોપમા સમજી ગઈ કે રેવતી શોભનને ચહાય છે, પણ શોભન તો જગતની કોઈ વસ્તુને ચાહતો નથી. ફક્ત પોતાની મળેલી પ્રભુની પ્રસાદી કળા ને પોતાની કરી બેઠેલો આત્મા જગતના ક્ષણુભંગુર ચીજ પર તલભાર પણુ મોહ રાખતો નથી. આખા ધોળકામાં હરીહર પંડિતના જ વખાણુ થવા લાગ્યાં. અને સોમેશ્વરની નીંદા થવા લાગી.

ત્યાં તો વસ્તુપાળે સમાચાર સાંભળ્યા અને મનમાં વિચાર કર્યો કે, શું ગુજરાતની વિદ્વતા-શું ખંડિત થશે. શું ગુજરાતીઓ આ પ્રમાણે જ બીજાની મશ્કરી સાંભળવા સરજાયા હશે. ના, ના, મારા બેઠા તે કદી પણુ નહી બની શકે.

ત્યાં વિચાર કરી પોતે સોમેશ્વરને મળવા માટે આવે છે અને સોમેશ્વરને કહે છે કે કયાં ગયા તમારા પોથાં અને થોથાં, આમ ને આમ નમાલાની પેઠે બેસી રહી શું આબરૂ ખોવી છે ?

ઊઠ. ઊભો થા, જો ગોરાણી તારી વાટ જુએ છે.

# પ્રકરણ ૫૭ મું.

## વસ્તુપાળની ચાણકય બુદ્ધિ

વસ્તુપાળ સોમેશ્વરના શ્લોકની ખાત્રી કરી પછી આવેલા હરીહર પંડિતની પાસે જઈ બહુ જ આદર ભાવથી વાતચીત કરવા

લાગ્યો અને એટલી બધી આગતા સ્વાગતા કરી કે પંડિતતો વસ્તુપાળ ઉપર ખુશી થઈ ગયો. અને રાણા વીરધવલ પાસેથી પણ સારામાં સારો પોષાક અને ઈનામ વીગેરે અપાવી નવાજ્યો.

ત્યાં વસ્તુપાળે સમય જોઈ વાત કાઢી. આપે અમને વખતસર ઠીક ચેતાવ્યા નહી તો અમે સોમેશ્વર ઉપર જરૂર વિશ્વાસ રાખવામાં ભૂલ કરત પણ જે થયું તે સારૂં થયું. હાં આપે કંઇ નવા કાવ્યનો ગ્રન્થ બનાવ્યો છે. ત્યાં હરીહર બોલ્યો કે હા. નૈષધકાવ્ય બનાવ્યું. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે શ્રી હર્ષે બનાવ્યું છે એવું...ના તે તો બનાવ્યું હશે પણ આ તો મેં મારૂ સ્વતંત્ર બનાવ્યું છે. તો આપ જરા સંભળાવવા કૃપા કરશો ઘણી ખુશીથી. ત્યાં તો હરીહર પંડિતે પોતાના શ્લોકો બોલવા માંડયા ત્યાં વસ્તુપાળ બોલ્યો કે કાવ્ય તો ઘણું સુંદર છે. પણ હવે તો આને પુરેપુરૂં વાંચ્યા સિવાય રાત્રે ઊંઘ પણ નહી આવે આપ કૃપા કરી વાંચવા આપશો, ઘણી ખુશીથી. હરીહરે પોતાનું બનાવેલું નૈષધકાવ્ય વસ્તુપાળને વાંચવા આપ્યું. વસ્તુપાળ તે કાવ્ય લઈ પોતાના મુકામ પર આવી આઠ દશ પંડિતો રાખી રાતો રાત તે નૈષધકાવ્યની નકલ કરી તેના પર અનેક ચીજોનો ઉપયોગ કરી તે કાવ્ય તદ્દન પુરાણું અને જૂનું કાવ્ય છે તેવી રીતની ગોઠવણ કરી. લાવેલા કાવ્યનો ગ્રંથ વસ્તુપાળે પાછો આપ્યો. તે કાવ્યને વસ્તુપાળે પોતાના ખંભાતના પુસ્તક ભંડારમાં મોકલાવી આપ્યું. હવે હરીહર પંડિત સોમનાથની યાત્રાએ જવા તૈયાર થયા ત્યાં વસ્તુપાળે ખંભાત પધારવાનુ આમંત્રણ આપ્યું અને બીજુ પણ કીધુ કે આપ સોમનાથથી પાછા ધોળકા પધારી અમારી સંસ્કૃતિમાં સુધારો કરી આભારી કરશો. કારણ કે સોમેશ્વર પંડિત તો અજ્ઞાન અને ભોદા છે. માટે આપના સહવાસથી અમોને લાભ મળશે અને ગુજરાતની પ્રજા પણ આપણી ૠણી થશે.

આવી મીઠાશ ભરી વાતોથી સ્વાર્થી પંડિત તો અંજાઈ ગયા

પંડિતજી હરીહર ખંભાત પધાર્યા. વસ્તુપાળે એટલુ બધુ સ્વાગત કર્યું કે પંડિત તો ગર્વથી ફુલાઇ ઢોલ થઇ ગયા જ્યારે પંડિતજીનો મુકામ ખંભાતમાં થયો તે વખતે વસ્તુપાળે પોતાનો પુસ્તક ભંડાર પંડિતજીને બતાવ્યો. ભંડાર બતાવતાં બતાવતાં વસ્તુપાળ બોલ્યો કે નૈષધ કાવ્યની કૃતિ કંઇક મારા વાંચવામાં આવી છે. એવુ મને સ્મરણુ થઇ આવે છે ત્યાં તો બધા પુસ્તકો જોતાં જોતાં જ્યાં પેલુ નૈષધ કાવ્ય મૂકયું હતું. તે ગ્રન્થ તરત જ વસ્તુપાળે લીધો અને પંડિતજીને બતાવ્યો અને કીધુ કે હું નહોતો કહેતો કે કંઇક મારા વાંચવામાં આવ્યું છે. ત્યાં તો પંડિતજી આભાજ બની ગયા ત્યાં વસ્તુપાળ બોલ્યો કે તેમાં ચીંતા કરવાનું કારણુ નથી. આ તો અચાનક હાથમાં આવી ગયું આ તો આપણા બે-જણુ વચ્ચેજ આ બાબતની જાણુ છે. માટે આપ મુંઝાશો નહી. શું મંત્રીજી આપે આ મારી કૃતિ. ત્યાં મંત્રી વસ્તુપાળ બોલ્યો કે ગુરૂજી હું જુઠુ બોલતોજ નથી. હા, હા, તમારૂ જ કાવ્ય તે મેં ચોરી કરી નવું બનાવ્યું. શું આપ જેવાને આ શોભે. હા પંડિતજી આખા ગુજરાતમાં મારા જેવો શઠ અને જડ કોઇ નથી.

આપ તો સરસ્વતીના ઉપાસક છો અને વિદ્વાના આશ્રયદાતા છો. તે પણુ છું અને હું વિદ્વાનો પણુ આશ્રયદાતા છું. ત્યાં પંડિતજીને તો વાઢે લોહી ન નીકળે તેવી સ્થીતી પંડિત હરીહરની થઇ અને બોલ્યો કે શું મારી વિદ્યા ખોટી છે ના સાચી હોય તો બોલો કે સોમેશ્વરે જે રચેલા શ્લોકો છે તે ચોરેલા છે કે તેના બનાવેલા છે. બસ મહામંત્રી વસ્તુપાળ મને છોડો તે શ્લોકો તો સોમેશ્વરના જ રચેલા છે અને તેની જ કૃતિ જ છે તો પછી આવી રીતે કરવાનું કારણુ શું હતું. વસ્તુપાળે કીધું ત્યાં પંડિતે પોતાની સર્વ હકીકત સરસ્વતીની પોતાના પર થએલી પ્રસનતા અને આપેલા વચનના લીધે કોઈ પણુ માણુસ તે બોલે તો તરત તેના મુખ કંઠે થઇ જાય.

તેથી જ સોમેશ્વર જે શ્લોકો બોલ્યા હતા તે મેં ધ્યાનથી સાંભળી મેં મુખ-કંઠે કર્યા.

વાહ પંડિતજી શું સરસ્વતીની કૃપાનો આવો ખોટો ઉપયોગ કરી તે વિદ્યાદેવીનું અપમાન કરો છો. ત્યાં હરીહર પંડીત બોલ્યો કે તમને તો હું છોડોશ પણ પેલા મારા ભોળા પંડિતને કોણ છોડાવશે માટે આપ પાછા ધોળકા પધારો. મારા ભોળા રાજાને ફરી દરબાર ભરવાની વીનંતી કરો અને તે ભર દરબાર વચ્ચે આપ સત્ય ખુલાસો આપી કરેલા અપમાનની ક્ષમા માગો નહિ તો સમજી લેશો કે ગુજરાતના કોઇપણ રાજયમાં કે ગામમાં ઉભા રહેવાનું સ્થાન આ વસ્તુપાળ નહિ રાખે સમજ્યા પંડિતજી. ગુજરાતે ગૌરવતા ગુમાવી નથી. ગુજરાતની ગૌરવતા તો કાયમ રહેવાની જ છે. તમારા જેવા લે ભાગુ પંડિતોને તો ગુજરાતનો ભડવીર પોતાના કુડતાના ખીશામાં સાચવી શકે છે. ત્યાં તો પંડિતજી હરીહરભાઈ વસ્તુપાળના આગળ લાચાર બની ગયા પાછા ધોળકા આવ્યા.

રાણા વીરધવલે દરબાર ભર્યો હજારો માણસોની મેદની વચ્ચે પંડિતજીએ પોતાનો ગુન્હો કબૂલ કર્યો અને પોતાને સરસ્વતીએ આપેલુ વરદાન તેની હકીકત સમગ્ર સભા વચ્ચે સંભળાવી અને સોમેશ્વરને નીચા પાડવા માટે જ તેમના બનાવેલા શ્લોકો જે ૧૦૮ હતા તે હું મારા મુખપાઠે કરી અને બોલી ગયો હતો. માટે સભાજન મને ક્ષમા કરે અને ભાઈ સોમેશ્વર પણ મને ક્ષમા કરે. આખી સભામાં આ ખુલાશો થતાંજ ધોલકાની પ્રજાને નવો ઉત્સાહ આવ્યો અને હરીહર પંડીતને વસ્તુપાળે માનપુર્વક વદાય કરી ધોળકાની વહેતી સરસ્વતીને ખેંચી બાંધી. આનું નામ તે બુદ્ધિ અને ચપળતા આ પ્રમાણે રાણાજી દરબાર બરખાસ્ત કરી સૌ પોતપોતાના સ્થાન પર ગયા ત્યાં સોમેશ્વર અને વસ્તુપાળ પણ પોતાના મુકામ પર આવી વસ્તુપાળે–સોમેશ્વરને કીધું કે સાંભળઃ—

ભણતર બધુ ગણતર વીના સૌ નકામુ થાય છે
ચણતર મજબુત હોય નહી તે મકાન તુટી જાય છે
સમજો આ શીખ માહરી ચણતર પાઠ કરી જાણજો
નહી તો ખત્તા ખાઈ જશો માટે વિચારી વિચરજો

આ પ્રમાણે વાતચોત ચાલે છે ત્યાં તો અનોપમા તે બંનેની પાસે આવી ઉભી રહી બધી વાતો સાંભળી. ત્યાં તો બોલી કે વડીલ આ એક ગરીબ બ્રાહ્મણ આપને મળવા આવ્યો છે. ત્યાં બ્રાહ્મણે કીધુ કે આપની બીરદાવલીનું કાવ્ય બોલ્યો ત્યાં આપના માણસે આ મને ફાટેલી પોછોડી ઇનામ આપી છે. તેના ઉપર મેં કાવ્ય બનાવ્યુ છે તે સંભળાવવા માટે મેં અનોપમાદેવીને પ્રાર્થના કરી તો તે મને લઇ આવ્યા—બોલો બ્રહ્મદેવ.

ફાટી પીછોડીના તાર જોતાં કાવ હૃદય હરખાય છે
તુજ દુશ્મન તણી સ્ત્રીઓ તણી આવી દશા થઇ જાય છે
જે તારની પેદાશ પણ કપાસ ફૂલથી થાય છે
પીછોડીની મહત્તા મટી તુજ યશ વિશ્વે ગવાય છે
ધન્ય વસ્તુ ધન્ય તેજપાળ ગૌરવતા ઘર ઘર ભરી
કંઇક દુશ્મન રાજવીની તે તો રડાવી સુંદરી
તે તારે તારમાં તુજ યશની સુવાસ તો પ્રસરી રહી
બ્રહ્મદેવ સામુ બોલતો જોડી તારી જડશે નહી

ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે દેવી અનોપમા ભાઇ લુણસીને કહી આ વિપ્રદેવને બે–હજાર દ્રવ્ય પોષાકમાં આપો. ત્યાં અનોપમાને વસ્તુપાળ પૂછે છે કે દેવી આ કાવ્યનો અર્થ સમજ્યા, ત્યાં અનો-પમા બોલી કે હા આપની પ્રશંસા અને દુશ્મનની સ્ત્રીઓની નીંદા આજ પ્રમાણે સરસ્વતીદેવીની કૃપાનો ઉપયોગ થાય તેમાં શું ખોટું.

કેમ તમને આ પ્રશસ્તી ગમી નહી વસ્તુપાળે પૂછયું. ત્યાં અનોપમા બોલી કે કયાંથી ગમે, વિનોદમાં વિજ્ઞાનનુ પતન થતું હોય ત્યાં શી રીતે ગમે.

ત્યાં વસ્તુપાળ ગમ ખાઈ ગયો. ભાઇ સોમેશ્વર દેવી અનોપમા તો હવે ધોળકામાંથી વિદાય લઈ લાંબા સમય માટે ચંદ્રાવતી જાય છે. ત્યાંથી પાછી ફરશે કે નહી. કારણ કે તેના વગર મને ઠપકો કોણ આપશે. મને જગતમાં જો બીક હોય તો તે પવિત્ર અનોપમા દેવીનીજ. બાકી ધોળકા અનોપમા વગરનું સુનું થઇ જશે મારી હરીયાળી કુટુંબોની લીલી વાડી પણ તેના સીંચન વગર કરમાઈ જશે અને કોઈ વખતે હું પણ મારી સહાસીકતા અને ઉતાવળીયા સ્વભાવથી ઉધાડો પડી જઈશ તો મને કોણ અશ્વાસન આપશે. આ પ્રમાણે ગળગીત સ્વભાવમાં વસ્તુપાળ ડુબી રહ્યો છે ત્યાં અનોપમા તરત ચાલી ગઈ અને વસ્તુપાળ પોતે પણ ગુરૂદેવના વંદન માટે ગયા.



# પ્રકરણ ૫૮ મું.

## અનોપમાનું ચંદ્રાવતી તરફ પ્રયાણ

સેનાપતિ તેજપાળ તો ભ્રગુકચ્છના રાજા સંગ્રામસિંહની સામે યુદ્ધ કરવા માટે પોતાનું સૈન્ય લઇ ગયો હતો. ત્યાં પણ પોતે ઘણું બહાદુરી ભર્યુ વર્તન બતાવ્યુ હતું. આ બધા સમાચાર દેવી અનોપમાને મળતા હતા. સમાચાર જાણી પોતાના પતિ પ્રત્યે તેની અણુ-

હદ ભાવના ઉત્પન્ન થતી હતી. પોતાના પતિને સુખી કરવાને માટે પોતાના હૃદયમાં એક ગુપ્ત વિચાર કરી મૂકયો હતો. અને તે એ હતો કે મારાથી મારા પતિની સંપુર્ણ ભાવના પૂરી થઈ શકતી નથી તો તેમને બીજી પરણાવી તેમની અભિલાષા પૂરી પાડવી તે મારી ફરજ છે.

હવે પોતે ચંદ્રાવતી જવા સારૂ રાણી જેતલબાની રજા લેવા ગઈ. રાણી જેતલબાએ અનોપમાને પોતાની છાતી સાથે દાબી દીધી અને રાણીનું પણ અનોપમાના જવાથી ઘણાજ ઉદાસ થઇ રહ્યા હતા. તેમ રાણા વીરધવલ પણ અનોપમાના જવાથી બહુ જ નારાજ થતા હતા. ધોળકાની સમગ્ર પ્રજા પણ અનોપમાના જવાથી રાજી નહોતી. સૌ કોઈ નાના કે મોટા બાળ કે અબાળ વૃદ્ધ કે યુવાન દરેકને અનોપમાની ખોટ જણાતી હતી અને અનોપમાની ખોટ પૂરી કરે તેવી કોઇ પણ સન્નારી ગુજરાતમાં નહોતી. તે વાતની સંદેહ હતો.

રાણી જેતલબાએ કીધું કે બ્હેન અનોપમા હવે તું તારા પણ તારા તેજપાળનું ધારજે તું તો સાધુડી થઇ રહી પણ શું તારે મારા ભાઇને પણ સાધુ બનાવવો છે. નારે ના બા તમે પણ સાધુડી થાઓને. ત્યાં જેતલબા બોલ્યા કે પૂછ્યું છે તારી રાણાને તેમને મારા વગર ગમતુ જ નથી. અને મારો પોછો રાત કે દિવસ છોડતા જ નથીં; તો બીજી પરણાવો તેમને તો બીજી લાવવાની વાત કહું ત્યાંતો ધોધરે બાઝે છે એમને તો નીવડેલુ ઠામ જોઇએ છીએ તેનુ કેમ માટે તારા રાણાથી તો હું હવે થાકી છું. હશે બા, તે તો સંસારની માયા એમજ ચાલે. ત્યાં બા હવે આપની દીકરીને રજા આપી આશીર્વાદ આપો ત્યાં રાણાએ કીધુ કે અમે પણ હવે અનોપમા ચંદ્રાવતી આવશું. ભલે બાપુ આપ ચંદ્રાવતી પધારશો તો ચંદ્રાવતીની પ્રજા આપનું સ્વાગત કરવા વિજયમાળ ગુંથી રાખશે. માટે

આપ જરૂર પધારશે. ત્યાં રાણાએ અનોપમાને સુંદર પોષાક અને સુંદર શણગારના દરદાગીનાનો દાયજો આપી ઘણીજ ખુશીથી રજા આપી. વસ્તુપાળે પણ રજા આપી તમામ ઘરના તમામ સ્વ-જનોએ રડતી આંખે સૌએ અનોપમાને ચંદ્રાવતી જવાની રજા આપી. જ્યાં અનોપમા પોતાના રથમાં ચંદ્રાવતી જવા સારૂ બેઠી. ત્યાં ધોળકાની તમામ પ્રજાજન અનોપમાને વલોઠાવવા ઘણે દૂર સુધી ગઈ.

તેવામાં પોતાનો દીકરો લુણુસી એક કાગળ વિરમદેવને આપવા સારૂ પોતાની માને આપી ગયો અને અનોપમાએ પ્રથમ પાટણ જવાનો માર્ગ લીધો.

રથ તથા તેના માણસો ધોળકાથી વિદાય લઇ પાટણ આવી આવતાંજ અનોપમાએ વિરમદેવની તપાસ કરાવી ત્યાં તો સમાચાર મળ્યા કે તે તો ગઈ રાતે જ રાણા લવણપ્રસાદે તેમને સાસરે ઝાલોર વદાય કર્યો શા કારણથી વદાય કર્યાં ત્યાં તો સમાચાર મળ્યા કે મંત્રી વસ્તુપાળના કહેવાથી રાણાએ વીરમદેવને વિદાય કર્યો ત્યાં અનોપમા ને વીરમદેવના જવાથો ઠીક ન લાગ્યુ અને પોતાના વડીલ જેઠ વસ્તુપાળના કહેવાથીજ રાણાને વિદાય કર્યા તેથી તેને પણ આગાધ થયો અને વીરમદેવ પણ બન્ને મંત્રીઓના વખત આવે ખ-બર લઇશ.

તેવા શબ્દો બોલેલા તે પણ સમાચાર અનોપમાને મળી ચૂકયા કે ત્યાં તો તેજપાળ સેનાપતી ભ્રગુકચ્છના સંગ્રામસિંહ રાજાને જીતી ગુજરાતની સત્તાની આણ વરતાવી અને દંડ નાયક સ્થાપી તે સીધો પાટણ આવ્યો ત્યાં પોતે અનોપમાને મળ્યો જ્યાં અનોપમાના આગ્રહ પોતાની ઈચ્છા નહિ હોવા છતાં ત્યાં સુહડા નામની કન્યા સાથે અનોપમાએ કંઇ પણ ધામધૂમ વગર લગ્ન

કરાવી અનોપમાએ બન્ને યુગલને ધોલકા વદાય કર્યાં અને પોતે ચંદ્રાવતી જવા વિદાય થઈ.

વળી ચંદ્રાવતીની પ્રજાજનને માલુમ પડ્યું કે ચંદ્રાવતીમાં અનોપમા બહેન આવે છે ત્યાંતો આખી પ્રજાએ બહેન અનોપમાનું ભાવ ભીનું સ્વાગત કર્યું. ત્યાં તો અનોપમાના જોવામાં આવ્યું અને ચંદ્રાવતીની રોણક જાણે તદન કોઈ અનેરી બદલાઈ ગઈ હતી. દરેક યુવાન અને વૃદ્ધના મુખ ઉપર સ્વમાન અને શુરવીરતાની છાયા દેખાતી હતી.

ચંદ્રાવતીનો પુરૂષ કે સ્ત્રી સૌ પોતપોતાના કાર્યમાં મશગુલ હતા. સ્ત્રીઓ પણ પોતાના પતિની બહાદૂરી જોવા માટે તલસી રહી હતી.

ચંદ્રાવતીનો નવયુવાન મોતને પોતાની મુઠીમાં રાખીને ફરતો હતો. વળી ચંદ્રાવતીનો નવયુવાન આજે એકે એક જણુ હથીઆર વાપરતાં શીખ્યો હતો. તલવારબાજી, પટાબાજી, કટારીના દાવ, ભાલાનું વીંઝ વાપણું, તીર કામઠાં વળી મલ્લ કુસ્તીના દાવપેચ અને લાઠી ચલાવતા હતા,

આ પ્રમાણે ચંદ્રાવતીમાં તો ઠામો ઠામ અખાડા ચાલી રહ્યા હતા. વળી દરેક યુવાન ઘોડેસ્વારીમાં હોંશીયાર હતા. કોઈ ઘોડાપર સ્વાર થતી વખતે ટેકાની કે પાવડની જરૂર નહોતી. તરતજ છલંગ મારી પવનવેગે ઘોડાપર સ્વારી કરી ગાઉના ગાઉઓ સુધી જવાની શરતો ચલાવતા હતા.

આ બધુ અનોપમાના જોવામાં આવવાથી અનોપમાની વેંત વેંત છાતી ફૂલવા લાગી અને મનમાં વિચારવા લાગી.

પરમાત્માએ ચંદ્રાવતીની પ્રજામાં નવચેતન આપ્યું અને દરેક દરેકના ચહેરાપર કોઈ અજબ ખુમારી દેખાતી હતી.

આજે ચંદ્રાવતી મટીને આખું ગુજરાત દેખાતું હતું, કારણ કે ારેકે દરેક પ્રજાજન જય ગુજરાત કહી નમસ્કાર કરતો. ચંદ્રાવતીનો ાહેપારી ગમે તે દેશાવર હુંડી લખે તો તેમાં જય ગુજરાત લખી ોતાની સહી કરતો હતો.

આ પ્રમાણે પાંચસો પાંચસો ગાઉ સુધી એકજ ન્યાય, એકજ ોમ અને એકજ શાસન. ન કોઈની રોક ટોક, ન કોઈની જકાત, ા લાંચ કે રૂશવત, ન કોઈ અમલદાર કે અધીકારી પ્રજાનો ભક્ષણ ાને પણ પ્રજાનો રક્ષક બની પ્રજાની સેવા કરે.

આ પ્રમાણે શાસન કોઈએ ગોઠવ્યું નહોતું. રાજ્યે પડહ વગ- ાાવ્યો નહોતો. લાંબા લાંબા હુકમો કાઢયા નહોતા. તેતો આપોઆપ ાાયુવેગે પ્રભુએ બનાવ્યો અને પ્રજાએ વધાવ્યો. બધે એકજ રીત. ાુંગળ અને શરણાઈઓના અવાજ ગુંજતા. દેવમંદિરમાં પણ એકજ ાાદ, એકજ પ્રેમભીની ભક્તિ, નહી નાના મોટાનો ભેદ.

જે લોકોને ગોધરા કે લાટમાં જવાની સ્વપ્ને પણ આશા નહોતી તે ગોધરામાં અને લાટમાં ચંદ્રાવતી તેમજ ગુજરાતના હજારો નવયુવાનો અમુક અમુક હોદ્દા ઉપર આવી રહ્યા હતા.

ચંદ્રાવતીના વહેપારીઓએ ખંભાતમાં જઈ મોટા વહેપારની પેઢીઓ ચાલુ કરી હતી અને કરોડો રૂપીઆનો વહેપાર કરી પરદેશ ફરી અઢળક નાણું કમાતા હતા પણ આ બધી રોણક આપવાનું કારણ જ્યારે અનોપમા પ્રથમ આવી હતી ત્યારે પ્રજાને જે ટાણો માર્યો હતો કે જીવવું હોય તો મરતાં શીખો અને જીવનને જીવન બનાવવું હોય, પવિત્રતા અને નીડરતા શીખો, આટલાજ દેવી અનોપમાના વચન હતાં. તે વચનના બોલ આજે ચંદ્રાવતીની પ્રજાએ સાચા પાડયા.



# પ્રકરણ ૫૯ મું

## પરમાર ધારા વર્ષદેવ

ચંદ્રાવતીનું કામ પતાવી અનોપમા આબૂ ઉપર જવા તૈયારી કરી. ત્યાં તો આબૂ ઊપર બુઢો ક્ષત્રી ધારા વર્ષદેવ મળ્યા, અનોપમાએ નમસ્કાર બોલી કે જય ગુજરાત, પરમારદેવ બેટા અનોપ. જય ગૂજરાત બુઢ્ઢા ધારા વર્ષદેવ, સામો નમસ્કાર આપ્યો. અનોપ અને પરમારદેવ આબૂપર ચાલતા ચાલતા વાતો કરતા હતા. પણ અનોપમા તો શોધતી હતી, પરમાર સોમદેવને પણ સામે દેખાયો નહિ ત્યારે અનોપમાએ પૂછયું કે—

વડીલ સોમ કયાં છે બેટા, તું કશી વાત કરીશ નહિ, સોમે તો મારા કુળનું નામ બોળ્યું છે અને આજે મારી દશા સોમે તો ફજેતી કરી મૂકી છે ત્યાં અનોપમા બોલી કે—

તેવું તે શું સોમે કર્યું છે. બેટા અનોપ, તારા સંઘમાંથી પાછો વળતો સોમ એક નાલાયક ક્ષત્રીયને ન શોભે તેવું પરાક્રમ કરીને આવ્યો છે. કોઇ સ્ત્રીનું હરણ કરીને લાવ્યો છે.

ત્યાં અનોપમા વીચારમાં પડી ગઇ. ત્યાં ફરી પાછો ધારાવર્ષ દેવ બોલ્યા કે તે તો તારા જેઠે હરેલી કોઈ ક્ષાત્રયની દીકરી છે.

આવી રીતનું કારસ્તાન ગોઠવી તે પીશાચ કન્યાએ તેને તેના પ્રેમમાં પાગલ અને ઉલ્લુ બનાવ્યો છે તેથી પોતે આવેશમાં આવી તે કન્યાને પોતે બચાવી લાવીને તે બાળાનો જાણે તે રક્ષણહાર બની ગયો.

ત્યાં તો અનોપમા પણ તે વાતને છેવટ સુધી સાંભળવા ઉત્કૃષ્ટ હતી તેથી બોલી કે તે પછી શું થયું.

તે પછી તે રૂપસુંદરીને સોમે છાનોમાનો તે બાળાને છુપા ગઢમાં પ્રવેશ કરાવ્યો અને સંભાળપૂર્વક તેને ત્યાં રાખી સોમ તેની માતાને વાત કરી કે મારું લગ્ન આ કન્યા સાથે કરવા સારૂ મારા પિતાની આજ્ઞા અપાવો. તેની માએ મને વાત કરી. મ્હારી વૃદ્ધ ઉમ્મરમાં મારા માથે કારમી ફરજ આવી પડી છતાં મેં કંઈ ઉકેલ કરી ખુલાસો આપ્યો કે-

મારી ના નથી પણ થોડો વખત તેને રાખી જો. તેનું મન જો આપણા ઘાસ જેવા જંગલમાં અને પથ્થરના સહેવાસમાં ગમે તો સુખેથી લગન કરજે.

ત્યાર પછી તો સોમ ઘણોજ આકળો અને ઘણો ગુસ્સે થઇને દોટ મૂકતો મારી પાસે આવી ખૂબ રડયો અને બોલ્યો કે,-

બાપુ ! મારી છોકરમતે મને ગધાડો બનાવ્યો છે, આ પીશાચ કન્યા નથી પણ કોઈ કાવત્રાબાજ નીચ વારાંગના છે માટે સાવધાન થાઓ. બાપુ ! તે નાલાયક નીરાધાર નથી પણ તે તો દીલ્લીના બાદશાહ મોજુદીનની કૃપાપાત્ર છે.

તેને સોમ પાસેથી આબુના ગૂપ્ત ભંડારો, વળી છુપા રસ્તાઓ ચોકીઓ, શસ્ત્રભંડારો વિગેરેની હકિકત તમામ જાણી લીધી અને તે ફરવા જતી જતી પોતે નાશવાની તૈયારી કરતી હતી ત્યાં સોમના જાણવામાં આવ્યું અને તે પકડાઈ.

વળી તેની પાસેથી તમામ નકશાઓ, બીજાં; કેટલાંક સાધનો મળી આવ્યાં. તે પછી તો તે નાલાયકે સોમનું બાનું પણ અપમાન કર્યું કે-તું જો દીલ્લીના લશ્કરને આવવા સારૂ તમામ રસ્તો

આપે તો હું તને ગૂજરાતનો મહારાજા બનાવવા માટે વચન બાદશાહ પાસેથી અપાવું.

ત્યાં તો સોમ ગભરાયો, જાણે તેને આબુને ભયંકર રીતે ઉડાવી દેવાની તૈયારી દેખાતી હોય તેવી તેના મનને કલ્પના કરી લીધી, અને તે નાલાયકનો ચોટલો ઝાલી ખેંચી લાવ્યો તે દીવસથી સોમની આંખોમાંથી આંસુ સુકાતાં નથી.

પોતાની થએલી ભૂલના માટે પોતે પ્રાયશ્ચિત કરવા માટે પોતાના પ્રાણુની આહુતી આપવા તૈયારી કરી છે ત્યારથી બેટા અનોપ એક બાજુ સોમ કાંઈ ઊંધું ચતું ન કરી બેસે અને બીજી બાજુ એ પાપીણી પાછી કંઈ છટકી ન જાય તેથી તે બન્નેની સંપૂર્ણ જાપતા વડે ચોકી કરીએ છીએ.

ત્યારે અનોપ બોલી કે—મને તે બાઈ પાસે લઈ જશો. ત્યાં અનોપ જાય છે, તે બાઈને જોતાં યાદ આવે છે. આતો સંઘમાં શ્રાવિકા બની હતી તે. અને પોતાના પતિનું મરણ સાંભળી પોતાના ગામ જવા માટે નીકળ્યાં હતાં તે.

દેવ ! આ તો વિરમદેવે ભગાવેલાં તો નહિ. ત્યાં દેવ બોલ્યા કે તે બોલી હતી કે વિરમદેવે કોઈ બાઇને સતાવી હતી અને તારા જોડે પણ તેના પ્રેમની માગણી કરી હતી.

આ પ્રમાણે અનોપમાએ વાત સાંભળી. પોતે ભયંકર ચીંતાનાં કારણુ જોવા લાગી. ગૂજરાતનું ભવિષ્ય જરૂર બગડશે. નાલાયકે વિષ બરાબર રેડયું છે. નાલાયક સ્ત્રીના માટે કુમાર વિરમદેવને પાટણુ છોડવું પડયું અને ગૂજરાતનો દુશ્મન થયો છે.

અનોપમાને હવે વિરમદેવના અનાડી ચાળાથી તેના પુનરોદ્ધારની આશા બધી ધૂળમાં મળી ગઈ.

આખરે અનોપે પોતાના જેઠ વસ્તુપાળને બધા સમાચાર આપ્યા અને આ પાપીણીને પણ ઘણાજ માન મર્તબા સાથે રાખી હતી. અનોપમા પણ તેની આગ્તા સ્વાગતા બરાબર કરતી હતી. મંત્રીના સમાચાર આવ્યા કે–તેને બરાબર સાચવજો. છટકી જાય નહિ.

●

## પ્રકરણ ૬૦ મું

### તેજપાળ આબુ ઉપર

અનોપમાએ પોતે પત્ર લખી પોતાના સ્વામી તેજપાળને સુહડાને સાથે લઈને આબૂ આવવા માટે આગ્રહભર્યો પત્ર લખી તેડાવ્યો હતો, ત્યાં તેજપાળ સુહડાને સાથે લઇ આબૂ આવ્યો હતો. આબૂ આવવાનું તો તેજપાળનું જુદું કાર્યક્ષેત્ર હતું.

અનોપમા અને તેજપાળ આબૂપર ચઢતાં ચઢતાં અનેક રીતે સ્વામીની સાથે આનંદ અને ગમ્મતની વાતો કરતી જતી હતી. પોતાનો સ્વામી આજે એના હૃદયમાં ભર્યો ભર્યો લાગતો હતો. તેજપાળ પણ અનોપમાની વાતો સાંભળી નવાઇ પામતો હતો અને મનમાં વીચારતો હતો કે–પોતાનાપર શોકય લાવીને આનંદ અને મસ્તીમાં રમનારી આ તો કોઈ અજબ સ્ત્રી છે, તેના પેટના પાણીનું માપ માપવું મુશ્કેલ છે.

અનોપમાને પોતાનો પતિ જાણે આંબાની પાકી કેરીના રસની માફક મીઠાશવાળો લાગતો હતો. ત્યાં તો વસ્તુપાળ માટે અને તેજ-

પાળ માટે એક જ વાત ચાલતી હતી. જૂતીને આબૂના મંદિર બંધાવવા મોકલી અને વસ્તુપાળ તો બે સ્ત્રીઓની સાથે આનંદ અને વૈભવ ભોગવે છે અને તેથી ગ્રહકલેશ મટાડવા માટે જ આ બધી બાબત પટાવી લેવામાં આવી હતી. આ પ્રમાણે બન્ને ભાઈઓ માટે ફક્ત આજ વાત જાણે ચલણી નાણા જેવી થઇ હતી. પણ તેજપાળ તો ખાનગી રાજ્યદ્વારની હકીકત મેવાડ, મારવાડ, દીલ્હી અને સિંધ વીગેરેની મેળવવા માટે જ ખાસ તેનું આગમન થયું હતું. સાથે વીરધવળ રાણા પણ હતા.

ત્યાં ધારા વર્ષદેવ સાથે તેજપાળ મંદિરનું કામકાજ જોતાં અને આબુમાં કઇ કઇ જગાએ ઘાંટી, ખીણ યુદ્ધમાં ઉપયોગં આવે તેવી જગાઓનો ભોમીયો થતો હતો. ત્યાં તો ધારાવર્ષદેવની આજ્ઞા પ્રમાણે ચંદ્રાવતીની આજુબાજુના ગામની તમામ પ્રજા ઘરબાર છોડી પ્રલ્હાદનપુર જઈ વસવાટ કર્યો હતો અને તમામ ગામ નગર ઉજ્જડ કરી નાખ્યા હતા અને દરેક પ્રજાને તુરકનો પોશાક પહેરવા માટે સુચના કરવામાં આવી હતી. આ પ્રમાણે તમામ ગામની વસ્તી દૂર દૂર જઇ વસ્તી જતી હતી, અને ગામ વેરાન જંગલ થઇ ગયાં હતાં.

આ પ્રમાણે તેજપાળે તમામ પહાડ જોયો અને જ્યાં જ્યાં મોરચો નાંખવા જેવો હતો ત્યાં ત્યાં બધી ગુપ્ત ગોઠવણો કરી નાંખી. આખા વિસ્તારમાં ક્યાંય મનુષ્ય જ ન દેખાય. જ્યાં જુઓ ત્યાં વેરાન જંગલ અને ઉજ્જડ જણાય.

આ વખતે સિંધમાં આવેલ મીર શીકારના કાન સુધી પણ નવી નવી વાતો આવવા લાગી તેમ તેમ મીર શીકારની દાઢ ગુજરાત ઉપર આવવા લલચાઇ. અને ગુજરાતના રાણાએ તો ઘણા રાજાની તાબેદારી અને ગુલામી સ્વીકારી. કઇક રાજાઓને ગુજરા-

તણે। પરણાવી. આવી વાતો સાંભળી પીશાચ મીર શીકાર પણ પોતાનું હજારોની સંખ્યાનું બળવાન સૈન્ય લઇ ગુજરાત પર ચઢાઈ કરવા સારૂ નીકળ્યો. જ્યાં જ્યાં મીરને મુકામ થાય ત્યાં તો તમામ ગામ અને ગામડાં ઉજ્જડ અને વેરાન લાગે. ભાગ્યે કોઈ પ્રજાજન દેખાય. ત્યાં તો કોઇ તુરકના વેષમાં દેખાય તો કોઈ ખેતીવાડી કરતો જણાય. ત્યાં તો મીરના માણસો પૂછે કે તમારો પરમાર રાજા ક્યાં છે ? ભાઈ તે તો ક્યારનાએ નાશી ગયા અને પ્રલ્હાદનપુર જઈને વસ્યા. મીરને દરેક રાજાએ ગુજરાતમાં જવાનો રસ્તો કરી આપ્યો. ત્યાં તો મીરનું લશ્કર નીર્ભયતાથી ચાલવા માડયું અને પોતાની સામે હવે કોઇ પણ માથું ઊંચકી શકે તેમ નથી તેમ જાણી સૈનિકો આબુ પહાડની ખીણના રસ્તે આવ્યા. જ્યાં લશ્કર બરાબર આબુના ઘાટમાં આવ્યું ત્યાં તો માનવદળ ઉભરાયું અને નીકળવાનો રસ્તો તરત બંધ કર્યો.

તે સૈન્યના આગેવાન ધારાવર્ષદેવ હતા. જ્યાંથી ગુજરાતમાં જવાનો રસ્તો હતો તે ઘાંટીમાં પણ માનવદળ ઊભરાયું અને તે રસ્તો પણ બંધ કર્યો. તે સૈન્યના આગેવાન તેજપાળ અને રાણા વીરધવળ હતા. જ્યારે મીરનું તમામ લશ્કર ઠાંસી ઠાંસીને ઘાંટીમાં ભરાઈ ગયું તે જ વખતે પહાડ પર પથ્થરનો મારો વરસવા લાગ્યો અને હજારો માણુસનો કચ્ચરઘાણ થઇ ગયો, અને મીરનું લશ્કર તમામ જમીનદોસ્ત થયું. તેના સાધનો રોળાઈ ગયા.

આ પ્રમાણે મીર શીકારની તેમજ તેના સૈન્યની દુર્દશા કરી પાપીને પાપની સંપૂર્ણ શીક્ષા આપી. તે પછી વીરધવળ અને તેજ-પાળ ધારાવર્ષદેવનું સૈન્ય જોવા ચાલ્યા. ત્યાં તો ઘાયલ થયેલા એક સૈનિકને વીરધવળે જોયો. ત્યાં તો સૌરાષ્ટ્રમાં શોચાલયના મંદીરમાં મળ્યા હતા તે વાત યાદ કરી. ત્યારે વાત કરતાં વીરધવળને લાગી

આવ્યું અને બોલ્યો કે આ સૈનિકે તો મને યવનોથી ડરતો દેખી મને ધિક્કાર આપ્યો હતો અને હું મારી ફરજ ચૂકતો હતો, તેમાંથી મને બચાવ્યો હતો ત્યાં નામ પૂછ્યું. ત્યાં તો બોલ્યો કે મારૂં નામ સોમ. તારા પિતાનું નામ ધારાવર્ષદેવ, શું આ જ ધારાવર્ષદેવનો પુત્ર સોમ પરમાર અને આબુની ગાદીનો વારસદાર તે શું અત્યારે સાધારણ સૈનિક ?

આ પ્રમાણે વીરધવળ અને તેજપાળે આબુનો વિજય કરી ધોળકા જવાનો વિચાર કર્યો અને ધોળકાની પ્રજા જે યવનોથી ડરતી રહી છે તેને આજે યવનોની બીક દૂર કરવા માટે હજારો યવનોનાં માથાં–ધડ વિગેરેનાં ગાડે ગાડાં ભરાવ્યાં અને તમામ ગાડાં ધોળકા લઈ ગયા અને હજારોની સંખ્યામાં યવનોના માથા અને ધડ ધોળકાની પ્રજાને બતાવી અને પ્રજાની બીકને દુર કરી. આ માથા અને ધડના ઢગલા યવનોની લાશના દેખી સિધ્ધેશ્વરના મંદિરમાં એક વૃદ્ધ દેવરાજ પાટીલ હતો અને તેણે દુનિયાના તમામ રંગ જોઈ લીધા હતા. હવે કંઇપણ તેના જીવનમાં અભિલાષાન હતી. પોતાના જ હાથે ખાટલો પાથરી પોતાના જ હાથે સુઈ ગયો અને છેલ્લા શ્વાસે પરલોક સીધાવી ગયો.

દેવરાજ પાટીલના મરણના સમાચાર લવણપ્રસાદ રાણાને મળતાં જ બહાદુર રાણો તેના મરણથી દીલગીર થયો અને પોતે કોઇ ન જાણે તેમ સ્નાન કર્યું અને રાણો વીરધવળ તો પોકે પોકે રોયો, તેને ભૂતકાળ યાદ આવ્યો પોતાના પર તેની જે મમતા હતી તે યાદ આવી. પોતે સ્નાન કરી પિતૃવિયોગનું દુઃખ અનુભવ્યું. આ વખતે જ આબુના વિજય પછી પાટણના મહામંત્રીપદે વસ્તુપાળ અને તેજપાળ થયા.

☆

# પ્રકરણ ૬૧ મું.

## વસ્તુપાળની અજબ રમત

પાટણના મહામંત્રી બન્યા પછી પોતે દરેક રાજ્યની સાથે મિત્રાચારી બાંધવાની આશા રાખી હતી. અને ધારેલી ધારણા એ હતી કે કોઈ ઉપાયે દરેક રાજાઓનું સંગઠન થાય તો કોઈ પરદેશી દુશ્મનની તાકાત નથી કે કોઈ કોઈના ઉપર પોતાનો પંજો ઉગામી શકે. પણ તે બાબતમાં તે નિરાશ થયો. તેથી પોતે દિલ્હીના બાદશાહ મોજુદીનની તક આવે મુલાકાત લેવાનો ટાઈમ શોધતો હતો. તે પછી પોતે ખંભાત આવ્યો ત્યાં પોતાના ગુપ્તચરો દિલ્હી હતા તેના સમાચાર આવ્યા કે મોજુદીનની મા મક્કાની હજે જવા સારૂ ખંભાતના દરીયામાં થઈને જશે. આ સમાચાર મળતાં જ વસ્તુપાળે પોતાના કેટલાક વિશ્વાસુ ચાંચીયાઓને બોલાવ્યા અને બધી વાતની સમજ પાડી કે જેવું દિલ્હીથી જે વહાણ મક્કા જવા માટેનું આવે તે વહાણ લુંટી લેશો. ત્યાં તો હજે જવાનુ વહાણુ બરાબર બે ત્રણ દિવસમાં જ આવ્યું અને ખંભાતનો કીનારો થોડે દુર રહેતાં જ વહાણ લુંટાયું. ત્યાં વહાણમાં મુસાફરી કરનાર જે આગેવાન હતો તે પોક મૂકતો આ વસ્તુપાળ પાસે આવ્યો. ત્યાં તો વસ્તુપાળે ઘણા જ વિવેકથી વાત કરી.

પોતે પણ દીલગીરી બતાવી. અને કીધુ કે આપ ચીંતા કરશો નહી તમારો લુટાએલો માલ પાઈએ પાઇનો લાવી આપીશું. કારણુ કે અમારી હદમાં જે લુંટ થાય તેની જવાબદારી અમારી છે. આપ બે ફીકર રહો. ત્યાં આવેલો માણુસ બોલ્યો કે વહાણુ લુટાયુ તેની

ફીકર નથી, પણ તે વહાણમાં તો દીલ્હીપતીની અમ્મા છે અને તે મકકે હજ કરવા જાય છે.

ત્યાં વસ્તુપાળે બરાબર દેખાવ કર્યો અને બોલ્યો કે શું બાદશાહ સલામતની મા છે આપ શું બોલો છો.

મહેરબાન શું મશ્કરી તો કરતા નથી: નહીં મુરબ્બી હું સાચુ જ કહું છું કે મારી સાથે હું અમ્માને મક્કા હજ કરવા લઈ જાઉં છુ. વાહ ભાઈ વાહ આપે પણ હદ કરી. આમ છાનામાની રીતે દીલ્લીના બાદશાહની જનેતા ખંભાત આવે અને આપ અમને ખબર પણ ન આપો. આ તે કયાંનો ન્યાય શું તમારે અમારૂ નાક કપાવવું છે. ચાલો કયાં છે માતુશ્રી. ત્યાં તરત વસ્તુપાળ જઈને બાદશાહના માતુશ્રીના ચર્ણોમાં ઝુકી પડયો.

અમ્મા–અમ્મા આપે તો અમારૂ તદ્દન ખરાબ દેખાય તેવું કર્યું. આપ જેમ બાદશાહ સલામતની અમ્મા છો તેમ તમે અમારી પણ મા છો. આપ આમ ગુપ્ત રીતે જાઓ તેમાં આપે અમારી કંઇ ઈજ્જતનો ખ્યાલ કર્યો હતો. પ્રથમથી જો આપ આવવાના છો તેવો માલુમ હોત તો અમારા ખાસ વહાણ આપની સેવામાં હાજર કરત.

મંત્રીની વાત ઉપર તો બાદશાહની મા તો ખુશી ખુશી વાહ વાહ માતુશ્રી આપને હજુ પણ અમારા માટે અવિશ્વાસ. હવે તો આપ અમારા મહેમાન થાઓ અને આપનો લુંટાએલો તમામ માલ અને હજમાં મુકવાની જે જે ચીજો લુટ ણી છે તે તમામ આપને જ્યાં સુધી લાવી ન આપુ ત્યાં સુધી મારે ખાવા પીવાની પ્રતીજ્ઞા છે. મંત્રી પોતે કેટલું સાચુ બોલે છે તે સારી પેઠે સમજતો હતો. ત્યાં પોતાના મનને બીક હતી જો કદાચ અનોપમા આ પ્રપંચ જાણશે તો જરૂર ઠપકો આપશે. પણ કંઈ નહી ઈતીહાસમાં જે

લખાવવાનું હશે તે લખાશે. પણ મારી પોતાની પવિત્ર ભાવના તો એ છે કે મારા ગુજરાતની ગૌરવતા કાયમ રહેવી જ જોઇએ.

અમ્મા તો વસ્તુપાળની વાક્ય ચાતુરી ઉપર આફ્રીન થઇ ગઈ અને વસ્તુપાળને ત્યાં મહેમાન થવાની હા કહી ત્યાં તો લુટાએલો તમામ માલ કરેલી ગોઠવણ મૂજબ તમામ પાછો આપ્યો. અને જેને માલ લુટયો હતો તે લોકોને અમ્માના પગે પડાવ્યા અને માફી મંગાવી.

અમ્મા પણ મંત્રીની મહેમાનગતીથી ખુશી ખુશી થઇ ગઈ. ત્યાં વસ્તુપાળે પોતાની પ્રીયા શોખૂમતીને આજ્ઞા કરી કે અમ્માની પગચંપી તારે કરવાની છે.

પગચંપી તો કરવા સારૂ કોઈ મલ્લને બોલાવોને જેવી સદીકની કરી હતી તેવી. અરે ભૂંડી બોલતો બંધ થા. શું અત્યારે વિનોદનો પ્રસંગ છે.

ગૂજરાતની જાહોજલાલી ટકાવવા ખાતર વસ્તુપાળે તો બાદશાહ મોજુદ્દીનની માનું દીલ એવું જીતી લીધું કે, તેનું વર્ણન થઇ શકે તેવું નથી.

ત્યાં તો બાદશાહની માને વાજતે ગાજતે વહાણ પર મુકવા આવ્યા. અને હજારો માણુસની હાજરી પણ તે વખતે બંદર ઉપર મુકવા આવી હતી. લલિતા અને શોખૂ ઉપર તો અમ્મા ખુશી ખુશી થઈ ગયા હતા. ત્યાં વસ્તુપાળે અમ્માની સાથે મક્કાની દર્ગામાં ચોડવા સારૂ સુંદર શીલ્પ કળાનું અલૌકીક કોતરણીવાળું આરસનું તોરણ મોકલ્યું. તે તોરણને પણ વાજતે ગાજતે વહાણમાં પધરાવ્યું. સાથે કારીગરો પણ તોરણને ચોડવા સારૂ મોકલ્યા. વહાણ વદાય થતાં પહેલાં વસ્તુપાળ બોલ્યો કે આપ પાછા આવવા માટે વચન આપો.

અમ્માએ વચન આપ્યું. મક્કા જઈ આવ્યા, અને અમ્મા

પાછા ખંભાત આવ્યા. મંત્રીના પર અમ્માતો ખુશી ખુશી થઇ ગયા. અમ્મા તો દીલ્લી પહોંચ્યા ત્યાં બાદશાહ મોજૂદીને અમ્માને પૂછયું કે મારા મક્કા જતાં કોઈ પણ જાતની અડચણ તો નહોતી પડી. ત્યાં તો અમ્માનો વસ્તુપાળના વખાણ કર્યા કરે શું ગૂજરાતના મંત્રી શું તેની સ્ત્રી લલિતા અને શોખૂ. શું તેનો પ્રેમ. અરે અમ્મા હું જે પૂછું છું તેનો જવાબ તો આપ.

બેટા શું જવાબ આપું તેના જેવો દીલાવર અને નેક માણસ મેં કોઈ દીઠો નથી. બેટા મારી સાથે મક્કા સુધી આરસનું તોરણ મોકલ્યું હતું.

અને તે તોરણ ઘણું જ કીંમતી હતું શું તેનો આપણા મહજબ ઉપર તેનો ત્યાં બાદશાહ બોલ્યો કે તું તેને સાથે કેમ ન લાવી. બેટા તુ મુલાકાત લઇશ ખુશીથી તો હું મારી સાથે લઈને આવીશું ત્યાં બાદશાહ વસ્તુપાળને તેડવા માટે સરદારો અને અમીરોને મોકલે છે ત્યાં વસ્તુપાળ પોતાના મોભાને છાજે તેવો દબદબાભર્યો પોષાક પોતાની લોખંડી કાયા અને દેખાવડો જાણે કોઇ મહારથી આવ્યો તેવી રીતે બાદશાહ સલામત ને: કુરનીસ કરી સલામ ભરી આશન ઉપર બેઠો ત્યાં તો વસ્તુપાળની વાકય ચાતુરી અને તેની બોલવાની છટાથી બાદશાહનો આધીન થયો અને બોલ્યો કે મંત્રીજી આપે મારી માતુશ્રીની જે સેવા બજાવી છે તેના માટે આપ કંઈપણ માગો નામદાર માગવાનુ તો એક:છે આપ ગુજરાતની દોસ્તી બાંધો ત્યાં બાદશાહ બોલ્યો કે અમે દોસ્તી બાંધવા નથી આવ્યા પણ શાસન કરવા આવ્યા છીએ. દોસ્તીમાં અમારી તલવાર મારી દોસ્તી મારો કયો વારસદાર સાચવશે. ત્યાં તો વસ્તુપાળ બોલ્યો કે ગરીબ પરવર ભવિષ્યની વાત તો ભવિષ્ય ના બન્ને બાજુના વારસદાર ઉપર છોડો આતો મારી અને તમરી હયાતી સુધીનીજ વાત છે. ત્યાં બાદશાહે વચન આપ્યું અને ગુજરાતની દોસ્તી કાયમ કરી ત્યાં બાદશાહ બોલ્યો કે બીજુ

પણ માગો તો નામદાર આપના તાબાની મમ્માણી ખીણમાંના પાં
આરસના ટૂકડા ત્યાં બાદશાહ હસ્યો આ વાણીયો શું માગે છે જે
મીરશીકારના હજારો યવનોના માથા ધડથી જુદા કરી ગાડે ગા
ભરી ધોલકામાં ઠલવનારા શું મારી પાસે પાંચજ પથ્થર માગ્યા તે
કહી હસવા લાગ્યો ત્યાં બાદશાહ બોલ્યો તારા માટે તારા બાળ
માટે મમવર ગુર્જરેશ્વરીની કૃપાથી મારે ત્યાં કોઈ જાતની કમીન
નથી. મારે જે જોઈતુ હતુ તે આપે આપ્યું અને મને નહાલ કર
આરસના ટુકડા માટે બાદશાહે કીધુ કે શું કરીશ.

જહાંપનાહ–આપના આપેલા આરસના ટૂકડાની પાંચ પ્રભુન
મુર્તી કોતરાવીશ. અને તેને મારા આબુ દેલવાડાના મંદિરમાં પધરાવ
ને પ્રતિષ્ટા કરાવીશ. તેના લેખમાં પણ લખાવીશ કે બાદશાહ મોજ
દીનની આપેલી ભેટ એ શું મારા બનાવેલા મંદિરમાં આપને
ભવિષ્યનો વારસદાર કયો ભાગશે.

ત્યાં બાદશાહ હસ્યો, આખરે આનંદની સાથે ત્યાં છૂટા પડ
જાય છે ત્યાં વસ્તુપાળ બોલ્યો કે આપે જાસુસી કરવા મોકલેલ
ચંદ્રપ્રભાને આપ નામદારને પાછી સોંપવા મારી સાથે લાવ્યો છું. ત્
વસ્તુપાળે તમામ હકીકત ચંદ્રપ્રભાની કહી આખરે બાદશાહે ન સંઘર
અને ચંદ્રપ્રભાનો ન્યાય કરવા સારૂ મંત્રી વસ્તુપાળને સોંપી ત્
આનંદ અને પ્રેમ વચ્ચે મીત્રાચારી કાયમની થઈ અને વસ્તુપા
પોતાની કુનેહભરી રીતથી દીલ્હીના બાદશાહને વશ કરી ગુજરાતં
ટકાવી રાખી હતી.



# પ્રકરણ ૬૨ મું

## અનોપમાની ભવ્યતા અને લુણવસહિનુ મંદિર

દરેક કાર્યથી નીવૃત બનેલી અનોપમાના હ્રદયમાં હવે એકજ તમન્ના બાકી રહી છે અને તે એ પોતાના જેઠ લુણિંગની મરતી વખતની આબૂ પર ભવ્ય મંદિર બંધાવી તેમાં પ્રભૂ મૂર્તિ પધરાવવાની હતી તે મંદિર કરાવવાની શરૂઆત શોભન શીલ્પીના શુભ હસ્તે વીક્રમ સંવત ૧૨૮૬માં શરૂઆત કરી. મંદિરનુ કામકાજ ઘણું જ ધમધોકાર ચલાવવા માંડ્યું. હજારો શીલ્પીઓ અને મજુરો વીગેરે સૌ કોઇ અનોપમાની આજ્ઞાનુસાર મંદીર સુંદરમાં સુંદર બનાવવાના કાર્યમાં ઓતપ્રોત થઇ રહ્યા હતા. જ્યારે કડકડતો શીયાળો આવ્યો કામમાં જરા શીથીલતા આવી ત્યારે અનોપને ચીંતા થઇ કે મંદિર ક્યારે પૂરૂ થશે ત્યાં શોભન શીલ્પીને બોલાવ્યો ભાઇ શોભન આ પ્રમાણે કામ ચાલશે

---

નોંધ વસ્તુપાળ કવિઓનો આશ્રયદાતા હતો. અને તેની કવિઓ પ્રત્યે એટલી બધી લાગણી હતી કે સોમેશ્વર પંડિતે વસ્તુપાળ માટે શ્લોક લખ્યો છે.

**सूत्रकृति कृत्तापूर्व दूर्गासिहेन धीमता**
**विसूत्रे तु कृता तेवां वस्तुपाळे न मंत्रिणा**

ભાવાર્થ પુર્વકાળમાં બુદ્ધિમાન દુર્ગસિંહે સૂત્રોમાં ( વ્યાકરણના સૂત્રોમાં ) વૃતિ વાખ્યા કરી હતી. પરંતુ અદ્‌ભૂત તો એ કે વસ્તુપાળે વિસૂત્રોમાં ( સૂત્રોની રચના કર્યા વગર પણ ) વૃતિ ( આજીવિકા ) કરી આપી.

નોંધઃ અરિસિંહનો પિતા લવણસિંહ હતું તે પણ વસ્તુપાળનો આશ્રિત હતો તેણે સુકૃત સંકીર્તન નામનુ ૧૧ સર્ગનુ ૫૫૫ શ્લોકનું

તો મંદિર વર્ષોના વર્ષોમાં પણ પૂરૂ નહી થાય ત્યારે શોભન બોલ્યો કે-દેવી દરેક કારીગર-દરેક મજૂર કોઈ પણ જાતની આળસ રાખ્યા સિવાય ચોવીશે કલાક મજૂરી કરે છે. પણ તમો જાણો છો તેમ શીથીલતા આવવાનું કારણ શીયાળાની ઠંડી તેથી કારીગરોના ટાંકણાં કામ કરવા હાથ ચાલી શકતા નથી. માટે આપને ઉતાવળથી મંદિરનું કામ કરાવવું હોય તો મારી સૂચના સાંભળો. ઠીક લાગે તો તે પ્રબંધ કરશો. ત્યાં દેવી અનોપમા બોલી કે ખુશીથી તમારી સૂચના સમજાવો તો શોભને પોતાની સૂચના રજુ કરી. દિવસ અને રાત-પાલીના માણસો જુદા રાખો તે લોકો માટે રસોડા ચાલુ કરો. નાના બાળકોને રાખવા માટે નાના ઘોડીયા બાંધવાની સવડ કરો વળી દરેક મજુરને પોતાનો ખાવા પીવાના માટે પણ રસોડામાંજ ચાલુ પ્રબંધ કરો. ટાઢમાંથી બચવા માટે સઘડીઓ ચાલુ કરો.

આ પ્રમાણે સૂચના થતાંની સાથે જ અનોપમાએ તરત દરેક બાબતનો પ્રબંધ કરી દરેક કારીગર અને મજુરને તમામ જાતની

---

મહાકાવ્યમાં વસ્તુપાળે કરેલા સુકૃત્યોના વર્ણનરૂપે બનાવ્યું. (વ નં. ૧૭૮૬ વિષયવર્ણન ઈ. એ. ૨૩ પૃષ્ટ ૪૭૭ થી ૪૯૫ સુધી

નોંધ અમરચંદ નામના શીઘ્ર કવિનો એક રમૂજી પ્રસંગ વસ્તુપાળના માટે એક સ્થલે નોંધાયો છે. વ્યાખ્યાન કરતાં એક શ્લોક બોલ્યાઃ—

**अस्मिन सारे संसार सारं सारंग लोचना**

આ સંસાર સંસારમાં મૃગનયની સ્ત્રીઓ સાર રૂપ છે. ( આ વખતે મંત્રી વસ્તુપાળ વંદન કરતા આ શબ્દો સાંભળતાજ પોતે વંદન ન કરતાં પાછો ચાલવા માંડયો. ત્યાં બીજી લીટી અમરચંદ બોલ્યાઃ

**यत्कुक्षि प्रलवा पते वस्तुपाळ लवःदशा**

કે જેની કુક્ષીથી હે વસ્તુપાળ તમારા જેવા જન્મ્યા.

વસ્તુપાળના કવિઓ પ્રત્યે ઉદારતા એટલી બધી હતી કે તે લઘુ ભોજરાજ કહેવાતો સોમેશ્વર-હરીહર અરિસિંહનો ખાસ આત્મ-યદાતા હતો અને દામોદર નાનક જયદેવ મદન વિકલ કૃષ્ણસિંહ શંકરસ્વામી સોમાદિત્ય કમાલાદિત્ય વિગેરેનો ખાસ આશ્રયદાતા હતા.

સગવડ કરી આપી અને કામ ધમધોકાર ચલાવવા માંડયું. શોભન દેવ આળસનો ત્યાગ કરી સ્વસ્થ બન્યો. જેમ માખણનો પેંડો કોતરે તેમ પથ્થરમાં ટાંકણા મારી નકસી કોતરવા લાગ્યો. જે જે નમુનાઓ બનાવતો હતો તે તે નમુના જાણે જીવતા અને જાગતા જેવા દેખાતા ન હોય. ત્યાં વસ્તુપાળ પણ દીલ્લીનું કામ પતાવી આવતા અનોપમા દેવીએ વસ્તુપાળને કહાવ્યુ કે આપ દેલવાડે થઈને જશો. ત્યાં વસ્તુપાળ આવ્યો. જાણે બન્ને આત્માઓના વચમાં જાણે કોઈ શરત મુકાતી ન હોય. અનોપમા જાણે ધર્મની દેવી અને પ્રભુ પરાયણ ના ભક્તિ માર્ગના કાર્યમાં કુશળ બની અને પ્રભુ મંદિર બનાવવા નવિ ભાવનામાં ગુંથાણી અને વસ્તુપાળ પ્રજાના મન મંદિર રચવામાં ગુંથાયો. ત્યાં વસ્તુપાળે મહેનતુ અને મજૂર માણસોના માટેની સુંદર તમામ જાતની સગવડતા જોઈ અનોપમાને ધન્યવાદ આપવા લાગ્યો. ત્યાં તો લક્ષ્મીદેવી અને પૃથ્વી દેવીના વચમાં હોડ ચાલી. પૃથ્વી બોલી કે તારી જેટલી શકિત હોય, તેટલી આણુ ઉપર ઠાલવજે તેનો તમામ ભાર મારી પીઠ ઉપર ઝીલીશ. ત્યાં લક્ષ્મી બોલી કે હું એટલી બધી લક્ષ્મી ઠાલવીશ કે જોઉ છું કે તુ કેવો ભાર ઝીલી શકે છે. ત્યાં તો લક્ષ્મીદેવીએ લક્ષ્મી સરીતાઓ બન્ને બાજુ વહેતી મુકી દીધી છે. હવે એમાથી કોણ થાકે છે તે જ જોવાનું કામ તો પ્રેક્ષકનું છે.

ત્યાં વસ્તુપાળે બધાની સગવડ જોઈ પણ અનોપમે બધાનો વિચાર કર્યો પણ આ શ્રમ જીવનો વિચાર કર્યો ત્યાં અનોપમાના હૃદયમાં છુપો આનંદ થયો. મેં તો ઘણું કીધું ત્યારે તે તો બોલે છે હું કોણે પરણું. કળા ને પત્નીને ત્યારે હું બોલી શકતી નથી. હું જાણું છું કે બ્હેન રેવતીનો પ્રેમ આ શ્રમ જીવ શોભન શીલ્પી ઉપર અપાર છે. પણ શોભનતો કળા દેવીને જ પરણી ચૂકયો છે અને કળામાં જ મસ્ત બની રહ્યો છે. અહિં તો તેનું મન ખુશ ખુશ લાગે છે. જેવી શોભનની મરજી.

તેમ કહી વસ્તુપાળ દેલવાડેથી અચળગઢ ઉપર ગયા. ત્યાં

અનોપમા પણ સાથે જ હતી. ત્યાં તો વસ્તુપાળને સમાચાર મલ્યા કે, દીલ્હીના મોજૂદ્દીનની મિત્રતા બંધાણી તેને માટે વસ્તુપાળને માન આપવા માટે વિજય મહોત્સવ ઉજવવાનો નક્કી થયો છે અને આખી ગુજરાતના અગ્રગણ્ય સરદારો અને સામંતો અને શુભટો અને રાજાઓ બધા ભેગા થયા છે. ત્યાં વસ્તુપાળે ધારા વર્ષ દેવને ચંદ્રપ્રભા માટે મોજૂદીન સાથે જે.

વાતચીત થઇ હતી તેનાથી વાકેફ કર્યો. આ ચંદ્રપ્રભાની બાબતમાં ત્રણે ત્રીપૂટી સાથે મળી. વાતચીત કરતા હતા ત્યાં ત્રણેના વિચારો અનુકૂળ થતાં બંધીખાનાના દરવાજા ખોલી નાંખવામાં આવ્યાં. ચંદ્રપ્રભાને બહાર બોલાવી વસ્તુપાળ બોલ્યો કે—

દીકરી! તારે જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં ખુશીથી જા. તને હવે જવાની છુટ છે પણ જોજે. દીલ્લીપતિની હદમાં ભૂલેચૂકે પગ મૂકોશ નહિ. ત્યાં ચંદ્રપ્રભા બોલી કે–

શું તમને બાદશાહ સલામતની બીક લાગે છે, ના ના તું પણ તારાથી થાય તે કરી લેજે. જરા પણ પાછી પાની કરીશ નહિ. પણ હું તો મોજુદીત સાથે જે વાતચીત થઇ છે તેથી જ કહું છું કે જો દીલ્લી જઇશ તો નરકનાં દુ:ખો ભોગવવાં પડશે, માટે જા બ્હેન જા. પણ ઊભી રહે તને આબુ ઉપરથી હેઠે ઉતરવાનો રસ્તો કોણ બતાવશે. ત્યાં ધારાવર્ષ દેવ બોલ્યો કે સોમ બતાવશે.

જે લાવ્યો તેજ મૂકવા જશે. અનોપમા બોલી કે વડીલ! આ શું. ત્યાં ધારાવર્ષ દેવ બોલ્યો કે તે પછી જ સોમ પરમાર બની શકશે. નહીં તો તેના માટે નવખંડ ધરતી છે, ગમે ત્યાં સ્થાન લેશે.

ત્યાં સોમ પણ પિતાની આજ્ઞા સ્વિકારી પોતે શસ્ત્ર સજીને ચંદ્રપ્રભાને મૂકવા ચાલ્યો. ત્યાં વસ્તુપાળ ધારાવર્ષ દેવને લઇ પાટણ જવા તૈયારી કરી ત્યાં વચમાં પ્રલ્હાદનપૂરથી પ્રલ્હાદદેવ પરમારને પણ સાથે લીધા. ત્યાં તો રસ્તામાં તમામ સમાચાર વસ્તુપાળને મળતા ગયા. દરેક રાજાઓ અને તેના પ્રતિનીધીઓ ગૂજરાતના પાટનગર પાટણમાં વિજય મહોત્સવ ઉજવવા સારૂ આવ્યા છે ત્યાં સોમેશ્વર પંડિતના સમાચાર આવ્યા કે—

વસ્તુપાળ ! આપ જ્યારે રાજાને મળવા આવો ત્યારે લોઢાનું કવચ પહેરીને આવશો, કારણ કે રાજા તમને એવા બાથમાં ભીડી દેશે કે તે તમો છુટી નહિ શકો, ત્યાં વસ્તુપાળ પણ સમજી ગયો. હવે કોઈ જાતની આ જીવનને અભિલાષા નથી તેમ કોઈ પણ જાતની નીરાશા નથી. વળી બધા આવેલા મહેમાનો ફક્ત આપણીજ વાટ જોવાય છે માટે વહેલા પધારશો

ત્યાં વસ્તુપાળ બોલ્યો કે–રાજાની બાથ જીરવવાની તાકાત પ્રભુ આપશે. અને તેમના બાહુપાશમાં સમાવવાનું માન પણ વસ્તુપાળને મળશે.

બાકી તો હવે આ જીવનમાં કોઈ પણ બાબતની તમન્ના બાકી રહી નથી. માટે હવે તો પ્રભૂ ભજનમાંજ આત્માને જોડરો.

અનોપમા પણ પોતાના જીવનની ભાવનાની ભવ્યતાની કાર્કીદી બતાવી પોતાનુ જીવન ધન્ય કરતી રહી છે અને પોતાનું કર્તવ્ય પોતે તદન આળસ પ્રમાદનો ત્યાગ કરી ચલાવી રહી છે.



# પ્રકરણ ૬૩ મું

## મંદિરની વ્યવસ્થા

આબુ ઉપર દેલવાડામાં અનોપમાએ કામકાજ ખૂબ જ બુદ્ધી પુર્વક ચલાવવા માંડ્યું. તેમાં શોભનદેવ પણ પોતે તમામ પ્રમાદને ત્યાગી દઈ ફક્ત પ્રભુની મૂર્તિઓ ઘડવામાં જ મશગૂલ હતો. ન ખાવાની કે ન પાણી પિવાની કે ન ઊંઘવાની પરવા હતી. મંદિરની રચના. ઉતમ પ્રકારની કોતરણીવાળો આરસપહાણનો ગભારો,

ગૂઢ મંડપ, નવ ચોકીઓ રંગ મંડપ, બલાનક (દ્વાર મંડપ) ખત્તક (ગોખલા) જગતિ (ભમતી) ની દેરીઓ વળી હસ્તિ શાળા વીગેરેથી શુશોભીત અદ્ભૂત કોરણીવાળુ પ્રભુ નેમનાથનું મંદિર લગભગ સાડા બાર ક્રોડ રૂપીઆ ખરચી તૈયાર કરાવ્યુ. આ બધી મહેનત અનોપમાની હતી. તે મંદિરનું નામ રાખ્યું લુણીગવસહિકા જેમાં નેમ પ્રભુના મંદિરની પ્રતિષ્ટા (પોતાના પિતૃ પક્ષના ગુરૂ) નાગેન્દ્રગચ્છના મહેન્દ્રસૂરિ, શાંતિસૂરિ આનંદસૂરિ, અમ્મરસૂરિ, હરિભદ્રસૂરિના શિષ્ય વિજયસેનસૂરિના શુભ હસ્તે સંવત ૧૨૮૭ના (ગુજરાતી ફાગણ) માસ (ચઇતર વદ ૩) ત્રીજને રવિવારે બહુ આડંબર અને ધામધૂમથી કરાવી હતી. તે પ્રતિષ્ટા વખતે આબુ ઉપર લાખ્ખો માણસની મેદની ભેગી થઇ હતી. તે વખતે ચંદ્રવતીપતિ શ્રી સોમસિંહ તેમના પાટવી કુમાર કૃષ્ણરાજ વિગેરે કુમારો, રાજ્યના બધા અધિકારીઓ ચંદ્રાવતીના સ્થાનપતિના ભટ્ટારક વિગેરે ગૂગુલા બ્રાહ્મણ સમસ્ત મહાજન તથા અર્બુદાચળ ઉપરના અચળેશ્વર, વીશષ્ઠ, દેઉલવાડા ગામ, શ્રી. શ્રી માતા, મહણુ ગ્રામ, આબુય ગ્રામ, ઓરાસા ગ્રામ, ઉત્તરચ્છ ગ્રામ, સિહર ગ્રામ, સાલ ગ્રામ, હેઠઉજીગ્રામ, આખી ગ્રામ, શ્રી. ધાંધળેશ્વર દેવીય, કોટડી ગ્રામ આદિમાં રહેનારા સ્થાનપતિ, તપોધન બ્રાહ્મણ, રાઠિય વિગેરે તમામ લોકો તથા ભાલિભાડા આદિ ગામમાં રહેનારા પ્રતિહાર વંશના રાજપૂતો તમામ લોકો આ વખતે પોતાની રાજીખુશીથી ભગવાન સમક્ષ મંત્રી તેજપાળ પાસેથી આ મંદિરની સાચવવાની તમામ જવાબદારીનો ભાર બધો ઉપાડી લઈ તેજપાળને જવાબદારીમાંથી મુક્ત કર્યા હતા. તે વખતે મંદિરની દેખરેખ રાખવા માટે ૧ મંત્રી મલ્લદેવ, ૨ વસ્તુપાળ, ૩ તેજપાળ, ૪ લાવણ્યસિંહ, મોસાળ પક્ષના (લાવણ્યસિંહના મામા અને દેવી અનોપમાના ભાઈઓ) ૧ ખીમ્બસિંહ, ૨ આમ્બસિંહ, ૩ ઊદલ તથા લૂણસિંહ, જગસિંહ, રત્નસિંહ વીગેરે અને તે ચારે સંતાન પરંપરા ને હમેશના માટે આ મંદિરના ટ્રસ્ટી બના-

આ હતા અર્થાત તેમણે તથા તેમની સંતાન પરંપરાને હમેશના માટે મંદિરની વ્યવસ્થા કરવા રાખવા સારૂ નક્કી કર્યા હતા.

આ મંદિરની વર્ષગાંઠ પ્રસંગે નીચે મુજબ વ્યવસ્થા કરવામાં આવી હતી.

ફાગણ વદ ૩ ચંદ્રાવતી ઉંવરણી તથા કોસરળીલી ગામના જૈનમંદિરોના બધા ટ્રસ્ટીઓ અને સમસ્ત મહાજન લોકોએ મહોત્સવનો પ્રથમ દિવસ કરવો.

ફાગણુ વદ ૪. કાસહદ ગામના શ્રાવકોએ કરવો.

ફાગણુ વદ ૫. વ્રહમાણુ ગામના શ્રાવકોએ કરવી.

ફાગણુ વદ ૬. ધઉલી ગામના શ્રાવકોએ કરવો.

ફાગણુ વદ ૭ મુંડસ્થલ મહાતીર્થના શ્રાવકોએ કરવો.

ફાગણુ વદ ૮ હુંડા ઉદ્રા તથા ડવાણી ગામના શ્રાવકોએ કરવો

ફાગણુ વદ ૯ મડાહડ ગામના શ્રાવકોએ કરવો.

ફાગણુ વદ ૧૦ સાહિલવાડા ગામના શ્રાવકોએ કાયમ ખાતે મહોત્સવ કરવો તથા શ્રી નેમિનાથ ભગવાનના પાંચે કલ્યાણકના દિવસોમાં દેઉલવાડાના શ્રાવકોએ મહોત્સવ ઉજવવો.

આ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી મંદિરના નિભાવ માટે ખર્ચ વીગેરે કરવાની સુગમતા પડે તેના માટે ચંદ્રાવતીના રાજા સોમસિંહે ડબાણી નામનું ગામ શ્રી નેમિનાથ ભગવાનના ચર્ણોમાં અર્પણ કર્યું. તેનું ફરમાન કબૂલ ભવિષ્યના રાજાઓ રાખે તેવી રીતે દસ્તાવેજ કરી આપ્યો. આ પ્રમાણે લુણવસહિ મંદિરની સુંદર વ્યવસ્થા વસ્તુપાળ તેજપાળ અને અનોમનાએ કરી પોતાની અંતિમ ભાવના પૂરી કરી અને અનોગમા તે પછી ધોલકા તેજપાલના સાથે રવાના થઈ શોભન શીલ્પીનો કળા દેત્રીમાં મસ્તાન પણે આબુ ઉપર રહ્યો.

卐

# પ્રકરણ ૬૪ મું

## રાણા વિરધવલની અંતિમ ઈચ્છા

જેમ જેમ કાળ પોતપોતાનુ કામ બજાવે જાય તેમ તેમ મનુષ્ય પણ પોતાના જીવનના શુભ અને અશુભ કૃત્યોથી પોતાના જીવનમાં યશ કે અપયશ બાંધે છે તેવી રીતે રાણા વીરધવળની રાજ્ય કારકીર્દી તેમજ પ્રજા પર વાત્સલ્ય ભાવ પણ સંપૂર્ણ હતો પ્રજાના દુઃખે દુઃખી અને સુખે સુખી રહેતો હતો. તેવો નીતી પરાયણ રાજા આજે રોગની પીડામાં ઘેરાઈ ગયો છે અનેક જાતના અશુભ કર્મોથી આજે રાણાની છેલ્લા શ્વાસની ઘડીઓ ચાલી રહી છે. પ્રજા પણ રાણાજીને અનેક જાતની પ્રાર્થનાઓ કરી રહી છે પણ જ્યાં આયુષ્યના બંધ જ્યાં જુજ બાકી રહ્યા હોય ત્યાં કોઈ શું કરે. આ વખતે રાણાજીએ ગંગાજીમાં જઈ હોડીમાં બેસી પોતાના દેહનો અંત લાવવો એવો નીશ્ચય કર્યો. ત્યાં ગંગાજી જવાને બધી તૈયારી કરી સાથે તેજપાળ જવા સારૂ તૈયાર થયા છે. આખી ધોળકાની પ્રજાએ અશ્રુભીની આંખે રાણાજીને અંતીમ વીદાય આપી ધોલકા આજે શોક સાગરમાં ગમગીન બની રહ્યું છે સૌ કોઈ પોતાના સદ્ગુણી રાજાને સંભારી પોકે પોકે અશ્રુઓનો સાગર વહેવડાવ્યો છે રાણા ગંગાજી ગયા હોડીમાં બેસવા ગયા. ત્યાં લોકીક કહેવત હતી કે જેનો આત્મા ઉચ્ચ ગતીએ જવાનો હોય તેની હોડી તરતજ પાણીમાં ડુબી જાય અને જે આત્મા નીચ ગતીએ જવાનો હોય તેની હોડીને ડુબતાં ઘણીવાર લાગે. રાણા વીરધવલની બાબતમાં પણ તેમજ થયું. હોડીમાં બેઠા તો ખરા પણ કોઈ હીસાબે હોડી

ડુબે નહીં ત્યાં રાણાને પોતાના હૃદયમાં કોઇ ઉંડી અભિલાષા બાકી રહી ગઈ હોય તેમ તેજપાળને જણાવવા લાગ્યું. ત્યાં તેજપાળ બોલ્યો કે રાણાજી કઇ ચીંતાથી આપ મુઝાઓ છો કે આપની હોડી ડુબ-તીજ નથી. આખરે તેજપાળના સમજવામાં આવ્યું. તેમને ચીંતા વીશળદેવની છે ત્યાં તેજપાળ બોલ્યો કે બાપુ ગંગા માતાના અને સુર્યદેવની શાક્ષીએ સોગન લઉં છું કે આપણા વિશલદેવને ગુજ-રાતનો મહારાજા બનાવીશ. અને તેની આણુવર્તાવીશ જ્યાં રાણાએ આ શબ્દો સાંભળ્યાં. ત્યાં તરત હોડી ડુબી અને રાણા વિરધવલનો આત્મા આલોક મૂકી પરલોક સીધાવી ગયો. તેજપાળ પણ પોતાના માણસોને લઈ અશ્રુભરી આંખે એ પાછો ધોળકા આવ્યો. ત્યાં પ્રજાએ રાણાજીના શોકમાં સાત દિવસ હડતાળ પાડી અને રાણા-જીના અવસાનની બધી ધાર્મિક ક્રિયા કરી લાખો રૂપીયાનું દાન ગરીબોને આપવામાં આવ્યું.

જે વખતે તેજપાળે મરનાર રાણા વીરધવળને વચન આપ્યું હતું કે વિશલદેવને ગુજરાતનો રાજા બનાવીશ તે વચન યાદ કરી તેજપાળે વીશળદેવના ઉતારે પાટણમાં ધોળકાવાસીઓને બોલાવી રાખ્યા હતા. રાણાના ઉઠમણાની રાહ જોવાતી હતી. પ્રભાતનો પહોર ફુટવાની વાર હતી.

તે વખતે ઢોલનગારા તાંસા અને શરણાઈઓનો બુલંદ અવાજ ગર્જી રહ્યો હતો, તે વખતે રાણા લવણપ્રસાદે આ પ્રસંગ પર વીરમ-દેવને પણ તેના સાસરેથી બોલાવી લીધો હતો. ત્યાં રાણા લવણપ્રસા-દને માલુમ પડયું કે આતો ઢોલ નગારા અને ત્રાંસા વીગેરે વીશળદેવના ઉતારે વાગે છે. ત્યાં તરત લવણપ્રસાદે તેજપાળને બોલાવ્યો. તેજ-પળા, શાના ઢોલ નગારા વગડાવો છો. ત્યાં તો તેજપાળે નીડરતાથી જવાબ આપ્યો કે વીશળદેવને રાજ્યતિલક આજે કર્યું તેના માટે ત્યાં તો રાણો લવણ ચમકયો. મારી હયાતીમાં તું તેને રાજા બના-વનાર કોણ. તું તારા મનમાં આટલો બધો ગુમાન રાખે છે. હા, બાપુ, મે મરનાર રાણા વીરધવલને વચન આપ્યું છે તે વચન

સિદ્ધ કરવા માટે અને રાણા વીશલદેવને પાટણનો જ રાજા બનાવીશ, અને બનાવીશ. ત્યાં રાણો પણ મક્કમ થયો. જોયું કે તું કેવી રીતે વિશલને મારી હયાતીમાં શી રીતે રાજા બનાવે છે. તે તો ઠીક પણ જરા પ્રજાની લાગણી કોના પ્રત્યે છે. તે તો જૂઓ શું રાણાજી તમને ભવિષ્યનું સારા સારનુંએ ભાન નથી. માટે આપ ગમે તે કરો પણ હું તો વીશલને જ પાટણનો રાજા બનાવીશ.

આ પ્રમાણે વાદવિવાદ વધી ગયો આખરે લવણપ્રસાદ ગમ ખાઈ ગયો. લોહીની નદીઓ પળવારમાં ચાલે તેવી સ્થતિ ઉભી થઈ રહી હતી. પણ રાણાએ ગમ ખાઇ ખૂનખાર થતો અટકાવ્યો.

વીશલ અને તેજપાળ અને તેના માણસો પાછા ધોલકે આવ્યા. લવણપ્રસાદે વાન વીસારે પાડી. એક વર્ષ બાદ રાણાનું શરીર અશક્ત બની ગયું. વૃદ્ધાવસ્થા ઘણી જ થઇ ગઇ. હવે પોતાના દેહનો ભરૂસો નથી. તેવું જાણી ત્યાં તો રાણા લવણપ્રસાદે તેજપાળને બોલાવી ઘણી જ નમ્રતા પુર્વક સમજાવ્યો વીરમદેવને ગાદી આપવા તેજપાળને હા પાડી. તેજપાળ ધોલકા આવ્યો ત્યાં તો સવારના પહોરમાં જ વીરમદેવને પાટણના રાજા તરીકે રાજતિલક કરવાનું નક્કી કર્યું. ત્યાં તો ભાવી કાંઈ જુદીજ વસ્તુ ઊભી કરે છે. વીરમદેવ પાટણમાં આવેલ છે, સવારે રાજા થવાનો છે તે જાણી ત્યાં તો કોઈ પાપી પીશાચે વીરમદેવને લવણપ્રસાદની બાબતમાં ઊંધા પાટા બંધાવ્યાં અને એવું ઝેર રેડયું કે લવણપ્રસાદ તો તમારી સામે કપટ કરવા માગે છે. માટે તમે ભૂલે ચૂકે તેના પર વિશ્વાસ કરશો નહી.

આટલા જ શબ્દોથી વીરમદેવને રાણા લવણપ્રસાદ ઉપર ગુસ્સો આવ્યો. અને રાત્રીના પહેલા પહોરમાં રાણા લવણપ્રસાદના આવાસમાં જઈ વીરમદેવે રાણા લવણપ્રસાદ ઉપર હુમલો કર્યો અને ન બોલવાના વચનો બોલી રાણા લવણપ્રસાદનું મહા ભયંકર અપમાન કર્યું. ત્યાં લવણપ્રસાદ સમજ્યો કે અભાગીઓ જરા પણ ધીરજ રાખી શકયો નહિ. આટલો વિચાર કરી બુઢાએ વિચાર કર્યો કે આ

પાપીને રાજ્ય આપવાથી પ્રજા દુઃખી થશે માટે વીશલને રાતો રાત બોલાવી મારા હાથે જ રાજતિલક કરી મારી ફરજ પૂરી કરૂં તો મારી કીર્તિ કાયમ રહેશે. ત્યાં તો નાગભટને બોલાવી. બધી વાત સમજાવી સવારના પહોરમાં જ રાણા વીશલને બોલાવી લાવવા હુકમ કર્યો. નાગભટ પણ સમય ઓળખી રાણા વીશલને રાતોરાત બોલાવવા સારૂ સાંઢ હંકારી ચાલ્યો.

ધોલકે જઈ તેજપાળથી છાનો માનો મળી ગળે વાત ઊતારી સવારના પહોરમાં પાટણ લાવ્યો અને સહસ્ત્રલીંગના તળાવ ઉપર કોઇને ત્યાં ગુપ્ત રીતે ઉતારો આપ્યો. ત્યાં લવણપ્રસાદ રાજાએ કરેલી તૈયારી મુજબ તિલક કરી રાજગઢમાં બોલાવી વીશલને સિંહાસન ઉપર બેસાડયો. અને વીશલની છડી પોકરાઈ ત્યાં વીરમદેવના જાણવામાં આવ્યું તે વખતે ધોળકાથી તેજપાળ પણ વાત સાંભળી આવ્યો. અને વીરમદેવ પણ હજારોનું લશ્કર મેદાને ઉતરવા તૈયાર થયો.

પાટણમાં તો હાલક હૂલક થઈ રહ્યું, ઘડી પછી શું થશે તે કોઇ કલ્પી શકતું નહોતું. વસ્તુપાળતો શાંત હતા. ત્યાં આ વખતે દેવી અનોપમાની જરૂર હતી પણ તે તો આબુના મંદિર બનાવવામાં મશગુલ બની હતી. ત્યાં તો તેજપાળ વીશલને મલ્યો અને સમજાવ્યો. આ બધુ તરકટ છે નાગભટ જૂઠો છે. બાપુને મે સમજાવ્યા અને જરા દબાણ પણ કરવું પડયું ત્યારે. ને આ રાજ્ય તમને અપાવ્યુ પણ તેજપાળના મનમાં આવ્યું કે હવે લવણપ્રસાદની હાજરી કોઈ વખત માટે અમંગલ છે માટે તેનો રસ્તો લાવવો જોઈએ ત્યાં તેજપાળે રાણા વીશલને કીધુ કે જ્યાં સુધી રાણા લવણપ્રસાદ હયાત છે ત્યાં સુધી તમે સુખે રહી નહી શકો. તેમનો પક્ષપાત વીરમદેવ પ્રત્યે છે માટે આપ જે કરો તે સમજીને કરશો.

આટલા શબ્દો વીશલને માટે બસ છે. શું રાણા લવણપ્રસાદ જીવશે ત્યાં સુધી મને શાંતિ નહી મળે. ઠીક વિચાર કર્યો રાણા લવણપ્રસાદને ઝેર આપવાનો નિશ્ચય કર્યો.

લવંણપ્રસાદનો પણ વિચાર આ વિગ્રહ અટકાવવા માટે વીરમ-દેવને ગાદી આપવા પાછો વિચાર બદલ્યો. ત્યાં સાંજના ટાઈમે સમય જોઈ વીશલ દુધમાં ઝેર ભેળવી રાણા પાસે આવ્યો અને બોલ્યો કે બાપુ આ દુધ પી લ્યો ત્યાં બુઢ્ઢો સમજ્યો આના હૃદયમાં પણ પાપ પ્રગટ્યું, લાવ ભાઈ લાવ તે વખતે રાણો જરા પણ અચ-કાયા વગર વીશલનું આપેલું દુધ બધુ પી ગયો અને તરત જ તે મરણ પામ્યો.

ત્યાં તો વીશલદેવે વાણીયા બાજી ચલાવવી શરૂ કરી પાટ-ણની પ્રજાએ વીશલને રાજ્યાભિષેક કર્યો ત્યાં વીશલે નાગભટને બોલાવી કીધુ કે તું હાલમાં શાન્ત બેસી રહે. ત્યાં તો વાત ચલાવી કે મોટાભાઈ તમારૂ મન દુભાતુ હોય તો પાટણની રાજ્યગાદી સુખેથી ભોગવો મને કંઈ વાંધો નથી. માટે ખુશીથી મોટા ભાઈ મારી પાસે આવે, આવી મીઠી મીઠી વાતોથી વીરમદેવના પક્ષના માણસો સમજી ગયા કે હવે વીશળનો પક્ષ બળવાન થયો છે. તેમ મંત્રી તેજપાળનો પક્ષ પણ બળવાન છે તેમાં વળી વસ્તુપાળ પણ કોઈ અજોડ વીર પુરૂષ છે માટે હવે વીરોધ કરવામાં કશો ફાયદો નથી માટે વીરમ-દેવને સમજાવીને રાજ્ય સભામાં લાવ્યા. ત્યાં વીશલદેવે પોતાના મોટા ભાઈના દરજ્જાને શોભે તેવું માન આપી પોતાના પાસે બેસાડયો અને વીશલ બોલ્યો કે આપની ખુશીમાં આવે તે માગો. ત્યાં તો વીરમદેવ બોલ્યો કે પ્રલ્હાદનપુર, પેટલાદપુર, વિદ્યાપુર, વર્ધમાનપુર અને ધોળકા એ પાંચ પ્રગણા અને વાર્ષિક ત્રણ લાખની જીવાઈ આપો એટલે બસ. ત્યાં વીશલ ચમકયો ત્યાં તો તેજપાળે સમય સુચકતા વાપરી રાણા વીશલને સમજાવ્યો.

ખુશીથી હા પાડો અને કહો કે આપ્યા આગળ ઉપર જોઈ લેવાશે. આ પ્રમાણે વાતને મંત્રી તેજપાળે પોતાના કાબૂમાં લીધી. ત્યાં વીરમદેવ ખુશી થયો અને પોતે મોજશોખમાં પડયો અને આ-ગળનું વેર ઝેર તદન ભૂલી ગયો અને વીશલદેવ પણ શાન્ત થઈ રાજ્ય ચલાવવા લાગ્યો.



# પ્રકરણુ ૬૫ મું.

## વસ્તુપાળની કુનેહ અને તેન વિરૂદ્ધ કાવત્રુ

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ વીશલદેવનો પ્રેમ વીરમદેવ ઉપર કાંઈક ઓછો થતો ગયો ત્યારે વીરમના પક્ષકારોએ વીરમને કીધું કે તમારા માગેલા પાંચ ગામો માગી લ્યો ત્યારે વીરમે મંત્રી પાસે આવીને કહ્યું કે મને આપવામાં કહેલા પાંચ ગામ આપો. ત્યાં વસ્તુપાળે તો આગળથી બુદ્ધિ પહોચાડી કાંઈક પડતર જમીનમાં માગેલા ગામના નામ પ્રમાણે પાંચ ગામડા વસાવ્યા હતા. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે ચાલો બાપુ તમારા ગામ સંભાળી લો. ત્યાં જે પાંચ ગામ વસાવ્યા હતા તે ગામ બતાવ્યાં ત્યાં વીરમ ને બતાવ્યા કે બાપુ આ તમારા માગેલા ગામ.

શું મંત્રી તમે મને બનાવો છો. તો બાપુ ખાત્રી ન થતી હોય તો પૂછી જુઓ. ત્યાંની રહેતી પ્રજાને ગામના નામ પૂછ્યા તો પોતાના માગેલા ગામના જ નામ નીકળ્યા ત્યાં વીરમ હતાશ થઇ ગયો અમે આખરે પોતાનો પક્ષ પણ નબળો પડી ગયો.

હવે પોતાના માટે કોઇ સ્થાન નથી રહ્યુ તેમ જાણી પોતે પોતાના સાસરે ઝાલોર ગયો અને ત્યાં રહેવા લાગ્યો. મંત્રી વસ્તુ-પાળ અને તેજપાળની કુનેહથી વીરમદેવની વાત પળવાર ઠેકાણે આવી અને પાટણની રાજ્યગાદી ભાઈ ભાઈના કલેશથી બચી જ વા પામી.

આખરે વીશલદેવના સમજવામાં આવ્યું કે-ભાઈ વીરમદેવ કદાપી પોતાના શ્વસુરના પક્ષને મજબુત કરી પાછો વિગ્રહ કરશે, માટે લાવ્ય તેમને પાછા બોલાવી રાજ્યગાદી તેમને સોંપું.

ત્યાં તો વસ્તુપાળ અને તેજપાળ બોલ્યા કે—ના બાપુ ના બને ત્યાં તો તેજપાળે વીરમદેવના સ્વશુર પક્ષને એક ધમકી ભર્યો પત્ર લખ્યો. તેમાં લખ્યું કે જો જરા પણ ગુજરાતના સામે કંઈ પણ તોફાન મચાવ્યું તો કોઈના માથાં ધડ ઉપર રહેશે નહિ. માટે ધ્યાનમાં રાખજો.

ત્યાં તો સ્વસૂર પક્ષ પાટણના મંત્રી તેજપાળના ધમકી ભરેલા પત્રથી ડરી જઇ પોતાના જમાઇ વીરમદેવનું માથુ કાપી નાંખી તે વીરમદેવનું માથુ મંત્રીઓને ખાત્રી આવવા સારૂ તેના ઉપર ભેટ મોકલી આપ્યું અને ગૃહકલેશના પરીણામે વીરમનું મહોત પણ કમોતે થયું.

વસ્તુપાળ અને તેજપાળની કુનેહ ભરી કારકીર્દીમાં જો નામોશી ભર્યું કામ થયું હોય તો વિરમદેવનું માથુ કપાવી નંખાવ્યું તેજ.

હવે વીશળ બોલ્યો કે-મહામંત્રી વસ્તુપાળ અને તેજપાળઆપ હવે વૃદ્ધ થયા છો. આપે ગુજરાતની ઘણી સેવા બજાવી માટે આપ હવે વિશ્રાંનતી અને આરામ લો.

ત્યાં વસ્તુપાળ પણ તે ઈચ્છાને માન આપી મંત્રીઓ પોતાની સત્તા સુંદર રીતે દીપાવી અને તે સત્તા માનભરી રીતે ત્યાગ કરી. પોતે શાન્તીમાં દીવસો પસાર કરવા લાગ્યા.

વિશલદેવની પાસે રમારક નામનો નીચ સ્વભાવનો અંગરક્ષક હતો તેને રાજાના કાન ભંભેર્યા અને બોલ્યો કે-રાજ્યનું કરોડો રૂપીઆનું લેણું બન્ને મંત્રીઓ પાસે નીકળે છે માટે આપ તે લેણા ની માગણી કરો અને કરોડોનું ધન લઈ ભંડાર તાજો કરો.

ત્યાં કાચા કાનના રાજાએ મંત્રીઓના આપેલા આત્મભોગ,

કરેલી મહેનત, ઉઠાવેલી રાજ્યની સેવા પોતાને રાજા બનાવવા માટે બતાવેલી નીડરતા તે બધુ રાજા સ્વાર્થને વશ થઈ ભૂલી ગયો.

ત્યાં તો રાજ્યમાંથી મંત્રીને તેડું ગયું ત્યાં તો મંત્રી વસ્તુપાળ આવ્યા. મંત્રી સમજ્યો. રાજાની બુદ્ધિમાં કળયુગ આવ્યો.

મંત્રી બોલ્યા કે–કેમ બાપુ, મને બોલાવ્યો ત્યાં રાજા બોલ્યો કે તમારી પાસે રાજ્યનું ઘણું લેણું છે તો આપો.

હા બાપુ ખુશીથી લઈ લ્યો. ક્યાં છે આબુ ઉપર–ગીરનાર–ઉપર–શેત્રુંજય ઉપર. ત્યાં આગળ ધનના ઢગલાઓ ખડકેલા છે તે ખુશીથી લઈ લ્યો.

ત્યારે શું તમે નહી આપો. પણ મેં આપવાની ક્યાં ના પાડી છે. તો આપો, મેં જે સ્થાન બતાવ્યું છે ત્યાં આપ ખુશીથી લઈ શકો છો. તો તમારે ભયંકર શીક્ષા ખમવી પડશે.

ત્યાં વસ્તુપાળ બોલ્યો, ગમે તેવી શીક્ષાથી વસ્તુપાળ ડરતો નથી. ફરમાવો, ત્યાં તો માટીના ઘડામાં કાળો ભયંકર નાગને પૂરી લાવ્યા અને રાજા બોલ્યો કે––

તમે સાચા હો તો આ ઘડામાંથી તમો ગમે તે ભાઇ એક જણુ નાગને ઉપાડી ખાત્રી કરી આપો, ત્યાં વસ્તુપાળ બોલ્યો કે–જેવો આપનો હુકમ.

ત્યાં તે વખતે આખી કચેરીમાં તમામ પ્રેક્ષકો કોઇ પણ રાણા વિશલના સામું બોલી શકે તેવો ન હતો. ફક્ત એકજ હતો પંડીત સોમેશ્વર ત્યાં ભરસભા વંચ્ચે ઊભો થયો અને રાજાને ન બોલવાના વચનો સંભળાવવા લાગ્યો.

આખરે રાજાને પોતાની ભૂલ સમજાણી. કરેલી શીક્ષા પાછી ખેંચી. મંત્રીઓને માન ભરી વિદાય આપી.

આ પ્રમાણે વસ્તુપાળ અને તેજપાળને પણ આખરે પોતાના કાર્યની આવી માઠી કદર થતાં તેઓના આત્માને ઘણો જ આઘાત થયો. તે પછી બન્ને ભાઈઓએ રાજ્યકાજના કાર્યમાં માથુ મારવાનું બંધ કર્યું. શાશ્નદેવની કૃપાથી ઇજત ભરી રીતે પોતાનો પ્રભાવ રાખતા હતા.



## પ્રકરણ ૬૬ મું

### વસ્તુપાળની છેવટની વીરતા અને અવસાન

સમય સમયનું કામ કરે છે. વસ્તુપાળે પોતાના જીવનમાં અનેક કાર્યો કરી પોતાના જીવનને ઉજ્જવળ કર્યું. હવે એક વખતના પ્રસંગે ઉપાશ્રયમાં સાધુ મુની મહારાજ પોતાથી બેસવાની જગા આગળ રજોહણુવતી કચરો વાળતા હતા તે કચરો લઈ ઉપાશ્રયની બહાર ફેંકવા જતા હતા તેવામાં મામા જેઠવાની ગાડી તે રસ્તે થઇ જતી હતી તે કચરો મામા જેઠવાની ગાડી ઉપર પડતાંજ મામા જેઠવાને ક્રોધ ચડયો અને નીચે ઉતરી મામા જેઠવે સાધુ મુની મહારાજને દંડાનો માર મારી ચાલવા માંડયો.

આ વખતે ઉપાશ્રય આગળ ઘણા શ્રાવકો ભેગા. ત્યાં તો કેટલાક શ્રાવકો વસ્તુપાળને આ સમાચાર આપવા આવ્યા. વસ્તુપાળ જમવા બેઠા છે. જમતાં જમતાં વાત સાંભળી ભાણા ઉપરથી હાથ ધોઈ ઉઠયા અને બોલ્યા કે—

છે કોઈ માઈનો પૂત. કે મામા જેઠવાનો ડાબો હાથ કાપી લાવે. ત્યાં તો એક નવયુવાન તૈયાર થયો. મામા જેઠવાનો ડાબો હાથ કાપી લાવ્યો, તે હાથને વસ્તુપાળે પોતાના મુકામના ઉપર વાંસડા સાથે બાંધ્યો અને રસ્તે જતા લોકોના જોવામાં આવે.

હાથ કાપ્યાની વાત વાયુવેગે આખા શહેરમાં પ્રસરી. વસ્તુપાળ સમજ્યો કે હવે મામલો બગડશે, ત્યાં પોતે બધા પોતાના માણસોને બોલાવી કહ્યું કે—

જેને પોતાનો જીવ વહાલો કરવો હોય તે ખુશીથી જાઓ. મારી કશી ફીકર કરશો નહિ. જેને પોતાના પ્રાણથી ધર્મ વહાલો હોય તેજ મારી સાથે રહે.

તે પ્રમાણે વસ્તુપાળના બોલ ઉપર કોઈ પણ શ્રાવક બચ્ચો ઘેર જવાની વાત માંડીવાળી અને બધા શ્રાવક–યુવાનો પોતાના શાસન માટે અને પોતાના મહાવીર પ્રભુના નામ માટે પોતાનો પ્રાણ આપવા કટીબદ્ધ થયા. ત્યાં તો મંત્રી ઉમરે વૃદ્ધ હતો છતાં તેનો લડાયક જુસ્સો તેનું ધર્મનું ઝનુન તો એવું હતું કે—ભલભલો યુવાન પણ તેની સાથે કોઈ મુકાબલો કરી શકે તેમ નહોતો.

વસ્તુપાળે પોતાના લોખંડી શરીર ઉપર બખતર પહેરી લીધાં, બધાં હથીયારો સજી વૃદ્ધ યોધો પોતાની છેલ્લી ઉમ્મરે પોતાના ધર્મના માટે પ્રાણની આહુતી આપવા નિશ્ચય કર્યો અને બોલ્યો કે—

આ પાર કે પેલે પાર. ત્યાં તો તેની બે પત્નીઓ શોખૂલતા અને લલિતા પણ રણચંડીકાની માફક પોતાના પતીનું અનુકરણ કરી તે પણ વીરાંગનાઓ હથીયાર લઈ કેશરીયાં કરવા સારૂ તૈયાર થઈ ગઈ. આખા કુટુંબના નાનાથી મોટા સુધી સૌ કુટુંબીજનો પણ વસ્તુપાળની આજ્ઞાને આધીન થઈ.

આવતી આફત સામે ઝઝુમવા તૈયાર થયા. વસ્તુપાળનું મહાન

જાણે રણમેદાન બની ગયું. જ્યાં જુઓ ત્યાં હથીઆરના ખણખણાટ બરોબર પોતાના મકાનના દરવાજા મજબુત વાસી વસ્તુપાળ પોતે પોતાના મકાનના ગોખ આગળ આવી ઊભો રહ્યો.

ત્યાં તો જેઠવા મામા પણ પોતાના યોદ્ધાઓ લઈને વસ્તુપાળ સામે લડવા આવવા નીકળ્યો. પાટણમાં આજે પાણીપતના મેદાન જેવો દેખાવ થઈ રહ્યો.

ત્યાં તો વિશલદેવે સમાચાર સાંભળ્યા અને બોલ્યો કે મામાએ ખોટું કર્યું કે તેને શ્રાવકના સાધુ ઉપર હાથ ઉપાડયો. વસ્તુપાળ બગડયો. સાચવવો મુશ્કેલ થશે.

ત્યાં તો રાણા વીશલદેવે તરત સોમેશ્વર પંડિતને બોલાવીને વસ્તુપાળને સમજાવવા સારૂ મોકલ્યો. ત્યાં સોમેશ્વર વસ્તુપાળ પાસે આવી કહે છે કે—

મહામંત્રીજી જરા દરવાજો ઉઘાડો. ત્યાં વસ્તુપાળે પંડિત સોમેશ્વરને માનપૂર્વક બોલાવી કહ્યું કે—કેમ આવ્યા છો.

આવ્યો છું એટલા માટે, રાણાજીના સમચાર આપવા આવ્યો છું. આપ ડાહ્યા અને સમજુ થઈ શું રાજ્ય સામે બળવો જગાડવો ધાર્યો છે. તે આપને શોભે નહિ. ત્યાં વસ્તુપાળ બોલ્યો કે—

પંડિતજી ! બધી બાબત સહન થઈ શકે પણ પોતાના ધર્મના વહાલા સાધુનું અપમાન. એક સાધર્મી તરીકે સાચા શ્રાવકને સહન થઇ ન શકે, માટે કહેજો માહારાણાને, વસ્તુપાળના જીવનમાં હવે કોઈ જાતની તમન્ના બાકી નથી.

ઘણું આપ્યું, ઘણું ખાધું અને ખરચાવ્યું. ઘણી રાજ્ય અને પ્રજાની આબાદી માટે સેવા બજાવી. હવે તો છેલ્લી પળે શાસન માટે મારો પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો છે માટે હવે મને મોતનો ભય નથી. મોત તો આવવાનું જ છે તો આવા પરોપકાર અને ધર્મના કાર્ય માટે શા સારૂ ન મરૂ માટે આપ પધારો.

ત્યાં સોમેશ્વરે આવી રાણા વીશળદેવને સમાચાર આપ્યા કે બાપુ મંત્રીના છેલ્લા પાટલે મરણીયો થઈને ઊભો છે. આપાર કે પેલેપાર અને બોલ્યો કે શ્રાવક કલમ પણ ચલાવી શકે છે અને વખત આવે પોતાના ધર્મના માટે તલવાર પણ ચલાવી પોતાના પ્રાણનું બલીદાન આપી જાણે છે માટે બાપુ આ વાણીયાને સમજાવી લો અને બંગડી બાજી સુધારી લ્યો. ત્યાં તો તરત રાજાએ ફરી સોમેશ્વરને બોલાવવા સારૂ પાલખી સાથે મોકલ્યો ત્યાં વસ્તુપાળ પણ નીભર્યં રીતે રાણા વીશળદેવ પાસે જવા સારૂ નીકળ્યા.

ત્યાં રાણાએ જેઠવા મામાને બોલાવી બધી હકીકત સમજાવી અને કહ્યું કે જેવા વસ્તુપાળ આવે તેવાજ તમે તેના પગમાં પડી માફી માગશો અને કહેજો કે ભૂલ થઈ ત્યાં તો આખી રાજસભા હજારો માણસોથી ઊભરાઈ ગઈ છે ત્યાં વસ્તુપાળ પોતે નીડરતાથી આવી રાણા વીશળદેવને નમસ્કાર કર્યો, ત્યાં તો જેઠવામામાએ વસ્તુપાળના પગમાં નમી પડયો અને કાલાવાલા કરી પોતાની ભૂલ થઈ તેના માટે ક્ષમા માગી અને ફરીથી આવી ભૂલ નહી થાય તેવી રીતે કબૂલાત આપી. વાંતનો નીકાલ થઈ ગયો. ત્યાં પણ વસ્તુપાળ પણ શાંત થયો અને રાણો બોલ્યો તમે રાજ્ય અપાવ્યું, તમે મોટા કર્યો મારા બાપુ આગળ વચનથી બંધાયા તે શું વસ્તુપાળ વડીલ ભુલી ગયા, હું તો તમારો બાળક કહેવાઉં.

ત્યાં વસ્તુપાળ બોલ્યોઃ બસ, બાપુ હવે ક્ષમા કરો ત્યાં તો વસ્તુપાળનું હૃદય ભરાઈ આવ્યું. અને આંખોમાં શ્રાવણ–ભાદરવો વરસવા લાગ્યો. મામા જેઠવાને માફી આપી. અને ઋતુની વાતાવરણ સોમેશ્વરની મહેનતથી શાંન્ત થયું.

ત્યાં મંત્રી વસ્તુપાળ પોતાના મુકામ પર આવ્યા. હવે પછી કેટલાક મહીના પછી વસ્તુપાળે જોયું કે હવે છેવટનું જીવન શેત્રુંજય

ઉપર વીતાવવું અને પ્રભુના શરણે જઇ પાપનું પ્રાયશ્ચીત કરવું તેવો નીશ્ચય કરી વસ્તુપાળ રાણા વીશળદેવની પાસે રજા માગવા આવ્યો.

બાપુ, હવે આપ મને આશીર્વાદ આપો. હું હવે શેત્રુંજય ઉપર જઇશ પ્રભુના શરણમાં મારૂ બાકીનું આયુષ્ય પૂરૂ કરીશ. ત્યાં તો રાણાએ હા પાડી. આખા શહેરમાં વસ્તુપાળના જવાથી ગમગીની ફેલાઇ ગઇ. દરેકની આંખમાં ચોધારે આંસુ વરસવા લાગ્યા. રાણા વીશળદેવ અને પંડીત સોમેશ્વર બીજા સામંતો અને સરદારો પણ વસ્તુપાળને માંડલિકપુર સુધી વળોટાવા ગયા. આખરે વસ્તુપાળે કીધુ બાપુ પધારો ત્યાં તો વીશળદેવની આંખમાંથી પણ ચોધારે આંસુએ રડવા લાગ્યા. મંત્રીને આખીર ભેટી પડયો. ત્યાં લેણુદેણુનો હીસાબ પૂરો કર્યો.

ત્યાં વીશળદેવ બોલ્યો મંત્રી કંઇ માગો. બાપુ માગુ એટલું મારા જૈનના સાધુને કોઇ સંતાપે નહી. અને તેમને કોઇ સતાવે નહી. બસ જા, મારી હયાતી સુધી તારા સાધુને બહુમાન સચવાશે.

બસ, બાપુ ઘણું આપ્યુ. હવ મારો આત્મા ઘણો જ પ્રફુલીત થયો પ્રભુ તમારૂ કલ્યાણ કરો અને ગુર્જરની ગાદી શોભાવી પ્રજાનું કલ્યાણ કરો. એ આશીશ. રાણા વીશળદેવ પોતાના રસાલા સાથે પાછા ફર્યા અને વસ્તુપાળ તથા તેજપાળ તથા તેની બે પત્ની શોખૂ અને લલિતા તથા તેમના માણસો તથા પુજ્ય સાધુ મુની મહારાજ વીગેરે સૌ પાલીતાણા જવા આગળ પ્રયાણ કરવા માંડયું. ત્યાં વચમાં અંકેવાલીયા કરીને ગામ આવે છે. ત્યાં વસ્તુપાળના શરીરમાં મહા-વેદના ઉપડી શરીરના સ્નાયુઓ શીથીલ થવા લાગ્યા. ત્યાં બોલ્યો કે ગુરૂદેવ મને હવે જાવો જીવ સુધી અન્નપાણીના પચખાણ કરાવો.

એક વખત હું યાત્રાએ જતો હતો ત્યાં સાડા દશમા ચર ઉપર દુર્ગા બોલી હતી તે આજે સાચુ લાગે છે. દશ યાત્રા આખી સંપુર્ણ

થઈ આજે મારી અડગી યાત્રા અહીં જ પૂરી થાય છે. તે વખતે મુની મહારાજે વસ્તુપાળને મંગલિક સંભળાવી. જાવો જીવ સુધી અન્નજળના પચખાણુ .કરાવ્યા. તે વખતે પણ વસ્તુપાળ પોતાના હૃદયથી નમો અરિહંતાણું નમો સિધ્ધાણું નવકાર મંત્રની ધૂન મચાવી આખરે ગુજરાતનો વીર શીરોમણી વસ્તુપાળ સંવત ૧૨૯૬ ના માહ વદ પાંચમને રવીવારના રોજ કાળ કરી સ્વર્ગે સીધાવ્યા ·ધન્ય છે વિર વસ્તુપાળ તારા ચર્ણોમાં લેખકના સહસ્ત્રવાર વંદન હો. ત્યાં તો તેની બન્ને ધર્મ પત્નિઓએ પણ પોતાના પતિદેવની પાછળ અણુસણુ કરી બન્ને વીરાંગનાઓ પણ સતી થઈ અને પતિની પાછળ તેઓ પણ સ્વર્ગે સંચરી ત્યાં તેજપાળ પોતાના વડીલના સ્વર્ગવાસથી તેના આત્માને પારાવાર આઘાત થયો. તેજપાળ તો પોકે પોકે રડી રહ્યો હતો. અને છાતીફાટ રૂદન કરતો હતો. પોતાની એડલી તૂટી જવાથી પોતાના જીવનમાં તમામ જાતનો રસ ઉડી ગયો. વસ્તુપાળને અગ્નીદાહ કરી તેના ફૂલને શેત્રૂંજય ઉપર તેજપાળે મોકલાવ્યા.

વસ્તુપાળના સ્વર્ગગમનની જગા ઉપર એક પ્રભુનું સુંદર ભવ્ય મંદિર બનાવ્યું. અને તેનુ નામ સ્વર્ગારોહન પ્રાસાદ રાખ્યુ હતું. આ મંદિર અંકેવાલાયા ગામની બહાર બંધાવ્યું હતું.

આ પ્રમાણે વસ્તુપાળના સ્વર્ગગમન પછી દેવી અનોપમાના હૃદયમાંથી વસ્તુપાળ પોતાના પિતા તુલ્ય વડીલ જરાપણ ભૂલાતો નહોતો. વસ્તુપાળના સ્વર્ગગમન પછી અનોપમાની આંખમાં ભાગ્યે જ આંસુ સુકાયા હશે. જ્યારે જુઓ ત્યારે રડતી ને રડતી તેજપાળ ઘણીજ સમજાવે. પણ અનોપમાને કંઈજ અસર થતી નહોતી. ત્યાં અનોપમા બોલીકે વિશ્વનો સૂર્ય આજે મારા ઘરમાંથી અસ્ત થયો. હવે ઉદયની તો આશા કયાંથી જ હોય.



# પ્રકરણ ૬૭ મું

## અનોપમાદેવીનો વીયોગ

વસ્તુપાળના સ્વર્ગગમન થયા પછી જાણે તેજપાળના હ્રદયમાં તેમજ દેવી અનોપમાના હ્રદયમાં કોઈ કારી ઘા લાગી રહ્યો હતો રાત દીવસ ફક્ત વસ્તુપાળનું સ્મરણ થયા કરે ઘણુ ભુલવા માટે પ્રયત્ન કરે પણ તે નકામો જ નીવડે કોઈ રીતે વસ્તુપાળ ભૂલાતો નથી. વસ્તુપાળના પુત્રને પણ તેજપાળ ઘણીજ સુંદર રીતે અશ્વાસન આપી. તેને આનંદમાં રાખવામાં ખામી આંવવા દેતો નહિ. આ પ્રમાણે આખાએ કુટુંબમાં વસ્તુપાળ વિના તદન શુન્યકાર લાગતું. વસ્તુપાળની પ્રતિભા અને તેજસ્વીતા તો ગમે તેવા કઠણ હ્રદયના આત્માથી પણ ભુલી શકાય તેમ નહોતી. કારણ કે તેની પરોપકાર વૃત્તી ધર્મની ધગશ ઉદારતામાં તો જાણે કરણુનો અવતાર વિદ્યામાં તો સરસ્વતિનો પુત્ર કદર કરવામાં જાણે બીજો. ભોજરાજા આવા આવા અનેક ગુણોથી અલંકીત વસ્તુપાળની આજે જગતમાં ખોટ પડી હતી. નાનાથી કે મોટા સુધી દરેકના ઉપર વસ્તુપાળનો ઉપકાર હતો.

આખરે અનોપમા પણ વસ્તુપાળના વિયોગથી બીમાર રહેવા લાગી ત્યાં તેની બહેન સુહડાદેવી ઘણી હીંમત આપે દીલાસો આપે પણ તે વસ્તુપાળના નામને અને તેના ગુણુને જરાપણુ વીસારી શકતી નહોતી. આખરે પોતે પોતાના દીકરા લાવણ્યસિંહને પોતાની પાસે બોલાવી. વસ્તુપાળના રચેલા પુસ્તકો સાંભળતી હતી. અને

સાંભળતાં સાંભળતાં પોતાની આંખમાં શ્રાવણ ભાદરવો વરસતો હતો તેજપાળ પણ અનોપમાને જરાપણ દુઃખ થાય કે તેનો આત્મા દુભાય તેવુ આચરણ કરતો નહોતો. અનોપમાનો બોલ તે પડતાં ઝીલી લેતો અને તેની ઈચ્છાને માન આપી સુકૃત્યમાં લક્ષ્મી વાપરવામાં પાછી પાની કરતો નહોતો.

આખરે અનોપમાનું શરીર તદ્દન અશક્ત થયું. ઉઠવા બેસવાની શક્તિ ન રહી ત્યારે બોલી કે સુહડા બ્હેન હવે અંતિમ વખતે હું જે માગૂ તે આપશો. ત્યાં સુહડાદેવીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આખુ કુટુંબ એજ દશામાં હજારો માણુસ પણ દયાની દેવી ઘણું જીવે તેવી પ્રભુ પાસે મંદિરમાં પ્રાર્થનાઓ કરવા લાગ્યા. ગરીબને દુઃખી માણુસો કે જે અનોપમાની દયા ઉપર અને તેના પ્રેમથી જ જીવતા હતા. તેવા તો હજારો નરનારી છાતીફાટ રૂદન કરતા હતા. કારણુ કે તેની લાગણી ધરાવનાર અનોપમા આજે છેલ્લે શ્વાસે જીવી રહી છે. આ પ્રમાણે જ્યારે અંતિમ વખતે પોતાના પતિ તેજપાળ ને બોલાવી નાથ મેં તમને બહુ દુભાવ્યા છે મેં તમને ઘણો જ ઠપકો આપ્યો છે મેં તમારા માટે જરાપણ સુખની કાળજી રાખી નથી. મારાથી તમારી કશીપણુ સેવા નાથ થઈ શકી નથી છતાં આપે તો મારા પર જે શુદ્ધ ભાવ જણુાવી મારૂ માન સાચવતા હતા. તો હવે આ દાસીની અંતીમ એક અભિલાષા છે તે એ કે આપ મને ક્ષમા કરો અને મારી બ્હેન સુહડાને જરાપણુ ઓછું આવવા દેશો નહિ. નાથ મારા જેવી ભાગ્યશાળી કોણુ હશે. કે હું મારા નાથને મૂકી કંકુના ચાંલ્લે સૌભાગ્ય દશામાં પ્રભુના શરણુમાં વદાય થઉ છું.

આખરે અનોપમા દેવીએ આખા જગતના જીવોની પોતાનાં સગાં સહોદર, કુટુંબીજનો, રાજ્યના મોટેરાઓની, પોતાના લાડીલા દીકરાની, તેમજ દીકરાઓની વહુઓની દરેકની ક્ષમા માગી અને પોતાના પતિના જ ખોળામાં છેવટે માથું મૂકી દેવી અનોપમા હમે-

માના માટે આ જગતમાંથી વદાય થઈ અને સ્વર્ગદેવીની મહેમાન બની. અનોપમાના સ્વર્ગગમનથી આખા શહેરમાં હાહાકાર. હજારો માણસો શમશાનયાત્રામાં જોડાયા. ભાગ્યે જ કોઈ અશક્ત, લૂલું લંગડું કદાપિ શમશાનયાત્રામાં આવ્યું નહિ. બાકી શહેરના તમામ પ્રજાજન, રાજ્યના તમામ અધિકારીઓ વિગેરે અનોપમાની શમશાનયાત્રામાં આવ્યા હતા અને અનોપમા દેવીની જે ભલી લાગણીઓ અને કર્તવ્યપરાયણતાના વખાણ કરતા અને આંખમાંથી અશ્રુઓની સરીતા વહવતા હતા.

જ્યાં તેજપાળના ખોળામાં અનોપમા મરણ પામી ત્યાં તો તેજપાળે તે વખતે પોતાના માથાને જમીન સાથે પટકી લોહીની ધારાઓ કાઢવા લાગી અને મહામંત્રી એક વખતનો શુરવીર યોદ્ધો પોતે ચોધાર આંસુએ રડતો જતો અને બોલતો મારી અનોપમા, મારી અનોપમા, મારી જીવનલત્તા, મારા હૃદયની અધિકારીણી, તું કેમ બોલતી નથી ? અનોપ, ઓ અનોપ, જરા તો આંખ ઉઘાડ, તારો નિષ્ઠુર તેજપાળ તને બોલાવે. જો તો ખરી તારો લાવણ્ય તને બોલાવે. અરે સુહડા તું તો જરા અનોપને બોલાવ—સમજાવ ને કહે કે તારો તેજપાળ તને બોલાવે. તું મારાથી કેમ બોલતી નથી, મારાથી કેમ રીસાણી ? શું મારા પર કંઇ ખોટું લાગ્યું હોય તો ક્ષમા કર.

ના. ના. મારી અનોપ મારાથી રીસાય જ નહિ. મારા ઉપર તો તેની અત્યંત ભક્તિ અને પ્રેમ હતો. અરે. તમે લોકો કેમ આવ્યા છો ? શું મારી અનોપમાને મારી પાસેથી છીનવી લેવા આવ્યા છો. ના, ના આ તેજપાળની પાસેથી મારી અનોપમાને લઈ જવાની કોઈની તાકાત નથી.

જાઓ, જાઓ, બસ જાઓ. મારી અનોપને નહિ આપું.

અનોપ, શું મારા સાથે નહિ જ બોલે ? વ્હાલી, એક વાર તારા તેજની સામું જો. તારો તેજ તારા ગુણો સંભારી આજે તારા નામ પર ચોધાર આંસુનો સાગર ભરવા લાગ્યો છે. છતાં તારા નિષ્ઠુર આત્માને મારા પ્રત્યે જરા પણ દયા કે પ્રેમ નથી ? વ્હાલી સુહડા, શું તારાથી પણ નથી સમજતી. ના, ના, અનોપ એવી હઠીલી નથી. તે તો દયાની દેવી પરદુઃખભંજન મહા જોગમાયા છે. દુઃખી દીનની રખેવાલી છે માટે સુહડા, જાને મારી અનોપમાને જગાડ, જગાડ સુહડા તારો તેજ કહે છે કે મારી અનોપને જગાડ.

સુહડા બોલી નાથ, આ ગાંડાપણું શું કરો છો અનોપમા બહેન તો આપણા બધાની વચમાંથી પરમ કૃપાળુ પરમાત્માના ધામમાં ગયા. નાથ, હવે જીવ વગરના પુદ્દગળ પાસે કયાં સુધી રડશો. તમારી અનોપમા આજે બધાંને રોતાં મુકી ગયાં અને પોતે પોતાનાં સુકૃત્યોથી હસતાં હસતાં સ્વર્ગે સંચર્યાં.

ત્યાં તેજપાળ હાય, શું મારી અનોપ ગઇ. જીવતાં તો આ પાપી તેજપાળે ન ઓળખી ન હસાવી ન રમાડી. આજે તેજપાળ ચોધારે આંસુ સારતો બોલે છે તેના ગુણને સંભારી શમશાનભૂમિમાં ચિતા પાસે પોકે પોકે રડી રહ્યો છે, અને મારી અનોપ, મારી અનોપને સંભારી રહ્યો છે.

અનોપમાએ જીવી જાણ્યું તેમ મરી પણ જાણ્યું. દરેક જાતની ધર્મક્રિયા, વૃત, તપસ્યા, બ્રહ્મચર્ય વીગેરે તમામ ધાર્મિક ભાવનાઓ પણ અનોપમાએ ઘણી જ સુંદર રીતે કરી હતી. જેના જીવનમાં માન, લોભ કે ક્રોધ તો હતો જ નહિ. જ્યારે તેને જુઓ ત્યારે અનોપ હસતી ને હસતી, અને આખી સમગ્ર પ્રજાના પ્રાણ પણ અનોપ હતી.

આંધળાની આંખ

લૂલાની લાકડી

ગરીબની માતા અને બહેન હતી. શ્મશાનયાત્રા પૂરી થઇ અનોપમાનો દેહ ચંદનની ચિત્તામાં અગ્નિદેવના ખપ્પરમાં પલવાર બળી ભસ્મીભૂત થયો.

હજારો માણુસો રડતી આંખે શહેરમાં પાછા વળ્યા. સૌ કોઇ એકજ બોલે, ધન્ય દેવી અનોપમા, તારા ચર્ણોમાં અમારા કોટીકોટી વાર નમસ્કાર હો.

આ પ્રમાણે તેજપાળને એક તો ઘા વસ્તુપાળનો લાગ્યો હતો તેના પછી બે વર્ષે અનોપમા દેવીનો ઘા લાગ્યો તેથી તેના જીવનનો રસ ચાલ્યો ગયો. તે પોતે એકલવાયો પડયો અને આબુ દેલવાડાનું બાકી રહેલું કામ પોતે પૂરૂં કરાવવા મક્કમ વિચાર કર્યો.



## પ્રકરણ ૬૮ મું

### કૌટુમ્બીક પરિચય

સોલંકી સિદ્ધરાજનો સોમસિંહ બારમા સૈકામાં મંત્રીની પદવી ઉપર હતો. સોમસિંહને ધર્મપરાયણ સીતાદેવી નામે ધર્મ પત્ની હતી. તેને આશરાજ ( અશ્વરાજ ) નામે મહા પ્રતાપી અને દરેક રીતે હોંશીયાર પુત્ર હતો.

તેને કુમારદેવી નામે ધર્મ પત્ની હતી. તેઓ સુંહાલક નામના નાના ગામમાં કુટુંબ સહિત રહેતા હતા. ત્યાં આશ્વરાજને કુમારદેવીના કુક્ષાએથી લુભિગ–મલ્લદેવ વસ્તુપાળ તેજપાળ નામના ચાર પુત્રો ૧ જાલ્હુ, ૨ ચાઉ ૩ સાઉ ૪ ધનદેવી ૫ સોહગા ૬ વયજુકા ૭ પરમહાદેવી ( પદમાવતી ) સાત પુત્રીઓ હતી.

લુભિંગ યુવાન વયમાં સ્વર્ગવાસ પામ્યો. તેની સ્ત્રીનું નામ લુણદેવી હતું. મંત્રી મલ્લદેવને પણ બે સ્ત્રી હતી. લીલાદેવી અને પ્રતાપદેવી. લીલાદેવીને પૂર્ણસિંહ નામનો પુત્ર હતો. પુર્ણસિંહની સ્ત્રીનું નામ અલ્હણાદેવી હતી. તેને પેથડ નામનો કુમાર હતો. આબુ દેલવાડાના મંદિરની પ્રતિષ્ટા વખતે તે વિદ્યમાન હતો. પુર્ણસિંહની બીજી સ્ત્રીનું નામ મહણદેવી હતું. પુર્ણસિંહને સહજલદે અને સહમલદે નામની બે બહેનો હતી. વસ્તુપાળને બે ધર્મ પત્નીઓ હતી. લલિતાદેવી અને શોખુમતિ ( વેજલદેવી ) લલિતાદેવીને જયન્તસિંહ ( જૈતસિંહ ) નામનો દીકરો હતો. તેને જયતલદેવી જમ્મણદેવી અને રૂપાદેવી નામની ત્રણ સ્ત્રીઓ હતી. તે પછી તેજપાળને પણ અનોપમાદેવી અને સુહડાદેવી નામે બે ધર્મ પત્નિઓ હતી. અનોપમાની કુક્ષીએ લુણસિંહ ( લાવણ્યસિંહ ) નામનો બહાદુર પૂત્ર હતો. તેને રયણાદેવી અને લખમાદેવી નામની બે ધર્મપત્નિઓ હતી.

તેજપાળની બીજી ધર્મપત્ની સુહડાદેવીની કુક્ષીથી ઉત્પન્ન થએલ શુહડસિંહ નામનો બીજો પૂત્ર હતો. તેને સુહડાદેવી અને સુલખણાદેવી નામની બે ધર્મ પત્નીઓ હતી. અને તેજપાળને બઉલદે નામની એક પુત્રી હતી.

આ પ્રમાણે તેમનો પરીવાર હતો. તેમાં વસ્તુપાળના પૂત્ર જૈત્રસિંહ અને તેજપાળનો પુત્ર લાવણ્યસિંહ તે પણ પોતાના બાપ જેવા બહાદુર અને નીડર અને કુશળ યોદ્ધા અને વીર હતા. તેની સાથે ધર્મ શ્રદ્ધામાં મજબુત હતા અને બન્ને દીકરાઓ પરનારી સહોદર હતા.

હવે તેજપાળે પણ આબુ દેલવાડાનું તમામ કાર્ય ગુરૂદેવ વિજયસેન સૂરીશ્વરની આજ્ઞા મુજબ ઘણું જ ભવ્ય અને સુંદર કામ કરોડો રૂપીયા ખરચી કરાવ્યું તેમા પોતાની અનુપમા અને સુહડાનું નામ કાયમ રાખવા માટે બે ગોખલા બંધાવ્યા તે ગોખલાને આજે યાત્રાળુઓ દેરાણી જેઠાણીના ગોખલા કહે છે. એ સિવાય દરેક કુટુંબીના નામથી પ્રતિમા વિગેરે પધરાવી આખા કુટુમ્બનું નામ પ્રગટ કર્યું. પ્રભુ નેમનાથની મુર્તિ તદ્દન કાળા ઉંચા કસોટીના પથ્થરની શોભનદેવે બનાવી મુળ ગભારામાં નેમનાથ પ્રભુ બીરાજમાન કર્યા. પ્રથમ પ્રતષ્ટિા વિક્રમ ૧૨૮૭ ફાગણ વદ ૩ ને રવીવાર તે પછી બધી દહેરીઓની પ્રતિષ્ટા વિક્રમ સંવત ૧૨૮૭ થી ૧૨૯૩ સુધીમાં થઇ ગઈ હતી તે ઉપરાંત બન્ને ગોખલાની પ્રતિષ્ટા વિક્રમ સંવત ૧૨૯૭ માં થઈ હતી તે પછી મંદીરનું તમામ કામની પુર્ણાહુતી થઈ અને ભાગ્યશાળી વીર પુરૂષો કમાઇ પણ જાણ્યું અને વાપરી પણ જાણ્યું. ધન્ય છે તે વીર પુરૂષોને કે જેને પોતાને માટે ન કરતા પારકાના કલ્યાણ માટે કરી પોતાનું આત્મ કલ્યાણ સાધી ગયા આ પ્રમાણે તેજપાળે પોતાનું બાકીનું જીવન પ્રભુ ભકિતમાં ગુજારે છે અને વડીલ વસ્તુપાળતો ભૂલાતો નથી. પણ વ્હાલી અનોપ–વ્હાલી અનોપ સંભારી તેનું સ્મરણ કરતો રહે છે.

શ્યામ શ્યામા ભલે હતી પણ હતી ગુણે સર્વોપમા
તેજની છાયા આજે સંચરી સ્વર્ગમાં અનોપમા
વ્હાલી વ્હાલી હું રહુ પોકારૂ નામ અનોપનુ
ગુણ તારા સાંભરે આજે દુખી જીવન તેજનુ

પ્રભુ એવી પવિત્ર સેવા ભાવી દેવી અનોપમાના આત્માને સર્વ રીતે શાંન્તી મળે.

ધન્ય જૈન વિરાંગના દેવી અનોપમા તારૂં નામ જુગજુગ લોકો સંભાળશે.



# પ્રકરણ ૬૯ મું

## ‘ લૂણિગ વસહી ’ ના વિધાપકો

### રચયિતા–પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

મહામંત્રી વસ્તુપાલ–તેજપાલના કીર્તિદેહને પ્રગટ કરતું આ લઘુ કાવ્ય અપદ્ય–અર્ધ્ધ શૈલીમાં રચાયેલું છે. આ પ્રકારની અગ-દ્યાપદ્ય શૈલીની કૃતિઓ બહુજ ઓછી જોવામાં આવે છે. કવિતાની પંક્તિઓમાંનાં વિરામચિન્હોને ધ્યાનમાં રાખીને કવિતા વાંચવાથી એની સરસતા અને રોચકતા અનુભવી શકાય છે.

( જૈન સત્ય પ્રકાશના અંક ૨–૩ માંથી.

ગુર્જરાત્રના ગરવા ગગનાંગણમાંથી
સમયના અસ્તાચલ પર સરીને
અસ્ત થઇ ગયા
સૂર્ય શા બે ચૌલુકય સમ્રાટોઃ–
એક, મહાપ્રતાપી ને ઉદારાત્મા
શ્રી સિદ્ધરાજ મહાશય.
જેણે સૌહાર્દથી સન્માન્યા
જગતના સર્વશ્રેષ્ઠ જ્યોતિર્ધર
કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રને
અને સર્જાવી સિદ્ધહૈમાદિ
અપૂર્વ સાહિત્ય સૃષ્ટિને;
અન્ય, મહાપરાક્રમી ને સુકૃતજ્ઞ
પરમાર્હંત શ્રી કુમારપાલ,

પરનારી–સહોદર જેણે
લૂછ્યાં રડતી રમણીઓનાં અશ્રુ
કરુણાના કોમલ હસ્તથી
અને ફેંગાવ્યા કલ્યાણના આશીર્વાદો
નિર્વારસી શ્રીના એ મહાત્યાગે,
જૈન શાસનના પ્રભાવક-
જે મહારાજવીએ
જગતમાં પીટાવ્યો પડહ
સકલ જીવદયાની પ્રતિપાલનાનો,
અને અમરતા અર્પી
જગજૂની જૈન સંસ્કૃતિને
જે પ્રતાપી રાજરાજાએ.

\+ + +

એ મહારાજવીઓના આથમ્યાં,
પથરાયા ગુર્જરોની પુણ્ય ભૂમિપર
અંધાર ને આંધીના ઓછાર.
ગુજરી ચૂકયા રાક્ષસી સીતમો
જુગજૂની જૈન સાધુતા પર
રજનીચર શા 'અજય' રાજવીના
ધર્માંધતાની અસહિષ્ણુતાએ
ધૂળમાં મેળવ્યાં
બાહડશા મંત્રીશ્વરોનાં
દિગંતવ્યાપી મહાશૌર્ય.
કોટિ કોટિ મૂલ્યે સર્જાયલાં
અદૃય થયાં કૈંક પુનીત શિલ્પો
ઝેર વેરના મલિન આવરણોમાં.
દર્શન થયાં જ્યાં ત્યાં
નિષ્ઠુરતાની પરમાવધિનાં.
અપવિત્ર પંથે રેલાવ્યાં
જ્ઞાનની પરબોનાં પાણી;
ભૂ-શાયી થયા
ઊર્ધ્વગામી સૌ મનોરથો.

+ + +

કળકળી ઊઠી રૂઠેલી કુદરત.
કોપાયમાન થઇ એ કારુણ્યભરી.
[1]પાપને પાકતાં વાર ન લાગે.
કંટલોહની કાતીલ છુરીએ
લોહી રેડાણાં અનાર્ય અજેપાલનાં

૧ पापं पच्यते सद्यः ।

એના જ વંશના હસ્તે.
[2]અહીં જ ફલ પામતાં માનવી
અત્યુગ્ર પુણ્યપાપોનાં.
મર્યો એ મત્ત રાજવી
રીબાતો ને તરફડતો
ઉપેક્ષિત શ્વાનના દુર્મોતે
રાજધાનીના જ રાજદ્વારમાં.
[3]ગુર્જરાત્રનું આ રાજ્ય
સ્થપાયું જૈન મન્ત્રીઓથી
છેક 'વનરાજ'થી ય લઇને,
એ જૈન મન્ત્રીઓનો દ્વેષી
અનુભવે ના કો'દી
સુખ-શાન્તિ-આનંદને.

× × +

જુલ્મોનો જુવાળ ઓસર્યો
અજયપાલના અવસાને,
પણ મંડાયાં પડતીનાં પગલાં
ચૌલુકયોના સામ્રાજ્યનાં.
ભુંસાવા લાગ્યાં પાદચિન્હો
પૂર્વજોની અગર કીર્તિનાં
અને ગુર્જરાત્રની ભરભરાટીનાં
એકમંણ્યતાના કારમા કર્દમયોગે.

૨ अत्युग्रपुण्यपापानामिहैव फलमश्नुते ।
૩ गौर्जरात्रमिदं राज्य, वनराजात्प्रभृत्यपि । स्थापीतं जैनमन्त्र्याद्यैस्तद्द्वेषी नैव नन्दति ॥१॥

‘મુંજાલ’ સમા મુસદ્દીઓના
મહામોલા રાજમન્ત્રોથી
વંધ્યા બની ગુર્જરત્રા.
ન શોભ્યા કે ન મળ્યા
ગૂર્જરેશના રાષ્ટ્રને
‘સાંતૂ’ સમા મહામાત્યો,
ઉદયન સમો ચાણાક્યપુરુષ,
અભયકુમાર શો બાહડમન્ત્રી,
એમના રાષ્ટ્રહિતના આદર્શો
અવગણાવા લાગ્યા આજે
અજ્ઞાન ને અહંભાવથી.
મુસદ્દીઓના મહામન્ત્રવિહોણી
પ્રતિષ્ઠાહીન બની ગૂર્જરી મૈયા
ચાર ચાર સૈકાઓ સુધી ગરવી
એ ન રહી આજે ઉન્નતશિરા.
ઉકાળી ઉકળતા તૈલ-કટાહમાં
મહામાત્ય શ્રી ‘કપર્દી’ને
શાપ વ્હોર્યો એણે
એના જ અરળચંડા પતિના હસ્તે.
અવગણાયો એની આંખ નીચે
પ્રપિતામહ પદનો વિજેતા
‘આમ્રભટ્ટ’ શો શૂરશિરોમણિ
એના શુરનાં પૂર ઓસર્યાં.
એ બાળને વરી !
અને અહિલને ય વરી !
ધવાયાં આત્મસન્માન એનાં.
ઓશિંગણુ બની એ.

લૂંટાવા લાગી એ વૈભવવતી
અન્યાય ને પાપના હસ્તે
થઈ રહી વિહારભૂમિ
‘मत्स्यगलागल’ ન્યાયની.
થઇ પડ્યાં અરણ્યરુદન
જૈન સંસ્કૃતિથી ઘડાયલાં-
ગૂર્જર બાલ-વૃદ્ધ-બાલાઓનાં.
ન જોવાયાં-જિરવાયાં એ
ગૂર્જરાત્રની અધિષ્ટાત્રી-
શ્રીમતી મહણુદેવતાથી

\+ \+ \+

દેશરક્ષિકા શ્રીમહણુદેવીએ
ઉદયનાં સમણાં સમર્પ્યાં
ધવલક્કના રાણક ‘લવણપ્રસાદ
અને વળી તેના પુત્ર ‘વીરધવલ’
‘રાજ્ય પ્રતાપ ને ધર્મની-
અતીવ અભિવૃદ્ધિને માટે
સંગ્રહી લ્યો મન્ત્રીશ્વરના પદે,
શશી-સૂર્યના અવતારસમા
શ્રી વસ્તુપાલ-તેજપાલને.
ભંડારો ભરે રાજ્યના શ્રીથી
મહારથી રાજવીઓ,
નીતિથી એ સમુન્નતિને પા
મહામન્ત્રીશ્વરોના મતિ-હસ્તે.
શોધી સમ્મતિ પિતા-પુત્રે
કવીશ્વર શ્રીસોમેશ્વર દેવની.
ઓળખ આપી એ બે બંધુઓ

રાજના મહામાનીતા–
'પુરુષ સરસ્વતી'એ કુલગૂરૂએઃ–
'ગૂર્જરીના આત્મ શા
મહાનુભાવ મન્ત્રીમહાન્ત્રીઓથી–
અતીય પ્રૌઢિમાને પામેલો
પુનીત પ્રાગ્વાટોનો વંશ.
આ પ્રાગ્વાટ વંશમાં
કુમાદેવીની કુખે ઉદ્ભવેલાં
ઠક્કુર આસરાજે સંસ્કારેલાં
મહી–મહામૂલાં રત્નો
શ્રી વસ્તુપાલ ને તેજપાલ.
સર્વ કલાના કુલગૃહ એ બાંધવો.
દૃઢ ઊઠયાં છે એઓમાં
ન્યાયની મૂર્તિનાં ઘડતર.
શ્રાદ્ધ સંસ્કૃતિના અવતાર શા
કૃતજ્ઞશિરોમણિ સેવાર્થીઓ એ.
અગણિત ગૂણોનાં ગાન કરતી
એમની સુભગ આકૃતિ.
ભર્યાં છે ભારોભાર
કુલની વિશુદ્ધિનાં સૂચન
એમની મોહક નમ્રતામાં.
આંખમાં ઊગેલાં દિસે
રાજનીતિનાં ઊંડાં અધ્યયન.
વાણીમાં પલ્લવિત પૂરાં
સર્વ શાસ્ત્રનાં પઠન.
ઉન્માદે નથી સ્પર્શ્યું યૌવન.
નથી એમનામાં ધનમદના સંભવ.
સાવ સરલતાનો જ સંસાર–
ઉતાર્યો છે જીવનમાં એમણે
એવાં દિસતાં એમનાં દર્શન"

+

મહાકવિ કુલગુરુએ કથ્યા
એવા જ હતા એ બંધુઓ–
વિશ્વના વત્સલ બંધુઓ
શ્રી વસ્તુપાલ—તેજપાલ
વાંચી સોમેશ્વરની સ્વભાવોક્તિને
આદર ઉભર્યો ગુણજ્ઞ ઉરમાં
રાણક શ્રી વીરધવલના ય.
ગૌરવ વર્યાં એ ભ્રાતૃયુગલને.
એકને આધિપત્ય સમર્પ્યું
સ્તંભનતીર્થ ને ધવલક્કનુંઃ–
ઘણાં વાવાઝોડાંથી વીંઝાયલાં
ભરતી ઓટના આરે ઊભેલાં
હાલનાં એ 'ખંભાત' ને 'ધોળકા'.
અનુપમાદેવીના પ્રણયપ્રભુ
પરમ ભ્રાતૃભક્ત
સૂર્ય શા તેજસ્વી તેજપાલને
બનાવ્યો રાજમન્ત્રનો અધિષ્ટાતા.
પહેલાંથી ય હતો એ રાજસુહૃદ,
અને એની અનુપમાદેને
હતાં સબળ સખ્ય રણવાસનાં.
અમૃત રેલાયાં એ પરમમૈત્રીમાં.
ગંડાણી પરમ ગોઠીયાની ગાંઠ
સહૃદયી રાણકની સાથે

સૌભાગ્યશેવધિ શ્રીતેજપાલની
બન્યો એ રાજનો પરમ સુહૃદ.

+

અંધારાં ઉલેચવા માંડયાં ગુર્જરીનાં
શશી-રવિ શા આ સહોદરોએ.
પ્રજાવત્સલ પિતાની જેમ,
કોમલ કર ફરતા એમના
વિનમ્ર પ્રજાની પીઠે
અતીવ કોડથી ને ઊંડેરા હેતથી.
ચંદ્રિકા શા ઉજ્જવલ ન્યાયથી
ઉભરાવા લાગ્યા રાજના ભંડારો
પુણ્ય પુરુષ વસ્તુપાલના ઉદયે થતી
દ્રવ્યની અખૂટ ભરતીએ.
કરતા એ સપૂત મંત્રીઓ
ગુર્જરી માતાનું રક્ષણ
અતિ તેજસ્વી બુદ્ધિની તલવારે.
રક્ત રેડવા રેડાવવાનો
પ્રાયઃ અણગમો હતો એમને.
એમનાં જૈનત્વજીવનની શ્રદ્ધામાં,
એ શોભિત ને યુક્ત જ હતું.
અગવડેજ આદરાતા યુદ્ધના અપવાદે,
એ મહારથી વીર મન્ત્રીઓથી.
એમની મન્ત્રણાએજ કામણ કર્યાં
દૂર દૂરની દેશાન્તરીય ભોમને.
કરતા એ મન્ત્રીઓ
[1]અ-કરથી કોશની ભરતી,
દેશનું રક્ષણ કરતા
મનુષ્યોના અસંહારથી,
પ્રદેશને વિસ્તારતા
યુદ્ધના અનારંભથી.
આવો હતો એમનો મન્ત્રીમન્ત્ર.
છતાં વીરહાક વાગતી
એમની ચતુરંત દિગન્તરે.
એમની ઊંડી મન્ત્રણાએ-
અને અમાપ અડગ શૌર્યે
વિજયવરમાલાઓ પ્હેરાવી એમને
ત્રેસઠ ત્રેસઠ વાર.
અપકીર્તિનો એક ડાઘ ન લાગ્યો
અઢાર અઢાર વર્ષના
એમના મન્ત્રવ્યવહારમાં.

+

સુવિશુદ્ધ અને સફલ હતા.
સકલ ગૃહવ્યવહારો ય
વસ્તુપાલ અને તેજપાલના.
હતા પરમ માતૃભક્ત
વીરધવલના એ મન્ત્રીશ્વરો.
ગૌરવમાં ય પૂજારી હતા
સ્ત્રીઓની તે માતૃશક્તિના.
પૂરી રહાં છે એની શાખ

---

१ अकरात् कुरुते कोशमवधाद् देशरक्षणम् । मुक्तिवृद्धिमयुद्धाच्च

કુમારદેવીનાં સ્મારકો
સૌરાષ્ટ્રની પુનીત ભૂમિમાં-
અને ઈતિહાસના અમર પાને.
અપાર હતા એમના અંતરમાં
માતૃભકિતના મનોરથો.
પણ પુરાયા વિશ્વમાં
કોઈના ય બધા મનોરથો ?
સાલવવિજયના જયજયારાવો
મયણલ્લા માતાના શ્રવણે
સુણાવવાના કોડ જાગ્યા'તા
મહારાજા શ્રી સધરા જેસીંગને.
એવી જ ઉરની આતુરતાથી;
શ્રી શત્રૂંજયના પુનીત શિખરે
આરતીના મંગલ પ્રસંગે,
કો' કલાકારે સર્જેલી
માતની મૂર્તિનું નિરીક્ષણ કરતાં,
પુણ્યકાર્યોના જયવાદો
કુમારદેવી માતાના કર્ણે
સુણાવવાના કોડ જાગ્યા
મંત્રીશ્વર શ્રી વસ્તુપાલને.
પણ ઊગ્યા એ કોડ
અંતરના નીસાસા અને—
૨ માતના અણહોતા

---

૨ मा स्म सीमन्तिनी काऽपि
जनयेत्सुतमिदृशम् ।
बृहद्भाग्यफलं यस्य, मृतमा-
तुरनन्तरम् ॥

મોટાં ભાગ્ય ખીલી ઉઠે
એવાં સુતને ના પ્રસવો
વિશ્વમાં કો' સીમન્તિની
એ સૂકતની ઉક્તિ સાથે
અણપૂર્યા જ કરમાયા.

+

કલ્પવેલી કામધેનુ શો
સદા ફળતો ફૂલતો
હતો સન્નારીજન
શ્રી વસ્તુપાલના ગૃહાભ્યન્તરે.
લાલિત્ય ભરી 'લલિતાદેવી'
શોભતી અને શોભાવતી
વસ્તુપાલના અંતરવ્યવહારને.
ઉપજાવતી અંતરના ઊંડા જપે
ગૃહનાં મંગલ-કલ્યાણો
સદા સંતોષિની 'સોખુદેવી'.
કુંકુમ પાથર્યા સોથી ય વધુ
મન્ત્રીશ્વરોના ગૃહવ્યવહારમાં
કુંકુમ પગલાંની 'અનુપમાદેવી'એ.
હતી તે ગુણોથી ય
પૃથ્વીતલમાં અનુપમા.
શ્યામરૂપધારિણી એ
સાક્ષાત્ લક્ષ્મી જ હતી.
સરસ્વતી શી પરમ વિદુષી
હતી એ તેજપાલની પ્રણયદેવી
આસરાજના કુલગૌરવની
હતી એ સદા ય ફલવતી આશા.

ભર્તામાં દૈવત ભાળનારી
એ મહાસતીએ
દાગીનામાં દૈવત ન દેખ્યાં.
નારીજીવનમાં જીવનથી ય ચઢતાં
મહિયારીનાં મોંઘાં ધન –
ભવ્ય દિવ્ય આભૂષણો,
એ એણે આગળ ધર્યાં
રાજરાણી 'જયતલદેવી'ના ચરણે
પતિ–સહજની સ્હેજ પ્રેરણાએ!
કુટુમ્બના ગૌરવ કાજે
કરાયલા એ ત્યાગથાં
મહાભાગ્ય મનાયાં અનુપમાદેથી.
ચંદ્રાવતીના ધનકુબેર ધરણિગની
કુલકન્યા અનુપમાએ
કરેલી આ ઔદાર્યની વાવણીએ,
અનાહત વપન થયાં
મોંઘેરા મન્ત્રીપદનાં બીજ.
અંકુરિત થઇ અંતે એ
ખૂબ જ ફૂલ્યાં ને ફળ્યાં
એની જ મતિમન્ત્રણાના
સમયે સીંચાયા સલિલથી

+

સદા ય માન્ય થતી
અનુપમા એ ગૃહમન્ત્રણામાં,
અને મુશ્કેલીના સમયે
મન્ત્રીમન્ત્રણામાં ય.
જિતાયા જયેષ્ઠો પણ
એ પતિવ્રતાનાં બુદ્ધિચાતુર્યે.
સમાયાં સઘળાં સ્વજનો
એની ઉદારતાની સોડમાં.
વિવેકના વશીકરણે
એની આમન્યા ન'તી મુકાતી
મહારથી મન્ત્રીશ્વરોથી ય.
જીવનની સાથે વણાયેલા
એના કોમલ હૃદયના
આર્જવભર્યા અતિવિનમ્રભાવો
સર્વનાં હૃદયોને નમાવતા.
એની અથાગ બુદ્ધિ માટે
અત્યાદર સાથે ઈર્ષ્યા ઊગતી
તેજપાલના અંતરમાં કયારે
અને તે પોષતી પ્રણયપ્રણાલીને.
બોલતા મુનિવરો ય
એ મહામાનસની બિરૂદાવલી-
પુણ્યના પંથે ઝૂલતાં
સ્વજન અને મન્ત્રીશ્વરોને
સદા પથ–પ્રદર્શક હતી
પુણ્યભૂમિના ભોમીયા શી એ.
'વણ ટેકે ભૂપનાં ભવાં પર ટકેલી
સેવકોની ચંચળ લક્ષ્મીને'
નિશ્ચલ કરવાનો કીમિયો
આબાદ જાણતી એ
કુદરતની અજબ કીમિયાગરણ.
ગિરિશિખરોના ગગનાંગણમાં
મણિ રત્ન ને હેમેમઢ્યા—

દંડ-કલશના ગેડી-દડાથી
રમતી ને ખેલતી
એની પુણ્યપરિચિત દૃષ્ટિ,
ભોમદાટયા કૃપણુકલશોથી
સદાય અંતરનાં રીસામણાં કરતી-
અને ફરજ પાડતી તેમને
પોતાની મનવણીના માટે.
હતી એ મહામીમાંસક
કર્મવિજ્ઞાનના સિદ્ધાંતની.
કાળની કસોટીએ કસાતા
અને અકસ્માત્ પલટાતા—
ભાગ્ય ભવિષ્યની દીર્ઘદર્શિની એણે
શીઘ્ર સર્જાવ્યું અર્બુદાગિરિ પર
સારી સૃષ્ટિના શણગાર શું
'લૂણિગ' જ્યેષ્ઠનુ સ્મૃતિચિન્હ.
ભલેને એમાં હોય પછી,
'લુણસિંહ' સુતનાં વાત્સલ્ય
કે સારા ય સ્વજનનાં સમર્પન.
સેવાધર્મની પરમ મહનતાને
પીછાનતી
સાચ્ચા સેવિકા એ
મન વચન કાયાથી સેવતી
સદાય કૌટુમ્બિક સભ્યોને.
એ જ માન્યા'તા એણે
નિજ જીવનના લૌકિક લ્હાવ.
લોકોત્તર લ્હાવને સર્જતી
એની એ લૌકિક લ્હાણીઓ.

વીણાના કોમલ રણુકાર શી
ગંભીર સ્થિર વાણીની વિધાત્રી
એ હતી વાગ્સારા વાગ્દેવતા
મોતીના મણુકાશાં પ્રસન્ન
ઇક્ષુના વિકાર શાં મધુર
એનાં પુનીતપ્રાય વચનો
પાવન કરતાં પતિના ઉરને-
અને તેની ભાવુક ભાવનાને.
કુટુમ્બપરનાં એનાં સન્માન
પ્રતિપડધા પાડતાં,
એની યશગાથાને લલકારી
એને જ સત્કારતાં સન્માનતાં.

+

હતાં આવાં માતનાં
અને અન્ય સર્વ નારીઓનાં
સદાય દૈવી સન્માન
એ મન્ત્રીશ્વરોના ગૃહસૂત્રમાં
પ્રગટાવ્યાં આ વિવેક
અખૂટ નિધાન
એમના પગલે પગલે.
પિતૃપૂજનના કોડથી શું
એમના સંતોષસાગરમાં
સમાવાની સમીહા કરતો,
મહાનુભાવ રત્નશ્રેષ્ઠીનો—
અનન્ત પ્રભાવશાલી
શ્રી દક્ષિણાવર્ત મહાશંખ.
પુણ્યપુરુષોમાં ઉત્તમ એઓ

હૃદયંગમ સ્વામી હતા
શ્રીમતી લક્ષ્મી દેવતાના.
સદાય ચપલા ને ગર્વિષ્ઠા
એ શ્રી દેવતા
પ્રાય: નીચગામિની છતાંય
ઉચ્ચહૃદયી એ પ્રિયતમોના
સૌભાગ્ય-અંકને ન છોડતી
સહી લેતી એ શ્રીદેવી
ઉપેક્ષા ને અવગણનાને.
સદ્ભાગ્યના વશીકરણથી
સદા વશ્યાનું જીવન વીતાવતી
અતીવ સ્થિરતાને આદરી
આધીન બની બેઠી એ
સદાય આ મન્ત્રીશ્વરોની સોડમાં
શ્રી સન્માતની એમને
અવસરે એઓ પણ શ્રીને
યોગ્ય રીતે સન્માંનતા.
આવડયાં સાચાં પૂજન શ્રીનાં
નારી પૂજક એ નરપુંગવોને.
૧ 'સર્વે' ગુણો સોનામાં વસે'
પણ કો'કનેજ આવડે
એ ગુણો કેળવવાની કળા.
એ કળાએ બન્યાં
ગુર્જરીના અમોલ શણગાર
એ બે બંધુઓ ને

ઓલી અજબ અનોપમા
+
શણગારી ગુર્જરી જન્મભૂમિ
ઉદાર દિલની એ ત્રિપુટીએ
દિવ્ય દેવળો સર્જાવીને
ઔદાર્ય ખડયું એમણે
'લૂણિગ' વસહીના અલૌકિકમાં.
ગુર્જરીના અંબોડામાં ગુંથાયલું
અજબ અવનવા ખ્હેલપાડયું એ
અમોલ શિલ્પરત્ન.
'વિમલ' વસહીની નાની બ્હેનશું
અર્બુદગિરિ પરનું
મંત્રીભક્તિનું એ મહાસ્મારક
આજે ય જે જગતની દૃષ્ટિને
ગરકાવ કરી દેતું
કૌતુક ને ભક્તિના
અતિ ઉંડેરા મહાસરરીયામાં
એના અજબ શિલ્પ-ઘડતરમાં
પ્રસ્તરના તસુતસુએ
મંત્રીશ્વરોની ને અનુપમાની-
અનન્ત યશ:કીર્તિના
સાર્થક અક્ષરો ઉડાવ્યા
મહાસૂત્રધાર શોભનના ટાંકણે.
રક્તથી રંગાયશૌર્યનાં સ્મારકો
મોહની મળ જામે સ્નેહના
સ્મારકોમાં,
શહેનશાહી સ્મારકોમાં

---

सर्वे गुणा कांचनामाचयनते ।

ઊઠે અક્ષરો
બળજબરીની અરેરાટીઓના.
ઇર્ષ્યાનાં ને વેરનાં ઝેર હોય
મોહનાં કેફી કુતૂહલ હોય,
જુલ્મ ને અભિમાનના આડંબર
હોય.
એ અવનવાં સર્વ સ્થાપત્યોમાં
જગવે એ વાસ નાના વંટોળોને
શોધી ન જડે એ સ્થાપત્યોમાં
ભક્તિની ભોમમાં ઊગતી
અમર આનંદની આશા.
ભક્તિનાં અમૃત અણુપીધે
અમર બન્યા કોના આનંદો ?
લૂણિગવસહીનાં વિધાપકોની
ભક્તિના પ્રદર્શન સમું
ભાળ્યું છે એ દેલવાડાનું દેવળ ?
એ પરમભક્તિની પ્રતિમામાં
ભાતૃત્વસ્નેહ કે પુત્રવાત્સલ્યની
પુનીત પ્રશસ્ત પ્રેરણાનો
ઝળહળી રહ્યો છે અનુપમ ઓપ;
આજે ય જે આંજી નાખતો
ભક્તિના ભાવુક યત્રિકોને
બ્રહ્મચર્યના આબાલ પૂજારી
પરમપ્રભુ શ્રીનેમનાં દર્શનથી
ત્યાં કોણ ના ઉજાળે આત્મને ?
સદ્‌ભાવનાં સોહામણાં ચક્ષુએ
કોણ ના વાંચે પુણ્યશાળી
મંન્ત્રીઓની એ પુણ્યપ્રશસ્તિને ?
મંત્રીઓની બંધુબેલડીએ—

અને પ્રેરણાની પ્રતિમા શી અનુ-
પમાએ અવતારેલી
ભક્તિની એ અમરગંગામાં
કોણ ના ઝીલે ભાવુક માનવી ?
અમર જળો એ શાન્તિની જ્યોત
અર્બુદગિરિની શીતલ સપાટીમાં !
ઉજાળો એ જ્યોતનાં કિરણો
અનાદિ અંધેરને હરી
યાત્રિકોના ભવ્યાત્માઓને !
શાન્ત ને શીળાં કરો એ
સારીય આલમનાં
સદાય બળતાં જળતાં હૈયાંને !
+
સબુર, સબુર,
ઓ ! મહાનુભાવ ગુણજ્ઞો !
એટલેથી ય નથી અટકતી
એ પુણ્યાત્માઓની પુણ્યપ્રશસ્તિ.
સર્વાંગે શણગારી એમણે
ગુર્જરી–માતાને
ભક્તિનાં ભવ્ય આભૂષણોથી.
માનીતા એ મન્ત્રીશ્વરોના—
વિશાલ હૃદયોમાં
નંતા ધર્મદ્વેષ કે વર્ણવિદ્વેષ.
ભીડના ભંજક એઓ.
ભ્રાતા સમ મનાતા સર્વ વર્ણોથી.
ઉદારતાની અવધિ અનુપમા
મનાતી 'ષડ્દર્શન–માતા'

સર્વ દર્શનીઓના સંઘથી.
એમની લક્ષ્મીના ભંડારો
સદા અવિભક્ત હતા
ગુર્જરીના સંતાનોને માટે.
એમનું હૃદય રડતું
પાત્રાપાત્રના ભેદનો વિવેક,
ન'તો સમર્પ્યો એ હક્ક હસ્તને.
સૌ કોઈ તૃષાને છીપાવતા
એમની ઉદારતાની સરિતામાં.
ઔચિત્યના આત્નસમા
એ મહામાનવોની
યશગાથાઓ કોણે નથી ગાઈ?
કવિત્વના અમરકીર્તને.

ઉજવી બતાવ્યા
એમની કીર્તિના કૌમુદીમહોત્સવો
મહાકવિ સોમેશ્વરે
કુમારપાલ શી કૃતજ્ઞતાથી.
એમના પુણ્ય અવતારે
નારીના નિન્દિત મનાતા જન્મને
સંસારમાં સાર વધાવ્યો
જિતેન્દ્રિયોની ય જીભે,
[1]'અસાર એવા ય આ સંસારમાં
સાર છે સારંગલોચના,
જેમની કુખે જન્મ ધારણ કરે
વસ્તુપાલ! તમારા જેવાઓ.'
એવાં અમર સૂક્તોથી.
આભમાં ઉછાળતી
એમનાં યશઃ કીર્તિને
ગુર્જર-લાટ-સૌરાષ્ટ્રાદિનાં--
દેવમન્દિરોના શિખરોપરની
ફરફરતી પુણ્યપતાકાઓ.
બોલતાં બિરૂદાવલીઓ એમની
પરબો તળાવો ને વાવડીઓ
પાંગો ને પક્ષીઓના શતશો મુખે.
સદાય આશીર્વાદ આપતા
એ મન્ત્રીશ્વરોને
વેદમન્ત્રના ઉચ્ચ ધ્વનિઓથી
એમણે સર્જેલી--
પંચશત બ્રહ્મપુરીઓના ભૂદેવો.
એ મન્ત્રોના ઉચ્ચારણમાં
યોગ્ય અમાત્યપદના
રાજ ને રાષ્ટ્ર પ્રત્યેની વફાદારીના
સહિષ્ણુતાના સિદ્ધાન્તના
ઔચિત્યની ઓળખાણના
અને એવાં કંઈ કંઈ તત્વોના
વિવિધ સૂરોની વ્યંગ્યતા હતી.

ગુર્જરી માતાના આત્મને
શૌર્યથી રક્ષતાં છતાં,
ઉમદા આદર-સત્કારના
અને મસ્જિદોના વિધાનના

---

१ अस्मिन्नसारे संसारे सार-
ङ्गलोचना। यत्कुक्षिप्रभवा एते,
वस्तुपाल! भवादृशाः॥

સાવચેતીસૂચક ચોકીયાતો ય
ચારે દ્વાર રાખ્યા હતા
એ દીર્ઘદર્શી મન્ત્રીશ્વરાએ.
દૂર જ રાખ્યા ગુર્જરીથી
મ્લેચ્છ નૃપોને એમણે
દર્શાવી શૌર્ય બલ ને સામ્યતા
[1]બૌદ્ધો ને વૈષ્ણવો,
શૈવો ને યોગીઓ,
અને વળી આર્હતો,
સૌ કોઈ બૌદ્ધાદિ સ્વરૂપે
આત્મીય માનતા ને સ્તવતા
પરમ સત્વશાલી શ્રી વસ્તુપાલને.
એ પ્રધાનોના પ્રધાનવટાએ
કૃતયુગના બતાવ્યા:
ઔદ્ધવ ને અભયકુમારને,
પુરાણનાં પાત્રો કર્યાં
કલ્પક ને યૌગંધરાયણને,
ઇતિહાસને પાનેજ રાખ્યા
જામ્બક તથા આલિગને
સદા કૃતજ્ઞ છતાં ય
ભૂલવા લાગી ગુર્જરીજનતા
મુંજાલ ને સાન્તૂ શા
ઉદાયન ને વાગભટ્ટ શા
જાણીતા જૈન મહામન્ત્રીઓને.
હિમાલય શા મહાન એમનો—
રાજનીતિ ને જીવનચર્યા
અતીવ નીચું જોવરાવતી
કવિસમયસિદ્ધ પેલી—
અમર ગંગાની પવિત્રતાને.
ભાટ ચારણોનાં ચાટુવચનો
ગર્વના ગિરિશિખરે આરોપવા
અશક્ત હતાં
એ વિવેકવિચક્ષણોને—
અને અતિદક્ષા અનુપમાને.
રાજ્યના કારોભારથી
કયારે ય નીચાં ન નમતાં
એમનાં સદાય ઉન્નત શિરો.
જગઉછાળ કીર્તિના અક્ષરો
કર્ણે પડતાંની સાથે જ
લજ્જાનાં ભારથી નમી જતાં.
સ્નેહથી ન્હાતાં સ્વજન-ચકોરો
સદાય એ પુરુષચન્દ્રોને.
પંડિતપ્રવરોનાં પદ્મો ને કુમુદો
પ્રતિદિન ઇચ્છતાં
એ તેજસ્વીઓના ઉદયને.

+

હતા વિશેષ વિદ્વાન શ્રી વસ્તુપાલ
વાસ કર્યો હતો વાણીદેવીએ
એના વદનકમળે

---

१ "बौद्धैर्बौद्धो वैष्णवैर्विष्णुभक्तः
शैवैः शैवो योगिभिर्योगरङ्गः ।
जनस्तावज्जन एवेति कृत्वा,
सत्वाधारः स्तूयते वस्तुपालः॥

આદર કર્યા વિદ્યાનાં
ભોજસમા એ કવીશ્વરે.
કવિજનોનો કરદાન એ
ભરી દેતો લક્ષ્મીથી
કવિઓનાં કંગાલગૃહોને.
સર્વ દર્શનના વિદ્વજ્જનોએ
પોકારી એ મન્ત્રીની બિરૂદાવલી
'सरस्वतीकण्टाभरण' આદિ
બહુ બહુ બિરૂદોથી.
સર્વગુણના એ સમધિષ્ટાનમાં
વિભુતા ને વિક્રમ હતાં,
વિદ્યા ને વિદગ્ધતા હતી.
વિત્ત ને વિતરણ હતાં,
અને એ સર્વ કરતાં યે
વધુ હતો સર્વગુણ શ્રેષ્ટ વિવેક
એમ સાત વિકારો હોતાં ય
વિકારવિહીનતા જ હતી
એ વિવેકશિરોમણિમાં,

÷

હતો વારસો એ મન્ત્રીઓમાં
મહાન મહાજૈનત્વતો.
એ વારસાને સંપૂર્ણતયા રક્ષવા
કડપ દોરવણી હતી
કુમારદેવી માતની.
'મદનું મદિરાગૃહ ન બને
વસ્તુપાલની બેઠક'
ધરાવી એ લાલબત્તી દેવીએ
સૂરિ શ્રી વિજયસેનથી.
ઉપદેશો વહાવ્યા એણે ત્યાં
જ્યોતિષવિદ્યાવિશારદ
પિયરપક્ષીય ગુરૂશ્રી નરચંદ્રથી,
બન્યા એ બંધુઓ
સર્વ મર્યાદાના સાગર.
જૈન યોગકુલના સુયોગી
આચારવિદ એ શ્રાવકો
પૂજતા ત્રિકાળે
પરમઇષ્ટ શ્રી વીતરાગદેવને.
પરમપ્રભુને પૂજયા ને પૂજાવ્યા
સાડા બાર મહાસંઘયાત્રાથી
ગુર્જરી આદિની ભાવુક જનતાને
દેવાધિદેવના એ મહાપૂજકોએ.
સૌરાષ્ટની ભોંયનાં
ભવ્ય દિવ્ય આભૂષણ-
શ્રી શત્રુંજય ને ગિરિનાર,
એની મહાયાત્રાઓથી
માનવભવના લહાવ
લીધા ને લેવરાવ્યા એમણે
પુણ્યવંતા ભવ્યજતોને.
ગુણસ્તવનાએ સ્તવી
શત્રુંજય મૌલિમણિ શા
આદિ પ્રભુ શ્રી ઋષભદેવને,
અતિપુનીત બનાવી
લૌકિકલાભચટુ જિહ્વા
જૈન સ્તુતિના એ વિધાયકોએ.

કોટિશઃ પ્રભુનાં પ્રતિરૂપોથી
મંડિત કરી ધરા
અને વળી કંઈ ધરાધરો
મન્ત્રીધુરાના એ ધોરીઓએ
અર્હન્તોના અહર્નિશ ધ્યાનથી
પ્રભુમય બનેલા
એ મહામન્ત્રીઓના માનસને
તીર્થસ્વરૂપ બોલતા
જગજાણીતા જૈનાચાર્ય-
શ્રી જિનપ્રભસૂરીશ્વરાઃ-
'[1]અર્હન્તોથી જે અધ્યાસિત હોય
કહેવાય તે તીર્થ
સદાય અધ્યાસિત હતાં
અર્હન્તોથી તેમનાં ચિત્ત.'
ન હતા નનુરા એ મન્ત્રીબંધુઓ.
સન્માનથી-વંદનથી-દાનથી

સતત સત્કાર્યા એમણે
પૂજ્ય શ્રી ગરુવર્યોને.
વંદ્યા ન હતી એમની
સુખશાંતીની પૃચ્છા.

એમના અપમાનમાં માન્યાં
આપનાં જ અપમાન એમણે
મહાવ્રતોના અપમાનની વેળા

૧ यद्ध्यासितमर्हद्भिस्तद्धि तीर्थ प्रचक्षते । अर्हन्तश्च तयोश्चित्त-मध्यवात्सुरहर्निशम् ॥

તૃણની જયમ જીવનને ધર્યાં
યમ-મહિષના મુખાગ્રે
એ મહાનુભાવ યજમાનોએ.
આખાય અંગ પર
મુનિપાત્રમાંના ઘી ઢોળાતાં
અભ્યંગન મનાયાં
મહાઆર્હતી શ્રી અનુપમાથી.
ઠરી જ ગયો તેજપાલ
ધાંચણનું નિદર્શન દેવાતાં
મીઠાબોલી એ સ્ત્રીદેવતાથી.
'સુપાત્રદાનના અવશેષિત કોડથી
પુનરવતાર પામ્યો કુમારપાલ'

એમ ઉત્પ્રેક્ષાયો વસ્તુપાલ
કંઈ કંઈ કવીશ્વરોથી.
સાધર્મિવાત્સલ્ય ને સંઘપૂજનમાં
જીવનની સિદ્ધિ માનતાં
એ સદ્ધર્મનાં સ્હાયકો.
યાત્રાળુઓના પગની ધૂળીથી
પવિત્ર માનતાં નિજ આત્મને
એ સાધર્મિકપૂજકો.

પ્રભુ ને સત્પાત્રના સેવનશ્રમમાં
[1]'સફળ થઇ માનતાં
પિતાની આશા ને માતની આશિષ.'
પ્રભુ ને સત્પાત્રના એ સેવકો.

૧ 'अद्य मे फलवती पितुराशा, मातुराशिषि शिलाङ्कुरिताद्य'

કેવા મનોરથો !

×

સ્વચ્છ આચર્યું જીવન એમણે
સદ્‌ભાવનાં સુમનસો ખીલવ્યાં
ભાવવિશુદ્ધિના એ ભાવુકોએ.
તેજથી જળહળતાં
મન્ત્રીપદનાં પ્રતાપી જીવનમાં ય
ઉદયાસ્તને મીમાંસતા તેઓ.
સંભાવતા ભરતી-ઓટને
લક્ષ્મીના મહાસાગરમાં ય
એ સાહસધીર પુરુષો.
પાપથી પાછા ફરતા તેઓ
પ્રતિદિન પુણ્યમાં પગલાં માંડતા.
કુમારદેવીનાં કુખનાં એ નુર
ભક્ત-દાતા-શુર
ત્રણે ય હતાં.
માતાના સુંદર જૈનત્વને
જીવનમાં જીવી જાણ્યું
બરાબર જિરવી જાણ્યું
યથાશક્તિ ભોગવી ય જાણ્યું
જૈનના એ કુલ જોગીઓએ.

+ +

સુકૃતયજ્ઞના યષ્ટા
એ મહાયજમાનોએ
અઢાર અઢાર વર્ષો તક
પુણ્યાર્થે વ્યય કર્યો
ત્રણસેં ત્રણસેં કોટિ દ્રવ્યનો,
છતાં એમની સહજ નમ્રતા--
અને અંતરનો સદ્‌ભાવ
ઘણું ય ગૂઢ ગણુગણતાં
અવસરે ઉઘાડાં ય પડતાં
પશ્ચાત્તાપની આર્તપ્રેરણાએ.
માનવની માનભરી સૃષ્ટિમાં
મહામના એ મન્ત્રિઓ સિવાય
અન્ય કોણ એમ બોલે:--
[1]કંઈ સુકૃત ન કર્યાં
સજ્જનોને સ્મરણ યોગ્ય એવાં,
કેવલ મનોરથોને જ સાર માનતા
અમારી આ વય
એમનીએમ વીતી ગઈ.'
કયું માપ માપી શકે
આ નમ્રતા ને સદ્‌ભાવની
આભ શી અપારતાને ?
ભલેને કવિઓ મથે
મહાત્માઓનાં અંતર માપવા,
પણ અધૂરાં રહેવા સર્જ્યાં
કૃતજ્ઞોનાં એ મોજણી મંથન
તો ય ધન્યવાદને તો વરે.
પરમાર્થી મહાપુરુષોનાં
એ કવિકૃત 'सुकृतसंकीर्त्तनो.'
ધન્ય એ ઉદાર પ્રયત્નોને !

+

---

૧ न कृतं सुकृतं किञ्चित्, सतां संस्मरणोचितम् । मनोरथैकसाराणा-मेवमेव गतंवयः॥

સદાય સૃષ્ટિ સંભારશે
વસ્તુપાલ–તેજપાલને
અને પુણ્યશીલ અનુપમાને.
સદાય ગાતું રહેશે
દેલવાડાનું તે દેવાલય
એમની અમર કીર્તિને.
બિરદાવલી બોલશે
એમનાં સુકૃતના યાત્રાળુઓ
સોમેશ્વરદેવાદિ
ગુણજ્ઞ મહાકવીશ્વરોના
સોહામણા શબ્દોમાં:—
[2]'સત્રાગારો ને નવાણોથી
તથા અગણ્ય ધર્મસ્થાનોથી
વ્યાપ્ત કરી સમસ્ત ધરા,
અને વ્યાપ્યું ગગનમંડળ
ઉજળાં યશઃ કીર્તિથી
વીર શ્રી વસ્તુપાલે.'
ન રહ્યું ખાલી કો' સ્થળ
અન્યના ઉપવેશન માટે.
[3]'વંશ વિનય ને વિદ્યામાં
સુકૃત ને બળપરાક્રમમાં
વસ્તુપાલ શો કોઈ ક્યાંય
ન પડયો મુજ દૃષ્ટિ પથમાં.'
[4]'નથી દેખો અન્ય કોઈ
તેજપાલથી અધિકો દાની.'
[5]'ધર્મને ઉપકાર તારો
અને તને ઉપકાર કરતા ધર્મનો
એમ હે વસ્તુપાલ બન્નેનો
એ યોગ્ય જ સમાગમ હતો.'
[6]'ગુણોથી અનુપમ—
અને પ્રત્યક્ષ લક્ષ્મી હતી
તેજપાલની પત્ની અનુપમા.'

+

મારાં પણ હો
ધન્યવાદ ને અભિનન્દન
લૂણિગવસહીના વિધાપક
એ મહામાત્યો ને અનુપમાની
સુકૃતશાલિની રત્નત્રયીને.

---

૨ अन्नदानैः पयःपानै-धर्मसनैश्च भूतलम् । यशसा वस्तुपालेन, रुद्धमाकाशमण्डलम् ॥

૩ अन्वयेन निनयेन विद्यया, विक्रमेण सुकृतक्रमेण च । क्वाऽपि कोऽपि न पुमानुपैतिमे, वस्तुपालस दृशो दृशोः पथि ॥'

૪ त्यागी तेजःपालादपरः कोऽपि न दृष्टः ।

૫ तवोपकुर्वतो धर्मं, तस्य त्वामुपकुर्वतः । वस्तुपाल ! द्वयोरस्तु, युक्त एव समागमः ॥

૬ तज्जायानुपमा गुणैरनुपमा-प्रत्यक्षलक्ष्मीरभूत् ॥